# "મુત્તકીઓનો મેહમાન!"

આવો, આવો, ઓ રમઝાન!
તું તો મુત્તકીઓનો મેહમાન.
આવો,
કરૂં હું શું તુજ ગૌરવ ગાન,
તુ તો મુત્તકીઓનો મેહમાન!
આવો,
તુજ ઉષાની લાલીમાંથી થાતું કંઇક વિધાન
તુજ સંધ્યાની કાલિમાંથી મળતું બ્રહ્મ જ્ઞાન.
કરૂં હું શુ તુજ ગૌરવ ગાન!
તું તો મુત્તકીઓનો મેહમાન.
ફૂલ ગુલાબી ઓષ્ટો ઉપર,
ભૂખ તૃષાના પાન!
સૂફી રસના રસથી જપતી,
રટણ સદા સુખ ગાન,
આવો આવો ઓ રમઝાન!
તુ તો મુત્તકીઓનો મેહમાન

'સાબિર'






છુટક કિંમત સાત આના

જુલાઈ : ૧૯૪૭



## આ અંકમાં





### જામેઅહ હુસૈનિયહ, રાદેર

શનિવાર તા. ૨૮-૬-૪૭ના રોજ પ્રાંતેલના જામેઅહના શેખુલ હદીસ મૌલાના શમ્શુલ હક સાહેબની સદારતે વાર્ષિક દસ્તારબંદીનો જલસો થયો હતો. જિલ્લાના ઘણા ગામોમાંથી ઇલ્મ-પ્રેમી ભાઇઓએ હાજરી આપી હતી. મૌ. મુહમ્મદ સઇદે રિપોર્ટ રજુ કર્યો હતો આફ્રિકા ખાતેથી રૂા. ૩૨૭૦૦૦ની રકમ જે સખી ગૃહસ્થોએ આપી દર વર્ષે ચન્દ ઓની જન્જાળમાંથી કાર્યકર્તાઓને બચાવી લીધા તે માટે દુઆ માંગવામાં આવી હતી એ તુલબાઓને દસ્તાર બંદી થવા પછી શેઠ મી હાજી અહમદ સીમાપોરી અને હિસાબ કિતાબ સબંધી પોતાની તપાસથી મળેલો સંતોષ વ્યક્ત કર્યો હતો. ઇનામો વહેંચાયા પછી સદર સાહેબે તકરીર કરી હતી.

### ઝરૂરી ખુલાસો

બહાર ગામના કેટલાયે મિત્રોમાં જામેઅહના હિતશત્રુઓએ ઘણી વાતો વહેતી મૂકી હતી રાંદેરના વતની તરીકે અને પણ પૂછપરછ કરવામાં આવતી હતી રજબની આખરીમાં તે સબધમાં જનાબ હાફિઝ અહમદ ઇસ્માઇલ મુલ્લા સાહેબની મે મુલાકાત લીધી, જનાબ હાફિઝ સાહેબે જામેઅહની મિલ્કતોના દસ્તાવેજો અને શેર સર્ટીફિકેટો મારી સમક્ષ મૂક્યા. એકેએક કાગળીયાઓ જામેઅહ મજકૂર નામ ઉપર મારી તપાસમા નીકળ્યાં અને રોકડ સિલ્લક સુરતની ઇમ્પીરિયલ બેન્ક અને રાંદેરની શ્રોફ બેન્કમાં જમા રહેલી માલૂમ પડી. જામેઅહની કોઇ પણ મિલ્કત કાર્યકર્તાઓના અંગત નામે ચઢાવવામાં આવી નથી. તેની ખાત્રી 'કારવાં' દ્વારા જાહેર આલમને આપતાં મને ખુશી થાય છે.

# ફોરવાં

## તરવાની વાત કર મા

તું દિલ દીધા વિના દિલ હરવાની વાત કર મા,
ડુબવાની વાત પ્હેલાં તરવાની વાત કર મા.
કિશ્તી તું થા કોઇની, કોઈ તારી કિશ્તી થાશે;
તાર્યા વિના કોઇને, તરવાની વાત કર મા.
મનના તરંગથી છે જુદા તરંગ જળના,
કાંઠે ઉભાં ઉભાં તું તરવાની વાત કર મા
મઝધાર એજ સાચી તરવાની છે કસોટી,
કિશ્તી ! તું કાંઠે કાંઠે તરવાની વાત કર મા.
નૌકા ! તું અંતે નૌકા છો, સાંઢણી નથી તું;
સાગર મૂકીને રણમાં તરવાની વાત કર મા.
રત્નોની શોધ કરવા તળિયે કદી કદી જા;
નિશદિન સપાટી પર તું તરવાની વાત કર મા.
ઓ વેદના હૃદયની, ફરતી રહે હૃદયમાં,
આંખોમાં, અશ્રુઓમાં તરવાની વાત કર મા.
જો પાપના કૂવામાં ડુબવું છે તો ડુબી જા,
એમાં ડુબીને કિન્તુ તરવાની વાત કર મા.
જો તેં 'શિતાબ !' યુગનાં ના ઓળખ્યાં વહેણો,
તો સામે પૂર એના તરવાની વાત કર મા.

શિતાબ કુરૈશી

# રમઝાન શરીફની ફઝીલતો

અનુવાદક.–"રીફાઇ સાબેરી"

ઇસ્લામના પાંચ ફર્ઝોમાંથી રમઝાન શરીફના રોઝા પણ ફર્ઝ છે એનો મુન્કિર કાફિર થઇ જાય છે:

આ મહીનાનો ચાંદ જોઇ ત્રણ વખત "અલ્લાહો અકબર" ત્રણ વખત દરૂદ શરીફ એક વખત "અલ્હમ્દ" શરીફ ત્રણ વખત "કુલ્હોવલ્લાહ" શરીફ અને અગીઆર વખત સુરએ કદર "ઇન્ના અન્ઝલ્નાહો" અને ત્રણ વખત દરૂદ શરીફ પઢી જે કંઇ દુઆ માંગવામાં આવશે તે ખુદાપાક કુબૂલ કરશે:

હઝરત અબ્દુલ્લાહ બિન મસ્ઉદ (રદી)થી રિવાયત છે કેઃ–હુઝૂરે (સલ) ફરમાવ્યુ છે કે "જે કોઇ રમઝાન શરીફના બધા રોઝા રાખશે તેના બધા નાના મોટા ગુન્હા ખુદાપાક માફ કરી દેશે અને તે એવો પાક થશે કે હમણાજ પૈદા થયો છે.

હજરત મૂસા (અલે) એ દુઆ માગી અને ખુદાપાકથી સવાલ કર્યો કેઃ "યા ઇલાહી! મોહંમદ (સલ)ની ઉમ્મતને કયો મહીનો અતા કરવામા આવશે"? જવાબ મળ્યો કેઃ–"રમઝાન શરીફનો મુબારક મહીનો અમોએ અતા કર્યો છે"

હઝરત મૂસા (અલૈ)એ અર્ઝ કરી કે "એ મહીનાની શી ફઝીલત છે?"

જવાબ મળ્યો કેઃ–"એ મુસા (અલૈ) જેવી રીતે તમામ બન્દા અને મખ્લુક ઉપર મારી ફઝીલત છે તેવીજ ફઝીલત એ મુબારક મહીનાની બધા મહીનાઓ ઉપર છે અને જે કોઇ આ મુબારક મહીનામાં રોઝા રાખશે તેના આ'માલ નામામાં બધા ઇન્સાનો, પરીઓ, ફરિશ્તાઓ અને તમામ મખ્લુકાતની ઇબાદતનો સવાબ હુ લખીશ.'

હઝરત મુસા (અલે)એ અર્ઝ કરી કે 'યા ઇલાહી! મને પણ હુઝૂર (સલ)ની ઉમ્મતમાં દાખલ કર કે જેથી એ બધી ને'મતોથી હુ મહરૂમ રહું નહીં."

રમઝાન શરીફમાં જે કોઈ રોઝા રાખે છે તેની બખ્શિશ માટે બધા ફરિશ્તાઓ, બધા પરિન્દા બધા જાનવરો, બધા ઝાડો અને બધી મખ્લુકાત દુઆ માંગે છે

હુઝૂરે (સલ.) ફરમાવ્યું છે કેઃ–"રમઝાન શરીફમા જે કોઇ રોઝા રાખશે તેને ખુદાપાક કયામતને દહાડે એક એવો ઝમર્રુદનો મહેલ અતા કરશે કે જેના હજાર દરવાજા હશે અને દરેક દરવાજા આગળ એક એક એવું ઝાડ હશે કે અગર કોઇ ઘોડા ઉપર સવાર થઇ સો વરસ સુધી પણ દોડાવશે તો પણ તેના સાયામાથી બહાર નીકળી શકશે નહી"

મજકુર હદીસને હઝરત અહમદ બિન જમ્બલે (રદી.) રિવાયત કરી છે :

હુઝૂરે (સલ) ફરમાવ્યુ છે કે.–(૧) જે કોઇ રમઝાન શરીફમા માત્ર એક દિર્હમ સદકામાં અપશે (ખૈરાત કરશે) તો બીજા મહીનાઓમાં હજાર દિર્હમ કરતાં વધારે ખૈરાત કરશે તેનો જે સવાબ મળશે તેનાથી વધુ સવાબ મળશે. (૨) જે કોઇ રમઝાન મુબારકના જુમ્આને દહાડે ઇબાદત કરશે, કુર્આન શરીફ પઢશે, કસરતથી દરૂદ શરીફ પઢશે તો એક હજાર વરસની ઇબાદત જેટલો સવાબ તેને મળશે. (૩) જે કોઇ રમઝાન શરીફમાં રોઝા રાખશે અને પોતાની ઓરત અને બચ્ચાઓ અને ઘરવાળાઓ સાથે બેસી રોઝા ઇફ્તાર કરશે તો તેને એટલો બધો સવાબ મળશે કે જાણે તેણે મક્કા મોઅઝ્ઝમા, મદીના મુનવ્વરા અને બૈતુલ મુકદ્દસમાં રોઝા રાખ્યા છે."

મજકૂર ત્રણે જગ્યાઓમાં રોઝા રાખનારને જે સવાબ મળે છે તેને માટે

હુઝૂરે (સલ.) ફરમાવ્યું છે કેઃ— ૧) મક્કા મુઅઝઝમામાં રોઝા રાખનારને સીત્તેર હજાર ઉમરાહ અને સીત્તેર હજાર રમઝાન શરીફના રોઝા રાખવા જેટલો સવાબ મળે છે (૨) મદીના મુનવ્વરામાં રોઝા રાખનારને બધા ઇમાનદાર ઇન્સાનોની ગણત્રી જેટલો સવાબ અતા કરી તેટલાજ તેના ગુન્હા દૂર કરશે (માફ કરશે) અને તેટલાજ તેના દરજ્જા જન્નતમાં બુલંદ કરશે અને (૩) બૈતુલ મુકદ્દસમાં રોઝા રાખનારની બખ્શિશ માટે સાતે જમીન અને સાતે આસમાનના બધા ફરીશ્તાઓ દુઆ માગે છે.

મજકૂર બધા સવાબો પોતાની ઓરત, બચ્ચા અને ઘરવાળાઓ સાથે ઇફતાર કરનારને ખુદાપાક અતા કરે છે.

હુઝૂરે (સલ.) ફરમાવ્યુ છે કેઃ— જે કેઇ મારો ઉમ્મતી ખાસ ખુદાપાને વાસ્તે રમઝાન શરીફના રોઝા રાખશે તેને છસો હજાર ગુલામ આઝાદ કરવા, છસો હજાર ઊંટોની કુર્બાની કરવા અને એટલાજ વરસ સુધી ખુદાપાકની ઇબાદત કરવા જેટલો સવાબ ખુદાપાક અતા કરશેઃ

હઝરત ઉમર (રદી)થી રિવાયત છે કેઃ— મેં હુઝૂર (સલ)ને સવાલ કર્યો કે "રમઝાન શરીફની શી ફઝીલત છે? હુઝૂરે (સલ.) ફરમાવ્યું કે "ઐ ઉમર! રમઝાન મુબારકને તૌરેતમાં "હુત' કહે છે અને ઇન્જિલમાં "તાબ" અને ઝબૂરમા "કુર્બત" અને કુર્આન શરીફમાં "રમઝાન મુબારક" કહે છેઃ "હુત"નો અર્થ એ છે કે ગુન્હાઓને દૂર કરે છે "તાબ"નો અર્થ એ છે કે પાક થાય છે એટલે રોઝા રાખનાર ગુન્હાઓથી પાક થાય છેઃ અને "કુર્બત" એટલા માટે કહે છે કે આ મહીનાના રોઝા રાખનારને અલ્લાહ તઆલાની કુર્બત (નઝદીકી; પાસે હોવુંતે) હાસિલ થાય છે અને "રમઝાન" એટલા માટે કહે છે કે 'એમાં અલ્લાહ પાકની રહમત આખો મહીનો નાઝિલ થાય છેઃ

મુનાફિબે મોહંમદીમાં લખ્યું છે કેઃ—રમઝાન મુબારકમાં રોઝદારો માટે પંદર તરેહની રહમતો નાઝિલ થાય છેઃ—(૧) રિઝક ફરાખ થાય છે (૨) માલ અને દૌલત વધે છે (૩) રોઝદાર જે કઈ ખાય છે તે બધો ખોરાક ઇબાદતમાં લખવામાં આવે છે. (૪) ઇબાદત વગેરે નેક અને સારા કામોમાં વધારો અને બરકત થાય છે (૫) આસમાન અને જમીનના બધા ફરિશ્તાઓ રોઝદારની બખ્શિશ માટે દુઆ માંગે છે (૬) બધા શૈતાનોને બંધ (કૈદ) કરવામાં આવે છે (૭) રહમતના દરવાજાઓ ખોલી દેવામાં આવે છે (૮) જન્નતના દરવાજાઓ ખોલી દેવામાં આવે છે અને દોઝખના દરવાજાઓ બંધ કરવામાં આવે છે (૯) રમઝાન મુબારકની દરેક રાત્રે સાત લાખ ગુન્હેગારોને દોઝખમાંથી આઝાદ કરવામાં આવે છે (એટલે જહન્નમમાંથી નજાત દેવામાં આવે છે) (૧૦) જેટલા ગુન્હેગારોને રમઝાન સિવાયના સાત દહાડાઓમાં જહન્નમથી છૂટા કરવામાં આવે છે તેટલા ગુન્હેગારોને રમઝાન શરીફની દરેક જુમ્આની રાત્રે છૂટા કરવામાં આવે છે (૧૧) રમઝાન શરીફની છેલ્લી રાત્રે લોકોના બધા ગુન્હા બખ્શી દેવામાં આવે છે (૧૨) દરેક મોમિન રોઝદાર માટે જન્નતને દરરોજ શણગારવામાં આવે છે. (૧૩) રોઝદારની દુઆ કબૂલ થાય છે. (૧૪) રોઝદારનું આખું બદન ગુન્હાઓથી પાક થઇ જાય છે. (૧૫) ખુદાપાકની ખુશનૂદી તેને મળે છે એટલે ખુદાપાક રોઝદારથી ખુશ થાય છે :

હુઝૂર (સલ.) ફરમાવ્યું છે કેઃ—(૧) એ

લોકો ! યહુદીઓની વિરૂધતા કરવા તમો જરૂર સેહરીમાં ખાઓ કેમકે યહુદીઓ સેહરીમાં ખાંતા નથી. અને જે કોઇ સેહરીમાં ખાશે તેને દુન્યામાં જેટલા યહુદીઓ હશે તેઓની ગણત્રી જેટલા નેક ગુલામોને આઝાદ કરવા જેટલો સવાબ મળશે પછી ભલેને કંઇ નહીં તો માત્ર એક બે લુકમા પણ ખાવામાં આવશે. (૨) એ લોકો તમો સેહરીમાં જે કંઇ નેઅમતો વગેરે ખાશો પીશો તેને માટે કયામતને દહાડે હિસાબ પૂછવામાં આવશે નહીં. (૩) સેહરી માટે ઉઠો ત્યારે "યા વાસેઉલ મગફિરતે" ને કસરતથી પઢતા રહો કે જેથી બધા ગુન્હાઓ માફ થઇ જાય (૪) જે કોઈ સેહરીમાં ખાશે તો દરેક લુકમાના બદલામાં એક એક વરસની ઇબાદતનો સવાબ તેને મળશે. (૫) જે કોઇ જાણી જોઇને સેહરીમાં કંઇપણ ખાશે પીશે નહીં તો યહુદીઓનુ અનુકરણ કરવા બરાબર થશે.

તરાવીહની નમાઝ સુન્નત છે. હઝરત ઉમર (રદી)થી રિવાયત છે કેઃ-હુઝૂરે (સલ.) ફરમાવ્યું છે કે "હઝીરતુલ કુદસ" નામની નૂરની એક જગ્યા અર્શમાં છે અને જે કેઇ તરાવીહ પઢે છે તેને એ જગ્યાએથી ખુદાપાક પોતાના નૂરથી જુએ છે."

હુઝૂર (સલ)ના ચાર ખલીફા (રીદવા)ઓ, બધા ઇમામો (રેહ.) અને અકસર બુઝુર્ગાને દીન(રેહ) અને એઓ (બુઝુર્ગાને દીન. રેહ.) માંથી ખાસ હઝરત શેખ મોહીયુદીન શાહ અબ્દુલ કાદિર જીલાની (રેહ) સાહેબના ફરમાન મુજબ તરાવીહની વીસ રકા'ત સુન્નત છે અને અકસર ફિકહની કિતાબોમાં પણ એજ મુજબ છે.

જમાઅત સાથે તરાવીહમાં મોટા અવાઝથી કુર્આન શરીફ પઢવું મુસ્તહબ છે. જો કુર્આન શરીફ પઢનાર ન હોય તો "અલમ-તરા કઇફ"ની સૂરતથી "કુલઆઉઝો બેરબ્બિન્નાસ"ની સૂરત સુધી પઢવું. આ રીતે પઢવાથી દશ રકાતમાં મજકુર સૂરતો ખલાસ થશે અને અગીઆરમી રકાઅતથી ફરી પાછી એજ સૂરતો પઢવી જોઇએ એટલે બે વખત મજકૂર સૂરતો પઢવી જોઇએ અને જો એ સૂરતો પઢનાર પણ કોઇ નજ મળે તો "અલ્હમ્દ" પછી ફકત "કુલ્હો વલ્લાહ"ની સૂરત પણ કિફાયત થશે પણ કોઇ પણ સન્જોગમાં તરાવીહ જમાઅત સાથે પઢવી છોડી દેવી જોઇએ નહીં.

હઝરત ઇબ્ને અબ્બાસ (રદી)થી રિવાયત છે કેઃ-"હુઝૂરે (સલ) ફરમાવ્યું છે કે (૧) ઇશાની ફર્ઝ નમાઝ પછી બે રકાત સુન્નત પઢી વીતરની પહેલાં તરાવીહ જમાઅત સાથે પઢવી જોઇએ. (૨) જે કોઇ તરાવીહની નમાઝ પઢશે તેના બધા ગુન્હાઓ બક્ષી દેવામા આવશે (૩) બે બે રકાઅતની નીયતથી તરાવીહ પઢવી અફઝલ છે. (૪) તરાવીહમાં મોટા આવાઝથી, સાફ સારા ઉચ્ચારથી અને દરમીયાની રીતે (એટલે બહુ જલ્દી પણ નહીં અને બહુ ધીમે પણ નહીં) એક વખત કુર્આન શરીફને ખત્મ કરવો સુન્નત છે અને એકથી વધારે વખત કરવો મુસ્તહબ છે (૫) તરાવીહમાં કુર્આન શરીફ બહુ જલ્દી જલ્દી પઢવું (કે જેથી ઉચ્ચારો પણ બરોબર અદા ન થાય) મકરૂહ છે. (૬) તરાવીહમાં કુર્આન શરીફ એટલું ધીમે ધીમે પઢવુ, કે જેથી મુકતદીઓને તકલીફ અને રંજ પૈદા થાય અને તેઓ તંગ આવી જાય, મકરૂહ છે. (૭) તરાવીહની નમાઝની વચ્ચે વચ્ચે નફિલ નમાઝ પઢવી મકરૂહ છે (૮) એકજ માણસ બે મસ્જિદોમાં તરાવીહ પઢે એ પણ મકરૂહ છે એટલે અમુક

રકાઅત એક મસ્જિદમાં અને અમુક રકાઅત બીજી મસ્જિદમાં પઢે એ મકરૂહ છે.

હુઝૂરે (સલ.) ફરમાવ્યું છે કેઃ–જે કોઇ રોઝદારનો રોઝો ઇફ્તાર કરાવશે તો તેના બધા ગુન્હા માફ થઇ જશે અને દોઝખની આગથી ખુદાપાક તેને (ઇફ્તાર કરાવનારને) આઝાદ કરી દેશે. જો રોઝદારનું પેટ ભરી ઇફ્તાર ન કરાવી શકે અને માત્ર એકજ ખજુર અથવા થોડું પાણી અથવા એકજ ઘુંટ દૂધથી ઇફ્તાર કરાવશે તો પણ ઉપર મુજબ સવાબ અને બદલો ખુદાપાક અતા કરશે

હઝરત રસૂલે ખુદા (સલ.) એ ફરમાવ્યું છે કેઃ–રમઝાન શરીફનો મહીનો એવો મુબારક છે કે "એના શરૂઆતના દશ દિવસમાં અલ્લાહપાકની બેહદ રહમત નાઝિલ થાય છે વચલા દશ દિવસમાં બંદાઓની મગફિરત થાય છે અને છેલ્લા દશ દિવસમાં જહન્નમથી આઝાદી મળે છે.

હઝરત અબી સઈદ ખુદરી (રદી.)થી રિવાયત છે કે "હઝરત રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું છે કેઃ–'રમઝાન શરીફની પહેલી રાતથી છેલ્લી રાત સુધી આસમાનના અને જન્નતના બધા દરવાજાઓ ખોલી દેવામાં આવે છે અને જે કોઇ મારા ઉમ્મતી મર્દ યા ઓરત વગેરે એ રાતોમાં નમાઝ પઢશે તો તેમના દરેક સજદાના બદલામાં એક હજાર સાતસો (૧૭૦૦) નેકી ખુદાપાક અતા કરશે અને જન્નતમાં તેમને માટે લાલ યાકૂતના મકાનો, કે જેના સત્તર હજાર દરવાજા હશે, બનાવશે.

હુઝૂરે (સલ.) ફરમાવ્યું છે કેઃ–જે કોઇ રમઝાન મુબારકનો પહેલો રોઝો રાખે છે તો તેના બધા ગુન્હા ખુદાપાક આખર રમઝાન સુધી બખ્શી દે છે.

હઝરત અબી હુરૈરહ(રદી.)થી રિવાયત છે કેઃ–જનાબ રસૂલે ખુદાએ (સલ) ફરમાવ્યુ છે કે (૧)જ્યારે રમઝાન મુબારકની પહેલી રાત શરૂ થાય છે ત્યારે ખુદાપાક નઝરે રહમતથી પોતાની મખ્લૂકાતને જુએ છે અને તેની ઉપર હરગિઝ અઝાબ કરતો નથી; અને રમઝાન શરીફમાં હરરોજ એક એક હજાર ગુન્હેગારોને દોઝખથી આઝાદ કરે છેઃ (૨) જ્યારથી રમઝાન શરીફનો મહીનો શરૂ થાય છે ત્યારથી જન્નતના બધા દરવાજા ખોલી દેવામાં આવે છે અને જહન્નમના બધા દરવાજા બંધ કરી દેવામાં આવે છે અને બધા શૈતાનોને કૈદ કરવામાં આવે છે (૩) દરેક રોઝાના બદલામાં એક એક હૂર સાથે જન્નતમાં ખુદાપાક નિકાહ કરે છે.

હઝરત ઇબ્ને અબ્બાસ (રદી.)થી રિવાયત છે કેઃ– હઝરતર રસૂલુલ્લાહએ (સલ.) ફરમાવ્યુ છે કેઃ– (૧)'ખુદાપાકે ફરમાવ્યું છે કે મારા હબીબ (સલ)ની ઉમ્મતના રોઝદારોને હું બહુ દોસ્ત રાખું છું. (૨) રમઝાન મુબારકની દરેક રાત્રે ખુદાપાક ત્રણ ત્રણ વખત ફરમાવે છે કેઃ– "છે કોઈ ઉમ્મતી કે જે મારી પાસે સવાલ કરે અને હું તેને પૂરો કરૂં? અને છે કોઇ ઉમ્મતી જે પોતાના ગુન્હાઓની તૌબા કરે અને હું તેને માફ કરી દઉં? અને છે કોઇ ઉમ્મતી જે માફી ચાહે અને હું તેને બખ્શી દઉં?"

હઝરત અબ્દુલ્લાહ બિન ઉફી (રદી.)થી રિવાયત છે કેઃ– હુઝૂરે (સલ.) ફરમાવ્યું છે કે (૧) રોઝદારનું ઉંઘવું (સુઇ રહેવું) ઇબાદત છે (૨) ચુપ રહેવું તરબીહ છે (૩) રોઝદારની દુઆ કુબૂલ થાય છે અને (૪) દરેક નેક કામનો બેમણો સવાબ મળે છે.

હઝરત ઉમર (રદી.)થી રિવાયત છે કેઃ– જનાબ રસૂલે ખુદાએ (સલ) ફરમાવ્યું છે

કે "જે કોઇ ઉમ્મતી રમઝાન શરીફમાં જે કંઇ નેકી કરે છે તે દરેક નેકીના બદલાગો સાતસો ગણો સવાબ ખુદાપાક અતા કરે છે પણ રોઝા માટે ખુદાપાક ફરમાવે છે કે "રોઝદાર બંદા મારે માટે ખાવું, પીવું છોડી દે છે અને શેહવતથી બચે છે જેથી હું પોતેજ તેઓને રોઝાનો બદલો અતા કરીશ

"રમઝાન" પાંચ શબ્દોનો બનેલો છે જે દરેક શબ્દનો અર્થ બુઝુર્ગોએ (રેહ) એવો કર્યો છે કે (૧) "રે" રાજી રહેવું અલ્લાહ-પાકની (૨) "મીમ" મહબ્બત કરવી ખુદાપાકની (૩) "ઝુવાદ" અલ્લાહ પાકનું ઝામિન થવું બંદાઓ માટે (૪) "અલિફ" ખુદાપાકની ઉલ્ફત (૫) "નૂન" નૂરે ખુદાનું હાસિલ થવું.

'હુઝૂરે (સલ.) ફરમાવ્યું છે કે "મારો તે ઉમ્મતી કે જે રમઝાન શરીફની રાતોમાં ઇબાદત કરશે તે કદી પણ ઝલીલ અને તબાહ થશે નહીં. એક માણસે સવાલ કર્યો કે "કયો ઉમ્મતી ઝલીલ અને તબાહ થશે? આપે (સલ.) ફરમાવ્યું છે કે (૧) જે કોઇ રમઝાન શરીફમાં હરામ કામો કરશે (૨) જે કોઇ એ મહીનામાં શરાબ પીશે અને (૩) જે કોઇ ઝીના કરશે અને એવા માણસ ઉપર ખુદાપાક તેમજ આસમાન અને જમીનના બધા ફરિશ્તાઓ આખુ વરસ એટલે બીજી રમઝાન આવે ત્યાં સુધી લાનત કરે છે અને જો એ મુદ્દતમાં એવો માણસ મરી જશે તો ખુદાપાકની નજદીક તેની બખ્શિશ નથી એટલે ખુદાપાક તેને માફ કરશે નહીં.

હુઝૂર રસુલુલ્લાહએ (સલ.) ફરમાવ્યુ છે કે "રોઝો અર્ધો "સબ્ર" છે અને "સબ્ર" અર્ધું ઇમાન છે.

હઝરત શેખ જુનેદે (રેહ) ફરમાવ્યુ છે કે "રોઝો પણ અર્ધિ તરીકત છે."

"એઅતેકાફ"

રમઝાને શરીફના છેલ્લા દશ દિવસ અથવા છેલ્લા સાત દિવસ અથવા છેલ્લાં ત્રણ દિવસ મસ્જિદમાં એઅતેકાફ કરે. મોહલ્લાની મસ્જિદમાં અથવા જુમ્આ મસ્જિદમાં એઅતેકાફ કરવો બેહતર છેઃ હુઝૂરે (સલ) અકસર દશ દિવસ એઅતેકાફ કર્યા હતા

હુઝૂરે (સલ) ફરમાવ્યું છે કેઃ—જે કોઇ ફકત એક દિવસ પણ એઅતેકાફ કરશે, તો કયામતને દહાડે એઅતેકાફ કરનાર અને દોઝખની વચ્ચે ખુદાપાક એવી ત્રણ ખાઇઓ કરશે કે તે દરેક ખાઇનો રસ્તો ૫૦૦ વરસનો હશે.

મસ્જિદના જમાઅતખાના સિવાય મરદો માટે કોઈ પણ જગ્યાએ એઅતેકાફ દુરસ્ત નથીઃ

એઅતેકાફની હાલતમાં પેશાબ, પાણી, જનાઝાની નમાઝ અને શરીઅતે રજા આપેલા કામો સિવાયના કામો માટે જમાઅતખાનાની બહાર નીકળવું મના છે; એથી એઅતેકાફ તુટી જાય છેઃ એઅતેકાફની હાલતમાં કુર્આન શરીફ પઢવુ ખુદાપાકનો ઝિક્ર કરવો અથવા દરૂદ શરીફ અથવા "સુબ્હાનલ્લાહે વલ્હમ્દો લિલ્લાહે વ લાઈલાહા ઈલ્લલ્લાહો વલ્લાહો અકબર" પઢતાં રહેવું જોઇએ.

એઅતેકાફ કરનારે મસ્જિદમાં લેણુ દેણુ, વેપાર ધંધો અને દુન્યવી વાતો કરવી ન જોઇએ.

"શાબે કદ્ર"

હઝરત જાબિર બિન અબ્દુલ્લાહ (રદી.)થી રિવાયત છે કેઃ- હુઝુરે (સલ.) ફરમાવ્યું છે કે:— (૧) જે કોઇ ઉમ્મતી સવાબ મેળવવાની ઉમ્મીદ અને ખરા અકીદા સાથે શબે કદ્રમાં ઇબાદત કરશે તો ખુદાપાક તેના બધા ગુન્હા બખ્શી દેશે (૨) બધી રાતોમાં શબે કદ્રની રાત ખાસ મર્તબા અને બુઝુર્ગીવાળી છે એ

રાત્રે આખી રાત ખુદાપાકની રહમત નાઝિલ થય છે (૩) રમઝાન શરીફની છેલ્લી દશ રાતોમાં શબે કદ્રને શોધો અને ખાસ કરી એકી વાળી એટલે ૨૧મી ૨૩મી ૨૫મી ૨૭મી અને ૨૯મી રાતોમાંથી કોઈ પણ એક રાત શબે કદ્રની રાત આવે છે. (૪) અગર તમારી ખુશી હોય કે તમારી કબર નૂરથી રોશન રહે તે શબે કદ્રમાં ઇબાદત કરો (૫) જે કોઇ ઉમ્મતી શબે કદ્રની આખી રાત ઇબાદત કરશે તો તેનું દિલ ઝિન્દા થઇ કયામત સુધી મરશે નહીં અને ખુદાપાક તેના બધા સગીરા અને કબીરા ગુન્હાઓ માફ કરી દેશે (૬ જે કોઇ શબેકદ્રમા આખી રાત ઇબાદત કરશે તેને સો વરસની ઇબાદત જેટલો સવાબ મળશે (૭) અને એના આવા આવા નેક બદલાને લીધે ખુદાપાકે શબે કદ્રને પોશીદા રાખેલી છે કે જેથી તેના બંદા આશિકોની જેમ તેની શોધમાં રહે. (૮) શબે કદ્રની રાતે કુર્આન શરીફ નાઝિલ થવું શરૂ થયું હતું (૯) જે ઉમ્મતીને શબે કદ્ર મળશે તેની ઉપર દોઝખની આગ હરામ થઇ જશે અને તેની દરેક હાજત ખુદાપાક પૂરી કરશે (૧૦) જે ઉમ્મતી રમઝાન શરીફની ૨૭મી આખી રાત જાગતો રહી ઇબાદત કરશે તો ખુદાપાક તેને સત્તાવીસ હજાર વરસની મુબારકતો. સવાબ અતા કરશે અને તેને માટે જન્નતમાં અગણીત મકાનો, જેની ગણત્રી ખુદ પાક સિવાય કોઇ જાણતુ નથી, બનાવશે. (૧૧) જે ઉમ્મતી રમઝાન શરીફની ૨૭મી રાત્રે આખી રાત ઇબાદત કરશે તો કયામતમાં તેને જન્નતમાં લઇ જવા હું ઝામિન થઇશ.

ખુદાપાકે ફરમાવ્યું છે કે "જે કોઇ ઉમ્મતી શબે કદ્રની રાતે ઇબાદત કરશે તેને હજાર મહીનાની ઇબાદત કરતાં વધારે સવાબ હું તેને અતા કરીશ."

~ ૭ ~

શબે કદ્ર માટે હઝરત અબૂબકર સિદ્દીકે (રદી.) હુઝૂર (સલ.)ને સવાલ કર્યો કે કઇ રાત શબે કદ્રની છે? ત્યારે હુઝૂરે (સલ.) ફરમાવ્યું કે "એ સિદ્દીક (રદી) શબે કદ્ર રમઝાન શરીફની ૨૭મી રાત છે."

અકસર બુઝુર્ગો (રહે.) પણ મજકૂર રિવાયત માટે એકમત છે કેમકે તેઓના તજરૂબાતે લઇ તેઓને એજ રાત્રે શબે કદ્ર હાસિલ થઇ છે: અને શબે કદ્રની નિશાની માટે તેઓએ લખ્યું છે કે:- શબે કદ્ર જે રાતે હોય છે તે રાત્રે જે કોઈ એ રાત્રે ઇબાદત કરે છે તેની સાથે ફરિશ્તાઓ મુલાકાત કરે છે અને તેની નિશાની એ છે કે "દિલ ખુદાપાકની મહબ્બત તરફ ખુદ બખુદ ખેંચય છે; આંખોમાંથી ખુદ બખુદ આંસૂ નીકળે છે; દિલ બહુજ ખુશ થાય છે અને ખુદાપાકની મહબ્બત દિલ ઉપર ગાલિબ થાય છે. જયારે મજકૂરમાંથી કોઈ પણ એક નિશાની માલૂમ પડે ત્યારે સમજવું કે "શબે કદ્ર" છે અને જ્યારે પણ મજકૂરમાંથી કોઇ પણ એક યા વધુ નિશાની માલમ પડે ત્યારે ખુદાપાકથી દુઆ માંગવી કારણ કે એ વખતની દુઆ ખુદાપાક જરૂર કુબૂલ કરે છે:

હઝરત અબીદ બિન ઉમરે (રદી.) ફરમાવ્યું છે કે:-રમઝાન મુબારકની ૨૭મી રાત્રે અમો દરીયામાં મુસાફરી કરતા હતા એ રાત્રે દરીયાનું પાણી ચાખી જોયું તો તે શકર જેવું મીઠું લાગ્યું અને જ્યારે કિનારા તરફ પહોંચ્યા તો બધા ઝાડોને સજદો કરતા અમે જેયા

હુઝૂરે (સલ.) ફરમાવ્યું છે કે:-ચાર તરેહના આદમી (૧) હમેશા શરાબ પીનાર (૨) મા બાપની નાફર્માની કરનાર (શરીઅત મુજબના હુકમોની) (૩) અધુરાં હમલ પાડી નાખનાર તેમજ પડાવી નાખનાર (૪) મુસલમાનોથી

અદાવત કરવાવાળા : આ ચાર તરેહના મુસલમાનો સિવાયના બધા મુસલમાનોને દર-કેઇ મોમિન મુસલમાનની શબે કદ્રની દુઆથી ખુદાપાક બખ્શી દે છે.

શબે કદ્રમાં કુર્આન શરીફ, દરૂદ શરીફ, ઝિક્રે ઇલાહી **"સુબ્હા નલ્લાહે વલ્હમ્દો લિલ્લાહે વલાઇલાહા ઇલ્લલ્લાહો વલ્લાહો અકબર"** અને પોતાના ગુન્હાઓની બખ્શિશ માટે **"અલ્લાહુમ્મા ઇન્નકા અફૂવ્વૂન તોહિબ્બુલ અફ્વા ફાઅફો અન્ની યાગફૂરો યાગફૂરો યાગફૂરો"** કસરતથી પઢતાં રહેવું : જો કંઇ પણ યાદ ન હોય તો ફક્ત દરૂદ શરીફ પણ કિફાયત થશે કેમકે બધી નફિલ ઇબાદતોમાં દરૂદ શરીફ પઢવુ સર્વથી અફઝલ અને બેહતર છે.

જનાબ હઝરત રસુલે ખુદાએ (સલ) ફરમાવ્યું છે કે – (૧) જે કોઇ શબે કદ્રની રાતના ઇબાદત કરવાની નીય્યતથી ગુસલ કરશે તેના બધા ગુન્હા ખુદાપાક માફ કરી દેશે. (૨) ગુસલથી પરવારી બે રકાઅત તહેતલ વઝુ જેની પહેલી રકાઅતમાં સુરએ "અલ્હમ્દ" પછી "આયતલ કુર્સી" એક વખત અને બીજી રકાતમા "અલ્હમ્દ" પછી સુરએ "ઇખ્લાસ" ત્રણ વખત પઢશે તેના બધા ગુન્હા ખુદાપાક માફ કરી દેશે. (૩) શબે કદ્ર રમઝાન શરીફની ૨૭મી રાત્રે જે કોઇ ચાર રકાઅત નફિલ નમાઝ જેની દરેક રકાઅતમાં "અલ્હમ્દ" એક વાર અને સુરએ કદ્ર "ઇન્ના અન્ઝલનાહો" એક એક વખત અને સુરએ "ઇખ્લાસ" સત્તાવીસ વખત પઢવી, ચારે રકાઅતમાં મજકુર રીતે સુ.તો પઢવી. આ નમાઝ પઢનારના બધા સગીરા તેમજ કબીરા ગુન્હાઓ ખુદાપાક માફ કરી દેશે એવી રીતે કે જાણે હમણાજ પૈદા થયો છે અને એ ઉપરાંત જન્નતમાં તેને હજાર મહેલ અતા કરશે. (૪) જે કોઇ શબે કદ્રની રાતે બે રકાઅત નફિલ જેની દરેક રકાઅતમા "અલ્હમ્દ" એક વખત "ઇન્ના અન્ઝલનાહો" એક વખત અને "ઇખ્લાસ" ત્રણ વખત પઢવી. આ નમાઝ પઢનારને શબે કદ્રની આખી રાત ઇબાદત કર્યા જેટલો સવાબ અતા કરશે; તેના રોઝા કુબૂલ કરશે; અને તેને હઝરત ઇદરીસ (અ. સ) હઝરત શોએબ (અ. સ) હઝરત એયુબ (અલૈ) અને હઝરત નુહ (અલૈ.) નો સવાબ અતા કરશે અને એ ઉપરાંત જન્નતમાં પૂર્વથી પશ્ચિમ સુધીનું એક મોટું શહેર અતા કરશે

મગરિબ પછી ગુસલ કરી બે રકાત તહેતલ વઝુ ની પઢી મજકુર નમાઝ પઢવી અફઝલ અને બેહતર છે એટલે ઇશા પહેલાં પઢી લેવી જો મસ્જિદમાં ન જઇ શકાય તો મકાનમાં પણ પઢી લેવી. (૫) રમઝાન મુબારકની ૨૭મી શબે કદ્રની રાતે ચાર નફિલ નમાઝ જેની દરેક રકાતમાં "અલ્હમ્દ" એક વખત "ઇન્ના અન્ઝલનાહો" ત્રણ વખત અને "ઇખ્લાસ" પચાસ વખત પઢવી અને સલામ ફેરવી સજદામાં જઇ એક વખત "સુબ્હા નલ્લાહે વલ્હમ્દો લિલ્લાહે વલાઇલાહા ઇલ્લલ્લાહે વલ્લાહો અકબર" પઢવું અને જે કંઇ દુઆ માંગશે તે ખુદાપાક જરૂર કુબૂલ કરશે અને બેહદ નેઅ-મતો અતા કરશે અને તેના બધા સગીરા તેમજ કબીરા ગુન્હાઓ માફ કરી દેશે (૬) શબે કદ્ર રમઝાન મુબારકની ૨૭મી રાત્રે નમાઝ પઢવાની નીયતથી જે કોઇ ગુસલ કરશે તેના બધા સગીરા-કબીરા ગુન્હા પગ ધોવા પહેલાંજ ખુદાપાક બખ્શી દેશે

મજકૂર સિવાય અનેક નમાઝ, વઝીફા, વગેરે બુઝુર્ગોને દીન (રદ) ફરમાવી ગયા છે. અને હદીસોમાં પણ છે. ખુદાપાક શોક અતા કરે તો મજકૂર પાંચ સાત નમાઝો ઉપરાંત દરૂદ શરીફ ચાલુ રાખવુ બેહતર અને અફઝલ છે. કારણ કે પાક હસ્તી (સલ.)ના તુફૈલથી આપણને આ નેઅમતો મળી છે.

# આવાઝકી દુન્યા

: સંભળાવનાર :

...બેકાર...

**સાહિત્યની વક્ર દૃષ્ટિ!**

આપણા સાહિત્યમાં જેમ જેમ વિચાર અને મંથનનું તત્વ ઘટતું જાય છે અને અળકલાપણું વધતું જાય છે; તેમ તેમ લેખકો અને વાંચકોની દૃષ્ટિ પણ બદલાતી જાય છે. જેમ ભેંસ વધુ જાડી હોય, અને વધુ દૂધ દેતી હોય તેની કીંમત વધુ અંકાય છે તેમ સારા જેકેટવાળી વધુમાં વધુ જાડી ચોપડીની કીંમત પણ અંકાય છે! ઉપરના રૂપરંગ અને દળને જોઇનેજ વાંચકો પુસ્તક ખરીદે છે. ગાંઠેના હીરને કોઇ જોતું નથી. જેથી પ્રકાશકો પણ જેમ બને તેમ વધુ મોટો પોથો બનાવવાનીજ તજવીજ કરે છે લોકોને જાડાં લુગડાં પહેરવાં ગમતાં નથી પણ જાડાં પુસ્તકો ગમે છે અને તેથીજ એવું જાડું જાડું વાંચીને એમની બુદ્ધિ પણ જાડી થઇ ગઈ છે! પણ અપવાદ તરીકે મફતીયા વાંચકોની બુદ્ધિ તેજ હોય છે! આ તો થઇ વાંચકોની વાત, પણ લેખકોય મનમાં આવે તે આફરે જઇ પેટનો બફારો કાઢીને તેનું નામ સાહિત્ય ઠેરવે છે! અને ખરી રીતે જોઈએ તો રેશનીંગનું સડેલું અનાજ અને વેજીટેબલ ઘી એના માટે જવાબદાર છે!

બીજી ભાષાનાં વિપુલ સંખ્યા ચોપાનીયાં અને પુસ્તકો પણ આપણા લેખકોને સ્હેલાઇથી સાહિત્યકાર બનાવી દે છે. બસ તેનુ 'વસ્ત્રહરણ' કરીને મૌલિકતાની છાપ મારી કે માલ રજીસ્ટર થઇ ગયો! આપણા દેશમાં કોઇ પણ બે ભાષા જાણનાર ધરખમ સાહિત્યકાર બની શકે છે! અને ખરી રીતે સાહિત્ય અને સાહિત્યકારની સંપૂર્ણ વ્યાખ્યા જાહેર નથી થઈ ત્યાં સુધી એમ તો થતુંજ રહેવાનું! પ્રેમપત્રને બદલે જાહેરપત્ર લખે કે સિનેમાની જાહેર ખબર લખે તેનાથી માંડીને ટુકી કે લાંબી વાર્તા લખે કે પછી તફડાવે તે બધાય સાહિત્યકાર તો ગણાયજને? અરે! કેટલાક તો ફક્ત ચર્ચાપત્રો લખીનેય સાહિત્યકાર બની જાય છે!

હવે વિવેચકની વાત કરીએ. સમાજમાં જેને બણુચક કહે છે, તેને સાહિત્યમાં વિવેચક કહે છે; એમ હાલનાં વિવેચનો પ્રાયતાં જણાય છે! વિવેચનનાય અનેક પ્રકાર છે ફક્ત પુસ્તકનું પુઠું- જોઇનેજ વગર વાંચ્યે ચોપડીની જાડાઈ ઉપરથી કે લેખકના નામ ઉપરથી લખેલી સમાલોચના! ફક્ત પ્રસ્તાવના વાંચીને લખેલી સમાલોચના! પોતાના વાડાના લેખક માટે ખાસ ફરમાસું સમાલોચના! પોતાના સિવાયના બધાજ બેવકુફ છે એવી ભાવનાથી લખેલી સમાલોચના! લેખકની, પ્રકાશકની વારંવારની ઉઘરાણીને લીધે માથેથી ભાર ઉતારવા માટે લખેલી સમાલોચના! છાપાના તંત્રીએ લેખક કે પ્રકાશક પાસેથી તેનીજ પાસેથી લખાવીને મંગાવેલી સમાલોચના! આવી અનેક પ્રકારની સમાલોચના હોય છે!

આટ આટલી કેળવણી વધી, આટઆટલી ડીગ્રીઓ વધી, આટઆટલી સાહિત્ય સંસ્થાઓ વધી છતાં વાંચકોને તો હજી ઘણાખરા સાહિત્યકારો ઘેટાં સમજીનેજ વર્તી રહ્યા છે! બિચારા સાહિત્યના ભરવાડો અને પ્રકાશકો તેમના રખેવાળ શ્વાન જેવા છે!

**વધતુંજ જાય છે!**

સરકારે લાંચ-રૂશ્વત વિરોધી ખાતું કાઢયું છતાં લાંચ-રૂશ્વત ઘટવાને બદલે વધતીજ જાય છે! લડાઇ બંધ થવાને બબ્બે વરસ થયાં છતાં અનાજ અને કાપડની તો ઠીક પણ દરેક વસ્તુની અછત વધતીજ જાય છે, અને કાળાં બજારની પ્રવૃત્તિ પણ વધતીજ

જાય છે। રોજ રોજ રેશનીગમાં વધુને વધુ કાપ મૂકાય છે છતાંય હિંદની વસ્તી પણ વધતીજ જાય છે। પાકિસ્તાન અને હિંદુસ્તાનના ભાગલા જાહેર થયા પછી બીજા ભાગલાઓની સંખ્યા પણ વધતીજ જાય છે। ભૂખમરો વધતો જાય છે તેની સાથે હુલ્લડો પણ વધતાંજ જાય છે; ટ્રેન અને બસની ભીડ પણ વધતીજ જાય છે। ભૂખમરા અને રોગચાળાથી પણ હિંદની વસ્તી મ્હાત થતી નથી।

સરકારી યોજનાઓ વધતી જાય છે। લશ્કરી ભાગના, નોકરોના ભાગલા, રેલ્વેના ભાગલા, નહેરોના ભાગલા પડવાની સાથે બુધ્ધિના પણ ભાગલા પડતાજ જાય છે। અનાજ ઘટતું જાય છે તેમ તેમ લોકોના ગુસ્સાનું પ્રમાણ વધતુંજ જાય છે। વાલીઓના ગજવામાથી પૈસા ઘટતા જાય છે; તેમ તેમ ફ્રીસ અને ચોપડાઓની કીમતનું પ્રમાણ વધતુંજ જાય છે। શરીરમાંથી શકિતનું તત્વ ઘટતાં મોઢા પર પફ, પાઉડરનું તત્વ વધતુ જાય છે। કપડાં ઘટતાં જાય છે તેમ ફૈશન વધતી જાય છે તેના સાથે એક બીજા પરનો અવિશ્વાસ પણ વધતો જાય છે। આ તો થઇ હિંદની બાબત. પણ યુરોપમાંય અમેરિકા–રશિયાની ઘુરકા ઘુરકી વધતી જાય છે તેમ તેમ ત્રીજા યુધ્ધની મુદત ઘટતી જાય છે। અમેરિકાની વ્હેપારી દોર વધતી જાય છે તેમ તેમ રશિયા ખેચીને કાપવાની નીતિમાં માનતું થાય છે।

ચીનમાં આંતર યુધ્ધ આગળ વધતુંજ જાય છે। ઇન્ડોનેશીઆ અને હિંદી ચીનમાં ડચ અને ફ્રેંન્ચ સામ્રાજ્યનો પથારો આગળ વધતોજ જાય છે। યુરોપમાં જેમ ભૂખમરો વધતો જાય છે તેમ તેમ અમેરિકા લોન ધીરવામાં આગળ ધપતુંજ જાય છે। હિંદુસ્તાનમાં પ્રેમનું પ્રમાણ આગળ વધતું જાય છે તો અમેરિકામાં છુટા છેડા અને ગુનાનું પ્રમાણ વધતુ જાય છે। સાહિત્યમાં જેમ નિર્માલ્ય પણું વધતું જાય છે; તેમ તેમ પેપરો અને પુસ્તકોનું પ્રમાણ વધતું જાય છે। જાણો છો? એકલા દિલ્લી શહેરમાંથી અગિઆરસો સાનાયિકો નીકળે છે। ગુજરાતમાંથી પણ ડઝનબંધી ચોપાનીયાં બિલાડીના ટોપની જેમ ઊગી નીકળ્યા છે, અને ઊગતા જાય છે।

જેમ જેમ વાચન ભૂખ ઉઘડતી જાય છે; તેમ તેમ સાહિત્યમાં તકલાદી તત્વ વધતુંજ જાય છે। દારૂબધી જાહેર થતાં દારૂડિઆનું પ્રમાણ વધતુંજ જાય છે। ગઝલ સુધરતાં ગઝલકારો બગડતા જાય છે। કારણ કે કેટલાક તો પ્રેરણા એટલે બાટલીજ સમજી બેઠા છે। ઉર્દૂ શાયરીનો એ નખ્ખોદીઓ વારસો ગુજરાતી શાયરોને પણ મળતો જાય છે। વિદ્યાર્થીઓ વધુ નાપાસ થતાં પરીક્ષાઓ વધતીજ જાય છે। દાકતરો વધતાં બીમારીઓ પણ વધતીજ જાય છે। કોઇને પોતાની સેવા (યાને પેટની સેવા) કરવાનું સુઝતું નથી ને કામની સેવા કરવાના કોડ વધતાજ જાય છે। આગ હોલવનારા કરતાં આગ લગાડનારા આજે વધુ ડાહ્યા મનાય છે! જોડનારા કરતાં તોડનારા આજે બુદ્ધિમાનમાં ખપે છે! શાંતિ ફેલાવનારા કરતાં અશાંતિ ફેલાવનારનાં આજે વધુ માન થાય છે। જગતને આજે જ્યા ત્યાં કુસંપથીજ ફાયદા થતા દેખાય છે। આમ 'જુની આંખે નવા તમાશા' આગળ ને આગળ વધતાજ જાય છે।

# ધી સુરતી સુન્ની વહોરા એજ્યુકેશન સોસાયટી સુરત.

નોંધાયલા મેમ્બરો.

૧ પેટ્રન્સ [ શી રૂા. ૨૦૦૦ ]

૧. જનાબ હાજી અહમદ યુસુફ ભોટાવાલા રાંદેર
૨ „ ઇબરાહીમ યુસુફ ભોટાવાલા રાંદેર
૩ „ ઇબરાહીમ હસનજી વાંકડ કઠોર
૪ મર્હૂમ હાજીઇસ્માઈલ ઇબરાહીમ પીપરડી વકફ રાંદેર
૫ જનાબ હાશિમ ભાઈ મોહમદ ભાઈ પટેલ દરમહુડા
૬ „ હાજી અહમદ ઇબરાહીમ નાના રાંદેર
૭ „ આરેફ મોહમદ નાખુદા રાંદેર.
૮ „ હાજી એમ. સી. મધા રંગૂન
૯ „ યુસુફ મોહમ્મદ મણી „
૧૦ „ મોહમ્મદ એમ. એ. વાવડા „
૧૧ „ અહમદ સુલેમાન દાદાભાઈ „
૧૨ „ ઇબરાહીમ મોહમ્મદ યુસુફ „
૧૩ „ ઇસ્માઇલ એ. જી. મોહમ્મદ „
૧૪ „ મોહમ્મદ દાવજી દાદાભાઈ „
૧૫ „ સુલેમાન મોહમ્મદ બેયાત „
૧૬ „ હાજી સાલેહભાઇ કાસિમ પટેલ „
૧૭ „ કાસિમ ઇબરાહીમ પટેલ „
૧૮ „ ઇબરાહીમ મોહમ્મદ દાદાભાઇ „
૧૯ „ ઇસ્માઇલ હુસૈન અચ્છા „
૨૦ „ દાઉદ મમૂત „
૨૧ „ મર્હૂમ મોહમ્મદ ઇસ્માઇલ આરેફ વકફ „

વાઇસ પેટ્રન્સ [ શી રૂા. ૧૫૦૦ ]

૨૨ જનાબ એમ. આઇ. ફીફીભાઇ વરીયાવ
૨૩. „ યુસુફ મોહમ્મદ બેયાત કલકત્તા
૨૪ „ એમ. ઈ. દાવજી રંગૂન
૨૫ „ સી. આઈ. આરેફ „
૨૬ „ ઈબરાહીમ (ગોરાભાઇ) અહમદ મુરાદ „
૨૭ „ આઝમ ઇસ્માઇલ સીમજી „

લાઈફ મેમ્બર [ શી રૂા ૧૦૦૦ ]

૨૮ જનાબ યુસુફ ઇસ્માઇલ વરડલીયા પટેલ હથુરણ
૨૯ „ હાજી મોહમ્મદ કડવા પટેલ મહુવેજ
૩૦ „ ઇબરાહીમ મોહમ્મદ પટેલ કોસંબા
૩૧ „ ઇસ્માઇલ સુલેમાન કે ટવાલ બહુધાન
૩૨ „ ગોરા મોહમ્મદ યુસુફ કોટવાલ „
૩૩ „ એમ. ઇ. આયત રંગૂન
૩૪ „ કાસિમ મોહમ્મદ આઝામ ઇસ્માઇલ „
૩૫ „ મહમૂદ ઇસ્માઇલ દાદાભાઈ „
૩૬ „ બાબુ ઇ. એ. દાદાભાઈ „
૩૭ „ યુસુફ ઇ. આઇ. દાવજી „
૩૮ „ દાઉદ મોહમ્મદ નાલ્લા „
૩૯ „ યાકૂબ અહમદ ગામસા „
૪૦ „ ઐયૂબ એમ. એચ. ભેલાત „
૪૧ „ આઝમ મોહમ્મદ લુવારવાલા „
૪૨ „ કાસિમ મોહમ્મદ ઉમર „
૪૩ „ મુહમ્મદ ઇસ્માઇલ નાનાબાવા „
૪૪ „ ઇ. ઇ સીદાત „
૪૫ „ મોહમ્મદ સાલેહજી મકતૂમ „
૪૬ „ આઇ. એમ. બાગીયા „
૪૭ „ અહમદ ઇબરાહીમ સીદાત „
૪૮ „ અહમદ ઇબરાહીમ મધા „
૪૯ „ ઇ. એમ. મુલ્લા „
૫૦ „ કાસિમ ઇસ્માઇલ વઇદ „
૫૧ „ મોહમ્મદ દાઉદ આકુજી „
૫૨ „ ઐયૂબ અહમદ અચ્છા „
૫૩ „ હાજી કાસિમ અહમદ નાના રાંદેર
૫૪ „ ઇબરાહીમ અહમદ નાના „
૫૫ „ ઇસ્માઇલ અહમદ નાના „
૫૬ „ યુસુફ અહમદ નાના „
૫૭ „ મહમૂદ અહમદ નાના „

"Education is the foundation of every nation."

"Al guide"

આપ પણ સોસાયટીના સભ્ય બની કૌમી કેળવણીના કાર્યને વેગ આપો.

# હઝરત ઈમામ હુસૈન બિન અલી (રદી.)

અનુ:-જનાબ ઇબ્રાહીમ જી. શૈખ.

[ગતાંકથી ચાલુ]

આખી રાત આપે અને આપના સથીદારોએ, નમાઝ, બંદગી, દુઆ અને આજીઝીમાં પસાર કરી તે રાત્રે દુશ્મનના સૈનિકો આખી રાત તેમની આસપાસ ફરતા રહ્યાં. હઝરત હુસૈન (રદી.) તે પ્રસંગે આ આયત પઢતા હતા "દુશ્મન એવા ભ્રમમાં ન રહે કે અમારી નરમી તેમના માટે ભલાઇ છે. હમે ફકત એટલા માટે તમને ઢીલ આપી રહ્યા છીએ કે તમારા ગુન્હાઓ હજી વધારે પામે ખુદા મુસલમાનોને હમેશા આવીજ સ્થીતિમાં નહિ રાખશે. તે પવિત્રને અપવિત્રથી જરૂર દૂર કરશે"

દુશ્મનોના એક સૈનિકે જ્યારે આ આયત સાંભળી ત્યારે તેણે ચીસ પાડી કહ્યું "ખાનએ કાઅબાના સોગંદ! અમેજ પવિત્ર છીએ અને ખુદાએ અમને તમારાથી અલગ કર્યા છે."

## શહાદતની પ્રભાતે :-

મુહર્રમની દસમી તારીખે જુમ્આ અથવા શનીવારના દિવસે સવારની નમાઝ પછી ઉમ્ર બિન સઅદ પોતાની ફૌજ સહિત આગળ આવ્યો. હઝરત હુસૈને (રદી) પણ પોતાના સાથીદારોને વ્યવસ્થિત અને તૈયાર રહેવાની આજ્ઞા આપી. આપની સાથે ફકત ૩૨ ઘોડેસ્વાર અને ૪૦ પાયદળ મળી કુલ ૭૨ માણસોની સખ્યા હતી હઝીર બિન અલકૈનને ફૌજની જમણી બાજુએ રાખી પોતાના ભાઈ અબ્બાસ બિન અલીને પરચમ આપ્યો. પોતાના તંબુઓ પાછળ ખાઇ ખોદાવી તેમાં પુષ્કળ બળતણ મૂકી તેને સળગાવી મુક્યું કે જેથી દુશ્મન પાછળથી હુમલો લાવી ન શકે.

દુશ્મનની ફૌજમાંથી શીમ્રુર બિન ઝીલ જોશ પોતના ઘોડાને દોડાવતો આગળ આવ્યો. આપના સૈન્યની આસપાસ ચક્કર લગાવી ખાઇમાં બળતી આગ જોઇ તે બબડયો "ઓ હુસૈન! શું ક્યામતથી પહેલાંજ તેં આગને અપનાવી લીધી!"

આપે જવાબ આપ્યો. "ઓ રબારીના પુત્ર! તુંજ આ અગ્નિનો વધુ હકદાર છે"

મુસ્લિમ બિન એજસહએ વિનંતિ કરી "આપ મને આજ્ઞા આપો તો હું હમણાંજ મારા તીરથી એને તડફાવી નાખું."

પરંતુ આપે ઇન્કાર કર્યો "નહિ એવું ન કરશો આપણે કદી પણ લડાઇની પહેલ કરવી નથી"

દુશ્મનની ફૌજ આગળ ધસતી જોઇ આપે દુઆ માટે હાથ ઉંચા કર્યા. "યા ઇલાહી! દરેક મુસીબતમાં મને તારોજ આધાર છે. આફતમાં તુંજ એક આશ્રય સ્થાન છે. દુખોની પરંપરા છે. હૃદય કમજોર થયું છે, પ્રયત્નો નિષ્ફળ થયાં છે મિત્રોએ વિશ્વાસઘાત કર્યો છે. દુશ્મનો હર્ષથી કુદી રહ્યા છે પરંતુ મેં હંમેશા તારાજ તરફ દ્રષ્ટિ રાખી છે અને તેંજ મારી મદદ કરી છે તુંજ દરેક નેઅમતોનો માલિક છે. તારા ઉપકારો અપાર છે આજે પણ તારાથીજ મારી વિનંતિ છે."

## દુશ્મનોને નસીહત :—

જ્યારે દુશ્મનો નઝદીક આવી પહોંચ્યા ત્યારે આપે ઊંટ મંગાવી તે ઉપર સવાર થયા. કુર્આન શરીફ આગળ ધરી દુશ્મનોની ફૌજ સમક્ષ આપે બુલંદ અવાજથી એક ખુત્બો આપ્યો.

(અપૂર્ણ)

# "શવ્વાલ મહીનાની ફઝીલતો"

અનુવાદક **રીફાઈ સાએબ**

હઝરત અનસ બિન માલિક (રદી)થી રિવાયત છે કે – જનાબ રસુલે ખુદા (સલ) ફરમાવ્યુ છે – (૧) જે કોઈ (ઈદુલ ફિત્રને બીજે દિવસથી) શવ્વાલમા ૭ રોઝા રાખશે તો ખુદા પાક તેને દરેક આફત અને આસમાની સુલ્તાની દરેક બીમારી વગેરેથી આખુ વરસ બચાવશે (૨) જે કોઈ મઝકુર રોઝા રાખશે તો જાણે તેણે રમઝાન મુબારકથી બીજી રમઝાન મુબારક સુધી આખુ વરસ રોઝા રાખ્યા બરોબર થશે અને રોજ મુજબ એનો નેક બદલો ખુદા પાક અતા કરશે (૩) મઝકુર ૭ રોઝા રમઝાન મુબારકના રોઝામા થએલી નાની નાની કુસુર વગેરેના કફ્ફારા બરાબર પણ છે (૪) જે કોઈ શવ્વાલ મહીનામા પોતાને ગુન્હાઓથી બચાવશે તો ખુદા પાક તેને માટે જન્નત હલાલ કરશે (અતા કરશે) અને નઝરે રહમતથી તેની હિફાઝત કરશે કારણ કે આ મહીનામા શેતાન ઘણા યત્નાથી બંદાઓને બેહકાવવાનુ કામ બહુ જોર શોરથી કરે છે અને એના લીધેજ મઝકુર રોઝા રાખવાનુ હુઝુરે (સલ) ફરમાવ્યુ છે કે જેથી ખુદા પાક નઝરે રહમતથી હિફાઝત કરે (૫) જે કોઈ આ મહીનામા ગુન્હાઓથી પોતાને બચાવશે તો ખુદા પાક જન્નતમા તેની નિગેહબાની કરશે (૬) જે કોઈ મઝકુર ૭ રોઝા રાખશે તેના દરેક રોઝાના બદલામા એવા રોઝા કે જેમા રાત દિવસ ઈબાદત કરવામા આવે તેવા હજાર હજાર રોઝાનો સવાબ અતા કરશે

હઝરત અલી (રદી)થી રિવાયત છે કે – પહેલાના પેગમ્બરોની ઉમ્મત ઉપર આ શવ્વાલ માસમાજ અઝાબ વગેરે નાઝિલ થએલા જેથી દરેક મોમિન મુસલમાનને જોઈએ કે પોતાને દરેક બુરા કામોથી આ મહીનામા બચાવે અને ખુદા પાકથી પનાહ માગે

જનાબ રસુલે ખુદાએ (સલ) ફરમાવ્યુ છે કે –(૧) જે કોઈ શવ્વાલના ૭ રોઝા રાખશે તેના આમાલ નામામા મારી બધી ઉમ્મતના નેક કામોના સવાબ જેટલો સવાબ ખુદા પાક અતા કરશે અને જન્નતમા અમીરૂલ મોમેનીન હઝરત સિદ્દીકે અકબર (રદી)ની સાથે તેને જન્નતુલ ફિરદૌસ અતા કરશે (૨) જે કોઈ આ મહીનામા ૭ રોઝા રાખશે તો બદરની લડાઈના ત્રણસો તેર શહીદો જેટલો સવાબ તેને મળશે (૩) શવ્વાલ મહીનાના મઝકુર રોઝા રાખનાર અગર મરી જશે તો તેને શહીદનો દરજ્જો ખુદા પાક અતા કરશે એટલે શહીદ મરશે (૪) જે કોઈ શવ્વાલમા ૭ રોઝા રાખશે તેને ખુદા પાક જન્નતમા એક બહુજ મોટુ અને ખુબસુરત શહેર અતા કરશે જેમા દુધ અને મધની નહેરો હશે અને ફરિસ્તાઓ નિદા કરશે કે "એ ખુદાના બંદા ખુશ થા કે ખુદાપાકે તને બખ્શી દીધો અને આ નેઅમતો અતા કીધી (૫) શવ્વાલની પહેલી રાતે અને પહેલા દિવસે જે કોઈ ચાર રકઅત નમાઝ જેની દરેક રકઅતમા 'અલ્હમ્દ' એક વખત અને 'ઈખ્લાસ' પચ્ચીસ વખત પઢશે તો તેના માટે ખુદાપાક જન્નતમા આઠે આઠ દરવાજા ખોલી દેશે અને દોઝખના આઠે દરવાજા બંધ કરી દેશે, અને જ્યા સુધી પોતાનુ મકાન જન્નતમા જોશે નહીં ત્યા સુધી તે મરશે નહીં એટલે મરવા પહેલા ખુદા પાક તેને દેખાડશે (૬) શવ્વાલ મહીનાની કોઈ પણ રાત્રે અથવા કોઈ પણ દિવસે આઠ રકઅત જેની દરેક રકઅતમા એક વખત અલ્હમ્દ અને પચ્ચીસ વખત ઈખ્લાસ અને સલામ ફેર્યા પછી

સીત્તેર વખત સુબ્હાનલ્લાહે વલ્હમ્દો-લિલ્લાહે વલાઈલાહા ઇલ્લલ્લાહો વલ્લાહો અકબર" અને સીત્તેર વખત આ દરૂદ "અલ્લાહુમ્મા સલ્લે અલા મોહમ્મદે નિન્નબીય્યીલ ઉમ્મીય્યે વઅલા આલેહી વઅસ્હાબેહી વ બારેક વસલ્લમ" પઢનાર માટે ખુદાપાક રહમતના દરવાજાઓ ખોલી દેશે અને તેના દિલમાં હિકમતના દરવાજાઓ ખોલી દેશે અને તેને માટે જન્નતમાં એટલું મોટું મકાન બનાવશે કે તેટલુ મોટું બીજું મકાન હશે નહીં અને એ ઉપરાંત દુન્યામા તેની સીત્તેર હાજતો પૂરી કરશે. (૭) જ્યારે ઇદુલ ફિતરનો દિવસ આવે છે ત્યારે ઈદગાહ તરફ ઇદની નમાઝ પઢવા આદમીઓ જાય છે ત્યારે ખુદાપાક ફરમાવે છે કે એ મારા બન્દાઓ તમોએ ખાસ મારે વાસ્તે રમઝાનના રોઝા રાખ્યા અને નમાઝ પઢી તેના બદલામાં મેં તમો બધાઓને બખ્શી દીધાં (૮) રમઝાનુલ મુબારકના રોઝા ઉપરાંત શવ્વાલના છ રોઝા રાખનારને ખુદાપાક કહે છે કે : "તમારી બખ્શિશ મારી ઉપર વાજિબ થઇ છે" (૯) ઇદુલ ફિતરની રાત્રે હજારો ફરિસ્તાઓ નાઝિલ થાય છે અને રોઝદારોને નિદા કરે છે કે :- ઐ બન્દાઓ ખુશ થાઓ કે ખુદાપાકે તમોને રમઝાન મુબારકના રોઝા રાખવા બદલ બખ્શી દીધા છે અને જો શવ્વાલમાં છ રોઝા રાખશો તો જન્નતમાં એવા મકાનો તમોને અતા કરશે કે જે બીજાઓને મળશે નહી : હાં જેઓ એ રોઝા રાખશે તેઓને મળશે :

મજકૂર રોઝા જોઇએ તો એક પછી એક એમ એકઠી સાથે રાખે અથવા આખા મહીનામાં છુટા છુટા કરી છ રોઝા રાખે.

## દારૂલ. ઊલૂમ. મદ્રેસા. અશરફીઆ રાંદેરનો વાર્ષિક શાનદાર ઇન્આમી જલ્સો.



મજકૂર મદ્રેસાનો જલ્સો. તા. ૨૯-૬-૪૭ને રોજે સવારે આઠ વાગે રાંદેર સુનાર વાડા મસ્જિદમાં હઝરત મૌલાના અબ્દુસ શકુર લખનવી સાહેબના પ્રમુખ સ્થાને યોજાયો હતો. તેમાં પ્રથમ કેટલાક તુલબાઓએ કુર્આન શરીફ ખુશ ઇલ્હાનીથી કિરાઅત સાથે પઢયું હતું ત્યાર પછી કેટલાક તુલબાઓએ અરબી તથા ઉર્દૂ નઝમ અને તકરીરો કરી હતી અને બે નાના તાલિબે ઇલ્મોએ સવાદ કર્યો હતો. તે પછી મદ્રેસાના મોહતમિમ મૌલાના અહમદ અશરફ સાહેબ રાંદેરીએ પોતાની અનોખી શૈલીમાં દિલચસ્પ તકરીર કરી હતી. ત્યાર બાદ મૌ. અબ્દુલ સલામ સાહબ મુબલ્લીગે ઇસ્લામ અને ઇમામ અહલે સુન્નત હન્નૌ. અબ્દુલ શકુર સાહેબ એ તકરીરો ફરમાવી હતી. જેનાથી બધા હાજરીન પર ઘણીજ સારી અસર થઈ હતી. લોકોથી આખી મસ્જિદ ભરાઇ ગઇ હતી. લાઊડસ્પીકરનો બંદોબસ્ત કરવામાં આવ્યો હતો અને બધા તુલબાઓને ઇન્આમો આપવામાં આવ્યાં હતાં અને ઘણી ખેર ખુબી સાથે જલ્સો દુઆ સાથે વિસર્જન થયો હતો.

# અમદાવાદમાં ગુજરાતી મુશાઈરા

શનિવાર તારીખ ૧૪-૬-૪૭ અમદાવાદમાં પ્રેમાભાઇ હોલમાં મહાગુજરાત ગઝલ મંડળના સહકારથી ફ્રેન્ડઝ યુનીયનના આશ્રયે ગુજરાતી મુશાઇરા યોજાયો હતો.

મુશાઇરાની ઉદ્‌ઘાટન વિધિ પાજોદ દરબાર જનાબ 'રૂસ્વા' સાહેબે કરી હતી. એમણે પોતાના પ્રવચનમાં ગુજરાતી ગઝલ-મુશાએરા અને ગઝલ તેમજ ગઝલકારો સંબંધી પોતાના વિચારો વ્યક્ત કર્યા હતા એ પ્રવચન અન્યત્ર આપ્યું છે.

ત્યાર બાદ મુશાઇરાના પ્રમુખ જાણીતા વૈયાકરણી અને ભાષાશાસ્ત્રી શ્રીયુત કેશવરામ કાશીરામ શાસ્ત્રીએ પ્રવચન કર્યું હતું જે અન્યત્ર પ્રગટ થયું છે.

પ્રમુખશ્રીના પ્રવચન બાદ શ્રીયુત બેકારે મુશાઇરાનું સંચાલન હાથ ધર્યું અને મુશાઇરો શરૂ થયો મુશાયરામાં જ. શયદા, સૈફ પાલણપુરી બેફામ, સાકી, બદરી કાચવાળા, આનદી, 'અમીન આઝાદ', આસી, ગની, પ્રો. ચિમનલાલ વ્યાસ, નટવરલાલ, 'અતીત' મસ્ત હબીબ સારોદી, શાદ, રતિલાલ-'અનિલ', અરવીંદ દીવાન, 'હર્ઝી' રાંદેરી, સીરતી, મુસા બના, 'ચમકાર', મઝાક, જ. રૂસ્વા, ઘાયલ, શૂન્ય અને સાબિર, વગેરે ખાસ પધાર્યા હતા. આ ઉપરાંત બીજા અનેક કવિ-શાઇરો પણ હાજર હતા.

અમદાવાદના સાહિત્યકારોમાં શ્રી ઉમાશંકર જોશી, જ્યતિલાલ, બચુભાઇ રાવળ પ્રશાંત, વગેરેની હાજરી ખાસ ધ્યાન ખેંચતી હતી સાડા નવે શરૂ થએલો મુશાઇરા પરોઢીએ ચાર વાગે બરખાસ્ત થયો હતો.

પંક્તિઓ પરની ગઝલો ઉપરાંત સ્વતંત્ર કૃતિઓ પણ રજુ કરાઈ હતી. અમદાવાદનો આ મુશાઇરા સ્મરણમાં જડાઇ રહે એવો ચિર સ્મરણીય બન્યો હતો. એનું માન મદદ અંશે મુશાઇરા પ્રયોજક અબ્દુલ સત્તાર મણીઆર અને 'બેકાર'ને ફાળે જાય છે. મુશાએરાની પંક્તિઓ હતી.

'ધરા જોઈ લીધી ગગન જોઇ લીધું'
ત્યાં શી છે જરૂરત મુક્તિની
જ્યાં પ્રેમનું બંધન બાકી છે'

એ પંક્તિ પરની ગઝલોમાંથી થોડાક શે'ર 'કારવાં'ના વાંચકો સમક્ષ રજુ કરું છું.

ઉભય રંગી જીવન વહન જોઇ લીધું.
ખુશી જોઇ લીધી, રૂદન જોઇ લીધું.
ન જોવાનું જીવી જીવન જોઇ લીધું.
વતનમાં બની બે વતન જોઈ લીધું.
વિચારોનુ વર્ચસ્વ જગમાં નથી કંઇ,
ફકત વાનતું છે વજન જોઇ લીધુ.
કળી પણ પ્રલોભન, સુમન પણ પ્રલોભન,
કફસનુ કફસ છે ચમન, જોઇ લીધું.

—'રૂસ્વા'

હસીને મિલનનું વચન એણે આપ્યું,
રડીને મેં મારું જીવન જોઇ લીધુ.
ફરે છે અનુરાગીઓ રોજ ફેરાં,
ગૃહોનું મેં પ્રત્યાગમન જોઇ લીધું.
હરીફોના ચરણોમાં હૈયું બિછાવ્યું,
છે સ્વાગતમાં 'સાબિરનું' મન જોઈ લીધુ'

●

ગિરા ગુર્જરીનું રટન જોઇ લીધુ.
એ દર્દી દિલોનું અટન જોઇ લીધું;
અનોખું અનેરું મહાગુર્જરોએ—
અમારું ગઝલ પર્યટન જોઇ લીધું!

\+ \+ \+

મે સસ્તામાં સસ્તુંય ધન જોઇ લીધું.
ને મોંઘામાં મોઘુય ધન જોઇ લીધું.
નથી જીવ એવું જીવન જોઇ લીધું,
ને પ્રગતિમાં તકલાદી તન જોઇ લીધું.

બેકાર.

મને જોઈશે જીંદગી ચાહનારા,
મેં જીવીને જગમાં જીવન જોઈ લીધું,

ક્ષમા કર મને મારો નિર્દોષ જીવન,
મેં તુજ પર કરીને દમન જોઈ લીધું.

મહોબ્બતનો બાગ અંતરે મેં ખીલાવ્યો,
છતાં માનખર એ પતન જોઈ લીધું.

હવે કલ્પનામાં હું ત્યાં છું, કે જ્યાંથી
ઝુકાવી મેં ગરદન ગગન જોઈ લીધું.

—'ગની'

વસંતોના રંગીન પડદાની ઓથે,
તમારૂં જ હસતું વદન જોઈ લીધું.

નથી એના કિસ્મતમાં રંગીન પલવ,
સદા તારૂં હે દિલ, રૂદન જોઈ લીધું.

ઢળી એમ વિક્રમાને કરમાઈ પણ ગઈ,
ઘડીભરમાં માનવ જીવન જોઈ લીધું!

કહયું લાખ તમને ન છેડો સભામાં
નથી દિલના વશમાં નયન, જોઈ લીધું.

—'હઝીં' રાંદેરી

એ હસતા વદનમાં સુચન જોઈ લીધું.
બિડેલા નયનમાં સ્વપન જોઈ લીધું.

હૃદય સાંપડયુ ને મળી વેદના પણ,
દયા સાથે એનું દમન જોઈ લીધું.

નયન-આરસીમાં છબી જોઈ એના,
અરીસામાં જ્યારે વદન જોઈ લીધું.

'જુદાઈ' અને 'યાદ' જુદી થશે ના!
'અનિલ' એકનું સગહન જોઈ લીધું!!

જવા કાજનું આગમન જોઈ લીધું.
અમે હાસ્ય પાછળ રૂદન જોઈ લીધું.

નિરર્થક છે વાતો એ જન્નતના સુખની,
ધરા જોવા હોને, ગગન જોઈ લીધું!

મેં માનવ તરફ દિવ્ય દૃષ્ટિ કરી જ્યાં,
સ્વયં ઉન્નતીમાં પતન જોઈ લીધું.

છે-અશ્રુ-સરિતાની રૂપેરી ચાદર,
તમન્નાનું મનહર કફન જોઈ લીધું.

—સૈંદ

મહોબ્બતનું દિલ રાહમાં પાથરીને,
અમે કોનું આગમન જોઈ લીધું.

ગઝલ તારલાઓના ઝળકાટ વાળું,
ગિરા ગુર્જરીએ ગગન જોઈ લીધું.

તમારી નિગાહોમાં મારી નિગાહે,
જુઓ મારા દિલનું વદન જોઈ લીધું.

કોઈની ભટકની નિગાહોએ સહચર,
મહોબ્બતનું અંતે સદન જોઈ લીધું.

'સીરતી'

વિદેશી સેરો પર થયુ પાણી, પાણી,
મેં દિલ તારૂં હે મન્ડીપન જોઈ લીધું.

મુખે મેકઅપ શાપ્સડીકના લીસોટા
તમે સ્લેટ પર ડીકરેશન જોઈ લીધુ!

—'આસી'

જુદાઈમાં મીઠાં સ્મરણ, અશ્રુ ખારાં,
વિરોધી ગુણોનુ મિલન જોઈ લીધું.

સદારો ગળ્યો ન કોઈ પાલવનો 'અરશીદ'
એ હતભાગી તારૂં રૂદન જોઈ લીધું.



જીવન? હા પરાધીન જીવન જોઈ લીધુ,
અમે જીવતા-જીવ-દફન જોઈ લીધું.

ગઝલ-ફૂલથી કેવું મહેકી રહ્યું છે?
ગિરા ગુર્જરીનું ચમન જોઈ લીધું.

—અચલ

---

મુખે જાપ મુક્તિનો જપતાં રહીને,
ગુલામીનું હિંદે જતન જોઇ લીધું
પ્રથમથીજ મુલ્યાંકનો સાવ જુદાં,
ફટકિયું ગણાતું રતન જોઈ લીધું.
બાબુભાઈ વાઘેલા

મહોબતના બદલામાં ઠોકર મળી પણ,
તમારુંય મેં આજ મન જોઇ લીધું
'વલ્લી' જીંદગાનીના પ્રત્યેક કદમ પર,
યનું ઉર્મિઓનું પતન જોઇ લીધું
'વલ્લી'

વ્યથાઓ વધારો ખુશીથી હૃદયમાં,
તમે આજ સાચું સદન જોઇ લીધું
નથી નામનાનો મને મોહ 'ચમકાર'
ઘણાનું મેં એમાં પતન જોઇ લીધું.
'ચમકાર'

ગયાં દોડી અશ્રુઓ સત્કાર કાજે,
ફરી રૂપનુ આગમન જોઇ લીધું.
હતી વિરહ રૂપે જીવન રૂપરેખા!
મરણમાં કોઇનું મિલન જોઇ લીધું.
'શૂન્ય' (પાલનપુર)

હવે અશ્રુ-નિશ્વાસ કેરી બનાવટ?
જવાદે મેં તારું રુદન જોઈ લીધું."
નમનમાં છે મનની કૈં મેલી મુરાદો,
દગાબાજ તારું નમન જોઇ લીધું.
નટવરલાલ-'અતીત'

કોઇએ જો વેરાન વન જોઇ લીધું,
તો સમજો કે મારૂં જ મન જોઇ લીધું.
—આનંદી

જીવન પર સદા મૃત્યુ દૂતો ભમે છે,
મે અલ્લાહનું એ મિશન જોઈ લીધું.
'નઈમ'

બાકી છે અશ્રુ-અશ્રુમાં, એક જ્યોત સનાત
બાકી છે,
પરદાના પરદા બાકી છે, દર્શનના દર્શન
બાકી છે.
છે કર્મ નથી કે કાંઇનથી પણ શ્રધ્ધાળું મન
બાકી છે,
હું પ્રાપ્ત કરી લઇશ સિધ્ધિને, વિશ્વાસનું
સાધન બાકી છે.
સ્વતંત્ર પરિમલ છું કિન્તુ, એક પુષ્પની ઓથે
જીવું છું,
છું મુકત છતાં મુજ મુક્તિમાં દાસત્વનું બંધન
બાકી છે.
એ ભેદ ફકત તે જાણે છે, જે જખ્મ જીગરમાં
ગણે છે,
એક બંધ કળીની અંદર પણ, ઉપવનનું
ઉપવન બાકી છે.
—અમૃત 'ઘાયલ'

મન એકજ મંથન બાકી છે, ચિત્ત એકજ
ચિંતન બાકી છે,
અહીં રૂપનું જીવન બાકી છે, કે પ્રેમનું જીવન
બાકી છે?
ઓ હળવે હળવે હસનારા, હું હળવે હળવે
પૂછું છું,
આ મારો બુઢાપો બાકી છે, કે તારૂં યૌવન
બાકી છે.
ઓ ખેલ-તમાશો જોનારા, અહીં આવી ખેલ
નિહાળી લ્યો,
ત્યાં આંખના નર્તન બાકી છે, અહીં દિલની
ધડકન બાકી છે.
શુ ચંદ્ર કિરણ, શું શ્વેત ઝરણુ શું પુષ્પ
ભ્રમર વેલી તરૂવર,
એક આપની મીઠી દ્રષ્ટિપર, એ સૌના જીવન
બાકી છે.
—'શયદા'

બસ એમનું ચિંતન બાકી છે, ને દિલમાં
હુતાશન બાકી છે,
તેથી તો સજીવન છે જીવન, કે એટલા
સાધન બાકી છે.
બીમારને હિચકી ચાલુ થઇ, કંઇ કહેવું છે,
ઉલઝન બાકી છે,

એ પ્રેમીનું વેગણુ શ્વાસોમાં અંતિમ નિવેદન
બાકી છે.
કંઇ દર્દ ભર્યાં મીઠા સુરો ભણકાંજ રહ્યા
એમાંથી મને,
દિનરાત એ દિલની ધડકન પર ઉર્મિઓના નર્તન
બંધન બાકી છે.
છું એમ અમીન આઝાદ છતા એ કેદમાં
રહેવા રાજી છુ,
ત્યાં શી છે જરૂરત મુકિતની જ્યાં પ્રેમનું
બંધન બાકી છે.
—'અમીન આઝાદ'

હૈયાની અગોચર કુંજોમાં કંઈ પ્રેમનાં ઝંખન
બાકી છે,
મૃત્યુની મિચેલી આંખોમાં એક આશના
સ્પંદન બાકી છે
છે મનવ-હૈયા ફૂલોશાં, એ ખીલે-ખીલી
કરમાતા,
અહીં અશ્રુ સિંચન બાકી છે, ત્યાં શબનમ
સિંચન બાકી છે.
એ પંખી, પુષ્પ, કિનારાનાં, ને સૂરજ, ચંદ્ર-
સિતારાના,
હું ગાઉં ન ગીતો કુદરતના, જ્યાં ઉરનાં ગુંજન
બાકી છે
હૈયાને હૈયું વાંચે છે, નયનોને નયનો પ્રેમીના,
આ પ્રેમની મુંગી ભાષામા સ્વર બાકી, વ્યંજન
બાકી છે
—પ્રો. ચિમનલાલ 'વ્યાસ'

કયાં વાંકી મુછોવાળા છે કયાં બજુવાહન બાકી છે!
કોપી દુ કોપી જો તારી આ દેશમાં કર્ઝન
બાકી છે.
પ્રભાતે પેપરની ખબરો જોનારાઓને કયા છે
ખબર,
એ મોઢું ધોવું બાકી છે, કે ઘસવું મંજન
બાકી છે!
—'આરી'

સુખ કોણે જોયું દુનિયામાં? દુ:ખ દર્દનું જીવન
બાકી છે.
આરામનાં સાધન કયાંય નથી આઝારનાં સાંધન
બાકી છે
ઉપવનની ખબર કયાં પૂછો છો હે પિંજરમાં
રહેનારાઓ,
ઉપવન તો હજી જોયુંજ નથી, આ જન્મથી
બંધન બાકી છે.
—'શાદ'

આ ક્રુર અનુભવ દુનિયાનો, આ નિષ્ઠુર વર્તન
દુનિયાનું,
એ સર્વ બતાવે છે મુજને કે તારું દર્શન
બાકી છે.
ભગ્નારા હૃદયની છેલ્લી દુઆ, અલ્લાહ કને
માંગુ છું, કે-
એ તારું જીવન થઇ જાયે જે મારું જીવન
બાકી છે.
—'બેફામ'

પારકે પૈસે લાલિયા મારા, ઘસવું ચંદન
બાકી છે,
કેમકે તારા હાથથી આજે કોઇ નિકંદન બાકી છે.
છોડને ઝટ-ઝટ અરે મનવા, કંઇ લપ્પન
છપ્પન બાકી છે,
હા, કોણ છે દુશ્મન? કોઈ ન દુશ્મન, શ્વાસજ
દુશ્મન બાકી છે.
—'મઝાક'

સમજાતું નથી કોના પાપે આનંદ અને
ઉલ્લાસ ગયો,
આજે તો અમારા જીવનમા નિઃશ્વાસને ક્રંદન
બાકી છે
ચિરકાળ જીવન તુ ઇચ્છે છે, તો જીવતાં
સર્જન કરતો જા,
સર્જક તો ગયા કંઇ દુનિયાથી પણ એમનું
સર્જન બાકી છે.
'અજ્ઞાત'

# ગુજરાતી ગઝલ અને મુશાઈરાઓ*

## જનાબ રૂમ્મા' પાજોદ દરબાર

ગુજરાતના રસિક શ્રોતાઓ અને માના કવિ બંધુઓ !

આજે એક એવી સાહિત્યપ્રેમી પ્રજા સમક્ષ, એક એવા ભવ્ય પ્રસંગ ઉપર અને એક એવા સ્થાને ઉપસ્થિત થયો છુ, જેનો પાત્રાધિકાર નવસર્જન સાહિત્યમા પા પા પગલીઓ ભરતા મારા જેવા કાઠિયાવાડના એક અબોધ માનવને હોઇ શકે કે કેમ ? તેનો નિર્ણય આપ સૌની સાહિત્ય તૃપાતુર લાગણીઓને સોપુ છુ

મને મારી અલ્પતાનુ સપૂર્ણ ભાન છે પરતુ આપ સૌની તેમજ મુશાઇરાના વિશાળ હૃદયી સચાલકોની મારા પ્રત્યેની શુભ લાગણી અને ભાવભીની દૃષ્ટિનુ જ આ પરિણામ છે જેમણે મને મારી જિંદગીનો એક અમૂલ્ય અવસર આપ્યો છે એ સૌનો હુ હાર્દિક આભાર માનુ છુ

આપ સૌ જાણતા હશો કે મારો સબધ ઉર્દૂ-ગઝલ સાથે છે હુ એક ઉર્દૂ ગઝલકાર છુ પણ મને ગુજરાતી ગઝલક્ષેત્રમા લાવવામા આવ્યો છે અને મારી એ નજબૂરીમા પણ કટલો આનદ રહેલો છે તે મારુ હૃદય જાણે છે

'ગઝલ મારી હૃદય-બાની છે અને હૃદય બાનીને વ્યક્ત કરવા માટે ભાષા એક અનિવાર્ય અને ઉપયોગી સાધન છે પછી ભાષા ભલે જુદી હોય પણ હૃદયબાની એની એજ રહેવાની છે એટલે ગુર્જરગિરાને અપનાવવાના મારે નમ્ર પ્રયાસ પણ આનદદાયક છે

ગુજરાતી ગઝલ અને મુશાઇરાનો ઇતિહાસ ટૂકો છે-ઘણોજ ટૂકો ફક્ત પદર વર્ષ ! એ પદર વર્ષમા ગઝલવાડી રાદેરથી ઉત્પન્ન થઈ, ગુજરાત અને બૃહદ ગુજરાતમા ખૂબ વિકસી અને ફૂલી-ફાલી હજુ જાણે કાલેજ રાદેરમા 'મુસ્લિમ ગુજરાત સાહિત્ય મડળ'નો આરભ થયો ને ગુજરાતમા ઠેર ઠેર મુશાયરાઓનો શોખ વ્યાપી ગયો સાડા નવ વર્ષના એના ટૂકા જીવન-કાળમા ગુજરાતને ગઝલ ઘેલુ કરી મૂકયુ એ મડળ ટૂક સમયમા વિલીન થયુ, છતા મુશાયરાનો મહિમા તો ગુજરાતમા વધતોજ ચાલ્યો નવ વરસનો કાળ એમ વિતી ગયો અને સૂરતમા મહા ગુજરાત ગઝલ મડળનો જન્મ થયો પછી તો એના વીરે મુશાઇરા ગુજરાતના ખૂણે ખૂણે શહેરોમા અને છેવટે ગામડાઓમા પણ ગુજવા લાગ્યા એ માટે મહા ગુજરાત ગઝલ મડળને ધન્ય વાદ ઘટે છે અને એ માનના હકદાર જ૦ 'બેકાર' પણ એટલાજ છે કારણકે રાદેરના મડળની શરૂઆત પણ એમનાથીજ થઇ અને સુરતના મહા ગુજરાત ગઝલ મડળ'ની સ્થાપના પણ એમનાજ પ્રમુખપદે થઇ એવા સગીન દોરકને 'અમીન આઝાદ' જેવા રગીન કવિનો સહકાર મળતા ગુજરાત જોત જોતામા ગઝલિસ્તાન બની ગયુ !

"જોકે આજે એમનામાથી પ્રથમ કોટીના કવિ જ ફૂના જ 'ગ્રાની અને જ મલિક' વગેરે સ્વર્ગવાસી થયા અને મુનાદી' જેવા ધરખમ અભ્યાસી પત્રકારિત્વમા ફસાઇ ગયા, છતા ગઝલની ભૂમિમા નવ-નવા ફૂલવેલાઓ ફૂટતાજ ગયા

"ઉર્દૂ-ગઝલનું ખેડાણ લગભગ બસો વરસથી થઇ રહ્યુ છે ત્યારે ગુજરાતી ગઝલના મુશાયરાઓનુ વય ફક્ત દોઢ દાયકા જેટલુજ છે છતા આજે ઉર્દૂ મુશાયરાઓની તોલે આવી શકે એટલી હદે પહોચી ગયા છે અને

*તારીખ ૧૪મીએ અમદાવાદના પ્રેમાભાઇ હોલમા થયેના મુશાયરાનુ ઉદ્ઘાટન કરતા કરેલું પ્રવચન

એનો બધો યશ આજે આપણી સાથે બિરાજેલા આરૂઢ અને યુવાન ગઝલકારોને ફાળે જાય છે. મુશાયરાની મહેફિલ પણ એમના ઉપરજ અવલંબે છે."

"ગુજરાતી સાહિત્યમાં આવા મુશાયરાઓનો ફાળો ઓછો નથી. સામાન્ય જનતા ધરતીપરજ, કાવ્યરસ માટે ટળવળતી હતી, ત્યારે આપણા ગગનગામિ કવિઓ તો તારલા શાં ગગનમાંજ વિરાજતા હતા, એ ગગન વિહગોને ધરતીના માનવીની પડી નહોતી ધરતીના માનવીઓને કાવ્યોમાં રસ લેતાં કરવાનું માન મુશાયરાઓને મળે છે. મુશાયરાઓએ આમ જનતાને રસ લેતી કરી છે એ કંઈ ઓછો. આનંદનો વિષય નથી. મરેલી ગુજરાતી ભાષાને જીવતી કરવામાં મુશાયરાનો પણ કંઈ ફાળો છે."
એક વિદ્વાન મિત્રે પ્રમુખસ્થાનેથી કહ્યું હતું કે મુશાયરા એટલે કાવ્યની મારકીટ, એનો તૈયાર માલ મળે. ઉર્મિ–ભાવના એમાં ઝાઝી ન હોય. હા, મનોરંજન માટે ઠીક છે.'

"આજે બાર વરસ પછી હું તેમને જવાબ આપી શકું કે એ કાવ્યની મારકીટને લીધેજ આમ જનતા કાવ્યો ખરીદતી, આરોગતી અને પચાવતી થઈ છે બાર વરસના કાળમાં તો મનોરંજનની સાથે મુશાયરાઓએ એવી સરસ રીતે કાવ્ય ગુંજન કર્યું છે કે આપોઆપ એમાં ઉર્મિ–ભાવનાના દર્શન થઈ રહ્યા છે. હાથ કંકણ ને આરસીની જરૂર નથી. આજેજ અહીં બિરાજેલા બૃહદ ગુજરાતના ગઝલ શિરોમણીઓની મીઠી કાવ્યવાણીમાંથી આપને ઉર્મિ–ભાવનાનાં ઝરણાં વહેતા જણાશે હા, સાથે સાથે હળવું મનોરંજન પણ હશે, પણ છેક હલકું તત્વ તો નહીં જ હોય."

"સાદા શબ્દોને, સદી શૈલીમાં પ્રેમ લક્ષણા ભક્તિની સાથે ગઝલરંગની કડીઓના રસછાંટણાં છાંટતા અમારા ગઝલ સમ્રાટ 'શયદા', વ્યંગ અને કટાક્ષમાં પારંગત એવા અમારા 'નિમાઝ' અને 'બેકાર', ક્રાંતિકારી કવિ 'સીરતી' અને અમૃત 'ઘાયલ', મસ્ત રંગીન કવિ 'અમીન આઝાદ' અને રંગીલા કવિ 'આસિમ', દર્દીલા મઝદૂર કવિ 'ગની', હાસ્યને ચોગાને પી ગયેલા 'આસી', અભ્યાસી કવિ 'મરીઝ' અને 'સૂફી રાંદેરી' અને હજુ કાલેજ ફૂગીને ગઝલ–આકાશમાં ચમકી રહેલા રતિલાલ–'અનિલ' 'મસ્ત હબીબ', 'બેકાબ' 'શૂન્ય' 'સૈફ', દર્દીલા કવિ 'નાશાદ' અને પ્રમાણભૂત કવિ, 'નસીમ' અને કાઠિયાવાડના ચમકતા સિતારા 'બિસ્મીલ', અને 'ચમકાર', તેલી તોલીને શબ્દ ગોઠવનાર 'કિસ્મત' અને ભોળીલા પછી. બહેરી તથા 'મઝાક', 'અચલ', અતીત' અને લૉ–કોલેજની પ્રોફેસરીમાંથી વખત બચાવી મુશાયરામાં ભાગ લેનાર ગઝલપ્રેમી પ્રો. ચિમનલાલ વ્યાસ, રંગીલા કવિ 'વસુરી' અને બીજા અનેક ગઝલ ભેખધારીઓ ગુજરાતની મોંઘી મૂડી સમાન છે. એની તો રાજનગરને આજેજ ખાતરી થઈ જશે. કોઈનું નામ ભાગ સ્મરણમાંથી રહી ગયું હોય તો તેને દરિયા દિલથી માફ કરે.

"ગુજરાતની ચારે દિશામાં આજે મુશાયરાઓ ગુંજી રહ્યા છે આજે મુશાયરા પ્રદાન પરોપકારી કાર્યો માટે ઉપયોગી બની રહી છે. અનેક નિશાળો વાડીઓ એ પ્રવૃત્તિથી ફૂલી–ફાલી છે.

આજનો આ પણ એક દવાખાના જેવી સમાજની ઉપયોગી સંસ્થાના લાભાર્થે જવાની છે. મહા ગુજરાત ગઝલ મંડળ આમ નામ સાથે કામ પણ કરી રહ્યું છે. અને શાયરો ગઝલ સેવાની સાથે સાથે સમાજ સેવા પણ કરી રહ્યા છે."

"ગઝલ ગુંજન કરી ગુજરાતને મસ્તાન બનાવી દેનાર એ શાયર મિત્રો એમના જોરદાર કાવ્યો, પોતાની મધુરી વાણીમાં રજૂ કરી રાજનગરની રસિક જનતાને ગઝલ રંગમાં રંગી રસ મસ્ત બનાવે એવી અભ્યર્થના કરી. મને તક આપવા બદલ કાર્ય વાહકોનો તથા પ્રમુખ સાહેબનો અને મને શાંતિથી સાંભળવા બદલ શ્રોતાજનોનો આભાર માની, મુશાયરાનું ઉદ્ઘાટન કરતા મારી જાતને કૃતાર્થ માનું છું."
"ગાર કુબૂલ ઉફ્તદ, ઝહે ઇઝઝો શરફ"

# આમ જનતા અને કવિતા

**શ્રીયુતઃ– કે. કા. શાસ્ત્રી એમ. એ.**

શનિવાર તા. ૧૪–૬–૪૭ના રોજ અમદાવાદના પ્રેમાભાઇ હોલમાં ગુજરાતી મુશાયરો થયો હતો. તે વખતે પ્રમુખસ્થાનેથી શ્રી. કેશવભાઇ કાશીરામ શાસ્ત્રીએ ગુજરાતી સાહિત્યમાં મુશાયરાના પ્રચાર અંગે એક પ્રવચન કર્યું હતું. તેનો પાછળથી વિસ્તાર કરીને એમણે આ વિભાગમાં લેવા માટે આખું ભાષણ તૈયાર કરી આપ્યું છે તે રજુ કરવામાં આવે છે.

અત્યારના આવા વાતાવરણમાં આવા મુશાયરા યોજાય એ ઇચ્છવા જોગ છે. આવા પ્રકારના મુશાયરાઓનો પ્રચાર ગુજરાતમાં છેલ્લા દેઢ દાયકાથી શરૂ થયો છે અમદાવાદમાં જાહેર જનતાએ લાભ ઉઠાવ્યો હોય એવો આ બીજો આવો મુશાયરો છે સુરતમાં વિશેષ મુશાયરા થયા છે અરબી–ફારસી–ઉર્દૂ કવિતાની પદ્ધતિની ગુજરાતી કવિતાની વિશિષ્ટ પ્રકારની મઝા છે. એ મઝા માણવાનો લાભ આપણા આ ગુજરાતી મુસ્લિમ શાયરોએ આપવાનો આરંભ કર્યો છે. એમને અનુસરી યુવાન હિંદુ કવિઓએ પણ એ પ્રકાર ખેડવા માંડયો છે. મોટા ભાગના આ પ્રકારના શાયરો, આનંદની વાત છે કે શિષ્ટ સંસ્કારી ગુજરાતી ભાષાનો ઉત્તરોત્તર વધુ અને વધુ સમાદર કરતા થતા જાય છે. શ્રી. શયદા, શ્રી બેકાર, શ્રી સાબિરઅલી, શ્રી. અમીન આઝાદ પાલેજના દરબાર "રૂસવા" વગેરે શાયરોની ભાષા માન ઉપજાવે એવી છે આ રીતે આ અને એમને અનુસરનારા શાયરો ગુજરાતી કવિતાના એક વિશિષ્ટ અંગને ખીલવી કવિતા તેમજ ભાષાની દૃષ્ટિએ ગુજરાતી સાહિત્યના એક અંગને પોષણ આપી રહ્યા છે

**ધધે ધૂળ ધોયો છું**

મારા સંશોધનના ક્ષેત્રમાં પડવાને કારણે છેલ્લા દસ વર્ષોમાં નવી કવિતા રચવાનું તેમજ નવીન કવિતાના સંપર્કમાં રહેવાનું મારે લગભગ છોડી દે પડયું છે એમ કહું તો એવું ખોટું નથી. છતાં મને આજે શા માટે પ્રમુખ તરીકે પસંદ કરવામાં આવ્યો છે એ કાંઇ સમજમાં નથી આવતુ. વિવેચનના ક્ષેત્રમાથી પણ હું લગભગ ખસી ગયેલો છું. મને આ સ્થાન માટે અધિકારી ગણવામાં આવ્યો હોય તો એ જુની ગુજરાતી કવિતાના ઉપાસક લેખકે ભાષાશાસ્ત્રના એક પ્રેમી અભ્યાસી તરીકે, એમ હું માની લઉ છું. મારો ધધો ધૂળ ધોવાનો છે. જૂની કવિતાને ધૂળમાંથી શોધવાનો મારો વ્યવસાય છે, એ વ્યવસાય–અંગે મારે નવીન કવિતાનો ક્વચિત સંસર્ગ સાધવાનો પ્રસંગ ખોળવો પડે છે, તેથી તુલના કરવાનો પણ લાભ મળે છે.

**કવિતાનો વિકાસ**

કવિતાનો વિકાસ કેવી રીતે થયો એ અહીં જણાવું તો એ ઉપયુક્ત થઈ પડશે.

ગુજરાતી કવિતાનો આરંભકાળ, હવે તો નિર્વિવાદ રીતે ૮૦૦ વર્ષ ઉપર ગણવામાં આવે છે, ત્યારથી અવિરત રીતે ગુજરાતના રાગી તેમજ વિરાગી કવિઓએ ગુજરાતી કવિતાની અનન્યભાવે ઉપાસના કરી છે. જૈન તેમજ જૈનેતર ગુજરાતી કવિઓએ મુખ્યત્વે ધાર્મિક કથાનકોને વસ્તુ તરીકે લઇ કથાત્મક કવિતાનો વિકાસ ખૂબ કર્યો છે. આમાં કેટલાક

ઊર્મિ કવિઓ પણ થયા. નરસૈં, ભાલણ, મીરાં, અખો, ગોપાલ, રણછોડ, રઘુનાથ, રાજે, દયારામ અને સ્વામિનારાયણી કવિઓને આ વર્ગમાં મુકી શકાય. આમ આખ્યાન-કવિતા અને પદ-ગરબી-પ્રકારની કવિતા લગભગ ૭૦૦ વર્ષ સુધી ગુજરાતની ધરતી ઉપર ટકી રહી. અંગ્રેજી શાસનકાળના આરંભ સાથેજ યુરોપિયન સાહિત્યની છાયાના ઓળા હિંદની બીજી ભાષાઓના સાહિત્ય-સર્જન ઉપર પડયા જૂના રાહનું અનુકરણ ઓસરવા લાગ્યું અને નવો કવિતા પ્રકાર અગ્ર ભૂમિકામાં આવવા લાગ્યો. આના પુરસ્કર્તા તરીકે આપણે કવિ નર્મદાશંકરને વિના મતભેદે મુકી શકીયે.

કવિ નર્મદ ઉપર પાશ્ચાત્ય સાહિત્યની અસર હતી. એનુ વિશદ સ્વરૂપ તો એ પછી નરસિંહરાવ દિવેટિયામાં જોઇ શકયા. ગુજરાતી અમળા નીચે અંગ્રેજી પ્રકારની શુધ્ધ ઊર્મિ-કવિતાનો લાભ એમની પાસેથી મળ્યો આ સમય સુધીનો આખ્યાન-પ્રકાર અને પદ-પ્રકાર તદ્દન વિલુપ્ત દશામાં આવી ગયો. દલપતમાં આ પ્રકારની આછી છાયા હતી, તે પણ ભૂંસાતી ચાલી હતી.

એક બાજુ અંગ્રેજી કવિતા પ્રકારનું અનુસરણ સન્માન પામતું હતું, ત્યારે બીજી બાજુ અરબી-ફારસી-ઉર્દૂ પ્રકારની કવિતા પધ્ધતિનું પણ અનુસરણ થવા લાગ્યુ હતુ. મોગલ રાજ્ય કાળમાં રાજ્યની ભાષા ફારસી છતાં એ પ્રકાર આપણે ત્યાં ન સ્વીકારાયો, જ્યારે આ યુગમાં એ સ્વીકારાયો એ એક આશ્ચર્ય તો છેજ હું ધારૂં છું કે અંગ્રેજી પદ્ધતિની વિચાર પ્રધાન કવિતા સર્વવ્યાપક બનવાની ક્ષમતા ઓછી ધરાવતી હોવાને કારણે હશે કવિઓને એના સમાદર નહી રૂચ્યો હોય. બાલાશંકર, મણીભાઇ, દેરાસરી, અમૃત કેશવ, નાયક, કલાપી વગેરે સંખ્યાબંધ કવિઓએ આ અરબી ફારસી ઉર્દૂ કવિતા પ્રકારનો સમાદર કરી ગિઝલ દઈ રજૂ કરનારી કવિતાની ગુજરાતી સાહિત્યને ચરણે ભેટ આપી.

ગુજરાતનો સાહિત્ય-શોખ હજી કેળવાતો આવતો હતો, તેથી આ કવિતા સર્વવ્યાપક ખાસ ન બની શકી. દરમિયાન બળવંતરાય ઠાકોર, કાંત (કાંતમાં બેઉ તત્ત્વનો સમન્વય છેજ) વિશિષ્ટ રીતે નાનાલાલ વગેરેએ પશ્ચિમની કવિતા પદ્ધતિને અગ્રભાગ ઉપર લાવવામાં સફળતા મેળવી બળવંતરાયે વિચાર પ્રધાન-ઊર્મિ-કવિતા સોનેટોની નીચે બદલાવી. જેનું આજ એક મહત્વના સાહિત્ય પ્રધાન તરીકે સબળ અનુકરણ અદ્યતન કવિઓમાં મળે છે

## આમ જનતા અને કવિતા

સર્વ સામાન્ય આમ જનતા ગુજરાતી કવિતાનો આસ્વાદ લેતી કેમ થાય એવો પ્રયત્ન વ્યાપક રીતે થવાની જરૂર હતી આપણે ત્યાં દલપતરામની કવિતામા સભા-રંજની તત્ત્વ હતું પણ એ વ્યાપક બની શકયુ નહિ, સોરઠી જુનુ લોકસાહિત્ય આમ વર્ગને ખેંચવાનું બળ ધરાવે છે, પણ એ દિશામા નવાં પ્રયત્ન વ્યાપક ખાસ નથી બન્યા. નવસર્જનમાં તેથી કોઇ વિશિષ્ટ પ્રકારનો સમાદર જરૂરી જણાયો એ દિશા બતાવવાનો પ્રયત્ન ગુજરાતમાં ગઝલ સમ્રાટ તરીકે જાણીતા થયેલા શ્રી શયદાને ફાળે જાય છે એમની કવિતામા સભાને નચાવવાની શકતી જોવામાં આવી; શાયરો એક પછી એક બહાર આવવા માંડયા ગુજરાતના ઉર્દૂ કવિઓ પણ ગુજરાતીમાં એક પ્રકારની કવિતા કરવા મંડયા; અને આપણે જોઇએ છીએ કે ઉત્તરોત્તર એ પ્રકાર વિકાસ સાધતો જાય છે.

આપણે ત્યાં સામાન્ય રીતે કવિતાના વાહન

તરીકે સંસ્કૃત પ્રાકૃત અક્ષરમેળ અને માત્રામેળ છંદોનો સ્વીકાર નવા યુગમાં કરવામાં આવ્યો છે. આ છંદોમાં જીવતી ભાષાને-નિત્યની બોલાતી ભાષાને એના અસલ સ્વરૂપમાં જેમ આપણે વાતચીતમાં ભાષા સ્વરૂપ વ્યક્ત કરિયે છીએ તેજ સ્વરૂપમાં વ્યક્ત, કરવાની શક્તિ ખાસ દેખાતી નથી. આખ્યાન પ્રકારમાં અને પદ પ્રકારમાં સ્વીકારાયેલી દેશીઓમાં આ શકિત હતી ખરી, પણ એનો તો નવા યુગના આરંભ સાથેજ લય થયો, એટલે કોઇ નવા વાહનની જરૂર જણાઈ એ ખોટ પૂરી આપવાની શકિત આ અરબી-ફારસી-ઉર્દુ પ્રકારના છંદોમાં જણાય છે. યુરોપમાં પણ અંગ્રેજી કવિતાના વાહનરૂપ બધામાં જીવતી ભાષાને વ્યક્ત કરવાની શકિત છે. વાકયગત તેમજ શબ્દગત વજન (stress) જીવતી ભાષામાં જે રીતે પ્રયોજાય છે તે રીતે એ કવિતામાં પણ પ્રયોજી શકાય છે. એ શકિત અરબી-ફારસી છંદોએ લાવી આપી છે.

## જીવતી ભાષા મૂર્ત થવી જોઇએ

કવિતાના વાહનમાં જીવતી ભાષાને મૂર્ત કરવાની શકિત હોવી અત્યંત આવશ્યક છે. ઋગ્વેદની ભાષાના વાહન તરીકે રહેલા છંદોમાં એ શકિત હતી. ઉદાત્ત, અનુદાત્ત અને સ્વરિત એ ત્રણ પ્રકારના સ્વર જીવતી ભાષાનાજ હતા. પછીના સંસ્કૃત કાળમાં સ્વીકારાયેલા છંદોએ એ શકિત ગુમાવી સંસ્કૃત કવિતા સાદી સીધી ભૂમિકામાં વાકયગત કે શબ્દગત જોર કે વજન વિનાજ આગળ વધી. પ્રાકૃતભાષાએ પણ મુખ્યત્વે એનુ જ અનુસરણ કર્યું. પણ પ્રાકૃત કાળમાં અક્ષર-મેળ છંદો ઉપરાંત માત્રામેળ છંદોનો પ્રભાવ શરૂ થયો, સંસ્કૃતના આર્યા તેમજ વૈતાલીય છંદો માત્રામેળ ખરા, પણ એ જુદાજ પ્રકાર છે; આપણને ગમેલા સર્વ સામાન્ય માત્રામેળ છંદો જુદાજ પ્રકારના છે. આ કયાંથી મળ્યા? મને લાગે છે કે વિદેશમાંથી પ્રજાઓ હિંદમાં ઠલવાતી જતી હતી એ પ્રજાઓ અહીં આવી અહીંની પ્રજાઓ સાથે એકરૂપ થઇ જતી હતી-થઇ ગઇ હતી આ પ્રજાઓએ અહીંની ભાષા આત્મસાત તો કરી. પણ આ પ્રજાઓ કવિતા-પ્રકાર પોતાનો પણ આપવા લલચાઇ હોય ખાસ કરી ગેય કવિતા આનુ પરિણામ હોય. ભરત નાટય શાસ્ત્રમાં આવતી ગેય ધ્રુવાઓ કાર્ય ઉભય કવિતા પ્રકારના વાહનનો સુમેળ હોય શકે, આ હજી સંશોધનનો વિષય છે. નાટક-સાહિત્ય પુરજોસથી ભજવાતુ હતુ. એમાં પાઠય કવિતા ઉપરાંત ગેય કવિતાનો પણ બહોળો ઉપયોગ હતો, એ આ પણે માલવિકાગ્નિમિત્ર, વિક્રમોર્વશીય વગેરે નાટકોથી જાણીએ છીએ. વિક્રમોર્વશીયમાં તો ચોથા અંકમાં સંખ્યાબંધ માત્રા મેળ પ્રાકૃત અપભ્રંશ ધ્રુવાઓ ગેયતાને કારણે પ્રયોજાએલી છે. આમ માત્રામેળ છંદોનો આપણને વિકાસ મળ્યો. એમાંથીજ દેશી પ્રકાર ખીલ્યો સંગીતના **માર્ગ** અને **દેશી** પ્રકારમાંથી **દેશી**ઓમાં ઉત્તરોત્તર માત્રામેળ છંદો અપનાવાયા, પણ એમાં બંધનની ઉદારતા હતી. એટલેજ આખ્યાન પ્રકાર અને પદ પ્રકાર ખીલી શકયો હતો. આના મૂળમાં ઊંડે અરબી-ફારસી પ્રકારના છંદ હોય તો એ અસંભવિત નહિ હોય. પણ સસ્કૃત છંદોના ચોકઠાનો પડ છે. માત્રામેળ છંદો પણ પાછા જડવત્ થઇ ગયા ને એઓમાં જીવતી ભાષાને સાચવવાની શકતી ન રહી.

માટેજ આજે અરબી-ફારસી છંદોનો સ્વિકાર વિશેષ આદરણીય બની શકે એવો છે. એમાં જીવતી ભાષાને ભાળવવાની શક્તિ છે, શાયરો રગ-મય ઉપર એ કરી શકેછે અને નિત્યની બોલતી ભાષા ચુસ્ત સ્વરૂપમાં યથા સ્થાને આરોહ અવરોહ અને વજન-સ્વર ભારતી રજુ થતી મેળવી શકાય છે.

## નવા પ્રયાસો

છેલ્લા ચારેક વર્ષથી આપણા જુવાન કવિ ઉમાશંકર જોશી સાથે જીવતી ભાષાને મૂર્ત કરી શકાય એવા સુન્દર છંદો શોધી કાઢવાના યા નવા યોજવાના વિષયમા ગડમથલ ચાલે છે. શ્રી. ઉમાશંકર પ્રયોગો પણ કરે છે. અમારી મુરાદ છે કે.વધુ ચોક્કસ સ્વરૂપ મા નિત્યની ભાષામાં જેવી સ્વાભાવિકતા છે તેવીજ સ્વાભાવિકતા કવિતાની ભાષામા લાવી શકાય એવા બધ રજુ કરવા.

જીવતી ભાષા અને મરેલી ભાષા વચ્ચેનો તફાવત એના ઉચ્ચારણમાં પકડાય છે. ઉદાહરણ તરીકે આપણે ગુજરાતીમાં સ્વીકારાયેલા થોડા તત્સમ શબ્દોજ લઇયે. નગર, ધરા, અવધિ, રાગ, શારદા આ શબ્દોનું સસ્કૃત સ્વરૂપ અનુક્રમે લલલ, લગા, લલલ, ગાલ, ગાલગા એવુ છે. આજે ગુજરાતીમાં વજનના બળે જે રીતે ઉચ્ચરિત થાય છે તે રીતે નગર=લગા, ધરા=લગા, અવધિ=ગાલ, રાગ=ગા, શારદા=ગાગા, સસ્કૃત ભાષાનુ જડ બધન સ્વીકારનાર અમે આ વાત તરતમાં ગળે ન ઉતારી શકીએ; પણ જીવતી ભાષાઓમા સ્વરભારનું જે સ્વાભાવિક નિયમન છે તે ઉપર પ્રમાણેજ માત્રામાન રજુ કરી આવે છે. એ માત્રમાન યથા સ્વરૂપ રજૂ થઇ શકે એવી રીતે કવિતાની ભાષા પ્રયોજાય તોજ જીવતી ભાષા કવિતામાં મૂર્ત થઇ શકે. આવા પ્રકારના ખ્યાલ ઉપરજ જો છંદોમાં શબ્દસ્વરૂપો સ્વીકારાય તો ભાષાની સ્વાભાવિકતા અને મધુરતા યથાવત મેળવી શકાય-સાધી શકાય

## શા માટે ઉણપો રાખીએ?

શ્રી. શયદાની ભાષામા મુખ્યત્વે આ વસ્તુ સ્વાભાવિક રીતે રજૂ થતી જોવામાં આવે છે. શ્રી. બેફાર, સાબિરઅલી, અમીન આઝાદ, ગની, ઘાયલ વગેરે સિદ્ધહસ્ત શાયરોની ભાષામાં પણ મોટે ભાગે જોવા મળે છે. આ વધુમાં વધુ સ્વાભાવિકતા ધારણ કરે એ જરૂરી છે. જ્યારે આપણે આ કવિતા પ્રકાર ખિલવિયેજ છીએ ત્યારે એમાં શા માટે ઉણપો રહેવા દઇએ યા ઉણપો તરફ ઉપેક્ષા કરિયે!

કવિતાની દૃષ્ટિએ વિચાર કરતાં આ પ્રકારની કવિતામાં સભા-રંજની તત્ત્વ છે, તેમાં સમ-સામયિક બનાવોની અચ્છી છાયા રજુ કરવાનો પ્રયત્ન છે તેથી સસ્કૃત કાવ્યશાસ્ત્રના નિયમ પ્રમાણે આપણને એ ઉત્તમોત્તમ કવિતા ન જણાય એ ખરૂ, પણ એ એકજ દૃષ્ટિ ન રાખતાં આપણે અરબી-ફારસી-ઉર્દુ કાવ્ય શાસ્ત્રોની પણ નજરે રાખવી. એ શાસ્ત્રોને ધોરણે આ કવિતા રચાય છે તેથી એ નજરે જ આ કવિતાને જોવી ઘટે.

## ઉભયનો સુમેળ

આપણે માટે વધુ ઉત્તમ તો એ છે કે ઉભય પ્રકારની કવિતાનો સુમેળ સાધવાનો પ્રયત્ન કરવો જોઇએ. એકમેકની દૃષ્ટિએ ગણાતા. ગુણ દોષોનો પરિચય મેળવી ગુણોનો સમાદર અને દોષોનો ત્યાગ કરવાનુ કાર્ય હાથ ધરી વિશિષ્ટ પ્રકારના આ કાવ્ય પ્રકારને આત્મસાત્ કરી લેવો જોઇએ

(ગુજરાતી સમાચાર ઉપરથી)

ઉર્દૂ-સાહિત્યના

હિન્દુ

# મહાન શાઇરો

[ગતાંકથી ચાલુ]

△

**નાદિમ** —રામદયાલ નામ-ઈ સ ૧૮૬૦મા મરણ પામ્યા દીવાન પ્રગટ થઈ ચૂક્યુ છે

"મલકુલ મૌતને મારા ન કઝાને મારા
હમકો તો એક સિતમગરકી અદાને મારા"



'મહેર':—નારાયણપ્રસાદ વર્મા નામ-મિર્ઝા 'દાગ' દહેલ્વીના શાગિર્દ—ગ્વાલીયર રાજ્યમા મોટા હોદ્દા પર છે દીવાન અને મસનવી પ્રગટ થઇ ચૂક્યા છે રંગીની તબીઅતના છે સ્વભાવે હસમુખ અને માયાળુ છે

"મિલાયેગા ક્યામતમે યેહ કહ્ કર હો યહીં હમકો,
યહીં અલ્લાહને રખ્ખા કહીં તુમકો કહીં હમકો.
સમાયા હૈ તુમ્હારા હુસ્ન જિસ દિનસે નિગાહો મે,
ઝમાને મે નઝર આતા નહીં કોઇ હસીં હમકો
ઇલાહી ઝોળકર દુન્યાકો હમ જન્નતમે ક્યૂ જાયે,
જો મિલના હો વહાં હમકો વોહ મિલ જાયે
યહીં હમકો."



'મુહિબ્બ' -કિશનભુખનલાલ નામ-ચતુર ગુપ્ત વંશના-હરિયાનાના રહેવાસી ઇ સ ૧૮૭૩મા પૈદા થયા 'નઝીર' લખનવીના શાગિર્દ પિતા નાનપણમા મરણ પામ્યા-માતાએ શિક્ષણ ચાલુ રાખ્યુ ઇ સ ૧૮૨૦ લગી નોકરી કરી પછી આઝાદ જિંદગી ગુજારતા ઉર્દૂ-હિંદી, ફારસી, અંગ્રેજી ભાષાના પ્રખર વિદ્વાન હતા



એ ત્રણે ભાષામા ઘણાયે પુસ્તકો તેઓ લખી ગયા છે

"પરત હિંમત જો હૈ ઇન્કો કબ હૈ દુન્યામે કરાર,
એક જા સાયા કભી રેહતા નહીં દીવારકા"



'મિસ્કીન' — કુંજ બિહારીલાલ નામ-જાતે કાયસ્થ-કોઇ ઝમીનદારને ત્યા ઘણા વર્ષ લગી નોકર રહયા-૮૬ વરસની ઉમરમા ઇ. સ ૧૯૧૮મા મરણ પામ્યા

"વહાં જબ વોહ ગૈરોકી મેહફિલમે બૈઠે,
યહાં રેહ ગયા દિલ તળપકર કિસીકા."



"મુનવ્વર" —લક્ષ્મીપ્રસાદ નામ-મુન્શી શીવ દ્વારકાપ્રસાદ 'ઉફક'ના પુત્ર-શાઇરી તેમના કુટુંબમા વંશપરંપરાથી ચાલુ આવે છે. જુલાઇ ઈ સ ૧૮૯૩મા પૈદા થયા પ્રથમ શરૂઆતમા પિતા પાસેથી ઇસ્લાહ લેતા હવે 'સદર સાહેબના શાગિર્દ છે. નેચરલ શાઇરી વધુભાગે કરે છે રેલ્વે ખાતામા નોકરી કરે છે હિંદના ઘણા પેપરોમા આપની કૃતિઓ પ્રગટ થયા કરે છે

"ઇશ્ક બકાયે રૂહ હૈ, ઇશ્ક ગિઝાયે રૂહ હૈ,
યેહ જો નહીં તો દેહરમે લુત્ફે હયાતહી નહીં"



'ફલક' —મુન્શી લાલચંદ નામ-'હિતકારી'ના એડિટર-ફલક નામે ઇ સ ૧૯૧૨મા દીવાન પ્રગટ થઈ ચૂક્યુ છે

"જુદાઇ દૂર હોનેકો હૈ બિછડે મિલને વાલે હૈં
ખિઝા જાતી હૈ ગુલ્શનમે નયે ગુલ ખિલને
વાલે હૈં"



'મુહસિન' —દીવાન અમરનાથ નામ-અમૃતસરના રહેવાસી અમૃતસરમા તેઓ બેચાર સીનેમાના માલિક છે 'બઝમે રોશન' (અમૃતસર)-ને તેઓ જોઇતી મદદ આપે છે ઉર્દૂ ભાષાના ચાહક છે

"હમ તો કુછ હો ચલે હૈં ખૂગરે ગરકે જફા,
સખ્તીયા સેહ સેહકે દિલ સો જાયે પત્થર ભી ભી"

**'માઇલ'** –દેવીપ્રસાદ નામ–'દાગ'ના શાગિર્દ છે

"દારે ફાનીકી મસાફત હૈ કરીબે ઐહતેતામ,
આ રહી હૈ યાદ ફિર ભૂલી હુઈ મંઝિલ મુઝે"

**'માઈલ** –લાજનેશ્વરદાસ નામ–દહેલીના રહેવાસી

"આંખો આંખોમે નિગાહે બનકે આ જાઓ તો કહીં
ફિર કોઇ દેખેગા કયા આતે હુએ જાતે હુએ

**'મેહશર** –બાબુ પ્યારે મોહનલાલ નામ–જાતે કાયસ્થ-ગોરખપુરના રહેવાસી

"ફસ્લે ગુલ આતેહી 'મેહશર'કા યેહ સામા હો જાએ
મેરા દામનહી ગુલે તરકા ગિરેબા હો જાએ"

**'મૈઝ'** –જગન્નાથપ્રસાદ નામ–કાશ્મિરના રહેવાસી–'નસીમ'ના શાગિર્દ–શાયરીને લગતું એક પુસ્તક પ્રગટ કર્યું છે

"શબ્બા રો રો કે કેહતી હૈ મેરી તુરબત પર
હાય ઇસ કબ્રપે છાઇ હુઇ હસરત કયા?
"દાગ પીરીમે નવજવાનીકા',
યાદ હૈ મુજહે ઝિંદગાનીકા"

**'મહરૂમ'** –ત્રિલોકચંદ નામ–બી એ ની ડિગ્રી ધરાવે છે ઇ સ ૧૮૮૫મા પૈદા થયા

"હશ્રમે મેરી તરફ ઝુકકે કહા રહમતને
મુઝકો યેહ શખ્સ ગુનહગાર નઝર આતા હૈ"

**'વફા'** –રાજા શીવકુમાર નામ–જાતે કાયસ્થ ફારસીના દીવાન પ્રગટ થઇ ચૂકયુ છે 'મીર'ના શાગિદ હતા ઇ સ ૧૮૦૫મા મરણ પામ્યા

"મુદ્દતે ગુઝરે ન યેહભી તો હુઆ હાય નસીબ
કે કભી દૂરહીસે દેખના હો જાયે નસીબ"

**'હમદર્દ'** –બિશમ્બર નામ–ઓનરરી મેજીસ્ટ્રેટ છે શાયરીનો શોખ વધારે છે.

"મરને વાલેકો જગા દરમે વસીયત જેમ ન દી
રહ ગયા બાઝ ખુદ જનાઝા કૂએ જાના દેખકર"

**'મયકશ'** –જાનકીપ્રસાદ નામ–બ્રિજલાલના પુત્ર–ઇ સ ૧૮૭૧મા મરણ પામ્યા ફારસી અને ઉર્દૂના જાણકાર હતા

'બારે ગમ પડતા હૈ જિસકે સર ઉઠાતા હૈ વહી'
કામ કુછ ઇસમે નહી હમ્માલકા, મઝદૂરકા"

**'ફદીમ** –પ્રભુદયાલ નામ–લખનૌના રહેવાસી અંગ્રેજી ઉર્દૂ, ફારસી સારી રીતે જાણે છે ઇલ્મે નજુમ (જ્યોતિ વિદ્યા) પણ જાણે છે 'ખમીર' લખનવીના શાગિદ ઇ સ ૧૮૮૬ મા પૈદા થયા શ્રી કૃષ્ણના જન્મ સમયનુ આલેખન કરતુ કાવ્ય પુસ્તકારે પ્રગટ કરવ્યુ છે

"નિકલના ઇન્કી મુઠ્ઠીસે બહોત મુશ્કિલ સમઝતે હૈં,
હમ અપના દિલ સમઝતે હૈ વોહ અપના દિલ સમઝતે હૈં'.
ડુબનેવાલેકો તિનકેકા સહારા હૈ બહોત
મેરે દિલકો હો ગઇ તસ્કીન તુમ્હારી યાદસે"

**'ફરયાદ'** –બદરીનારાયણ નામ–દુર્ગાપ્રસાદ પિતાનુ નામ–જાતે કાયસ્થ–'નસીમ' લખનવીના શાગિદ–'અંજુમને ચશ્મે સુખન'ના સેક્રેટરી

"પૂછો ન હિજરે યારમેં રોનેસે કયા હુઆ,
સુખા હુઆ દરખ્ત તમન્ના હરા હુઆ"

**'લછમન'** –લછમનપ્રસાદ નામ–ચાંદ નગરના રહેવાસી

'યેહ અદના તમાશા હૈ કુદરતકા તેરી
ઝમીન પર હૈ કુછ ઔર ન અફલાકમે હૈ'
સંપૂર્ણ.

[હવે પછી ઉર્દૂ–સાહિત્યના લેખકો વિષે ટુંક માહિતી રજૂ કરવા પ્રયત્ન કરીશ —'તાજ']

# મુજદ્દિદે મિલ્લત

## ૯૦ ઉમ્ર બિન અબ્દુલ અઝીઝ (રદી૦)

### મો૦ સુંસુંફ તરાજવી

ઉમ્ર નામ અબૂહફ્સ ઉપનામ ઉમ્રન. પિતા અબ્દુલ અઝીઝ મરવાનના નાના પુત્ર હતા. અબ્દુલ અઝીઝ પોતાના કુટુંબીક ગુણો અને કમાલોના સંપૂર્ણ માલિક હતા. અબ્દુલ અઝીઝે ઇજીપ્ત અને હલવાનમાં પોતાના રાજ્યની ઘણીક યાદગારો છોડી છે, એક સોનેરી મહેલ બનાવ્યો. હલવાનમાં કેટલીક મસ્જિદો અને મહેલો બંધાવ્યાં ઇજીપ્તની જુમ્મા મસ્જિદ તોડી પાડી નવે નામથી બંધાવી. સુએઝ નહેર પર પુલ બંધાવ્યો. દ્રાક્ષ અને ખજુરના બગીચાઓ બનાવ્યાં આલિમો અને સુફીઓની ઘણી કદર જાણનારા હતા. કાઝી અબ્દુર્રહમાન ખોલાનીનો એક હજાર ગીની વઝીફો મુકર્રર કર્યો.

આ સુવિખ્યાત ગવર્નરને ત્યાં ઉમ્રનો જન્મ થયો. ઉમ્રનુ બાળપણ પોતાના વાલિદ અબ્દુલ અઝીઝ સાથે મિસરમાં ગુઝર્યું. પ્રાથમિક કેળવણી ત્યાંજ હાસિલ કરી જ્યારે હોશ આવ્યો ત્યારે તેમના પિતાએ ઉચી કેળવણી માટે મદીના જે વિદ્યા અને વિદ્યાકારોનું કેન્દ્ર હતું, મોકલી આપ્યા, અહિં મુદરિસ સાલેહ બીને કિસાનની નિગરાનીમાં તેમની તાલીમ અને તરબીયત થઇ.

સાલેહ બિન કિસાન દિયાનતદારી સાથે તેમની સંભાળ રાખતા હતા એક વખતે ઉમ્ર બિન અબ્દુલ અઝીઝ (રદી)એ નમાઝમાં મોડું કર્યું. સાલેહે પૂછ્યું. ઉમ્ર બિન અબ્દુલ અઝીઝે ઉત્તર આપ્યો વાળ શણગારવામાં મોડું થયું. સાલેહે કહ્યું કે હવે વાળ શણગારનો એટલો પ્રેમ થઇ ગયો કે તેને નમાઝ ઉપર વર્ચસ્વ આપવામાં આવે છે. અને અબ્દુલ અઝીઝને આ બનાવ લખી મોકલ્યો. તેઓએ તુરત એક માણસ મોકલ્યો. જેણે આવતાની સાથે તેમના વાળ મૂંડી નાખ્યા. એ પછી કોઇના સાથે વાટાઘાટ કરી. આવી વ્યવસ્થાથી તેમની તાલીમ અને તરબીયત થઈ. તેમને પોતે પણ શિક્ષણ પ્રાપ્ત કરવાનો શોક હતો, તેમનું વર્ણન છે કે "મદીનાના છોકરાઓમાં હું એકજ છોકરો હતો" પછી અરબી અને શેરનો શોક થયો એથી તેઓએ ઘણાંજ શૌક અને ઉત્સાહથી વિદ્યા પ્રાપ્ત કરી, પરંતુ તેઓની તાલીમનો આ પ્રાથમિક કાળ હતો. તે કાળ જેણે તેને સમયનો ઇમામ (પેશ્વા) બનાવ્યો. મદીનાની ગવર્નરીનો હોદ્દો હતો. જેમાં મહાન મહાન આલીમોથી તેઓની સોહબત અને ધર્મી વાદવિવાદ થતાં હતાં. તેમનું પોતાનું વર્ણન છે, કે "જ્યારે હું મદીનાથી નીકળ્યો છું તે સમયે મારાથી મોટો આલિમ કોઇ પણ ન હતો."

ઉમ્ર બિન અબ્દુલ અઝીઝ વાસ્તવમાં શિક્ષણની ગાદી માટે અત્યંત યોગ્ય હતા પરંતુ શાહી કુટુંબના સભ્યપણે તેમને રાજ્યની પાર્લામેન્ટમા પહોંચાડી આપ્યાં જેમ કે પ્રથમ તેઓ ખનાસિરાના ગવર્નર મુકર્રર થયા.

અબ્દુલ મલિકના પછી વલીદે તેઓને મદીનાના ગવર્નર કાયમ કર્યાં. તે સ્વીકારવામાં વિચારે પડયા. વલીદે દરબારથી પૂછ્યું. ઉમ્ર જતાં કેમ નથી? તેણે કહ્યું તેઓ કેટલીક શર્તોની સાથે જવા માગે છે. વલીદે બોલાવી પૂછ્યું. તેઓએ કહ્યું "મને પહેલાના ગવર્નરોના અત્યાચાર પર મજબૂર કરવામાં ન આવે. વલીદે સ્વીકાર્યું અને કહ્યું તમો હકપર અમલ કરશો. જોઇએ તો એક દિરહમ પણ શાહી ખઝાનામાં ન દાખલ થાય–આ શર્ત પછી તેઓ મદીના રવાના થયા, તે સમય ઉમ્ર બિન અબ્દુલ અઝીઝ ફકીર અઝીઝ ન હતાં અવશ્ય

શાહી કુટુંબના સભ્ય અને કાકાના ઉમ્ર બિન અબ્દુલ અઝીઝ હતા જેમકે (૩૦) ઉંટો પર તેમનો સામાન ભરેલો હતો

મદીનાની ગવર્નરીના જમાનામા ઉમ્ર બિન અબ્દુલ અઝીઝે અહિં ઘણાંક સુધારાઓ અને ઘણાંક લાભકારક કાર્યો કર્યાં તે સૌમા તેમનુ ન ભૂલાય એવુ કારનામુ મસ્જિદે નબવીની તામીર અને સુંદરતા છે વલીદના પહેલાના ખલીફાઓએ વખતો વખત મસ્જિદે નબવીમા સુધારાઓ કરાવ્યા હતા પરંતુ વલીદે ઘણીજ વ્યવસ્થા સાથે તેને ઘણીજ મોટા પાયા પર બાંધવાનો નિર્ણય કર્યો સને ૮૮મા ઉમ્ર બિન અબ્દુલ અઝીઝને લખ્યુ કે મસ્જિદ નવેસરથી બાંધવામા આવે રોમના કૈસરને પત્ર લખી ઘણાંક રૂમી કારીગરો મજુરો મીનાકારી અને નકસી વિગેરેનો મસાલો અને કંઈ હજાર મિસકાલ સોનુ મગાવ્યુ અને જુદી જુદી જગ્યાઓથી દરેક કામના બાંધકામનો સામાન ભેગો કર્યો સામાન ભેગો થયા પછી ઉમ્ર બિન અબ્દુલ અઝીઝે મદીનાના ફુકહાઓની હાઝરીમા મસ્જિદની પુરાણી ઇમારત તોડી પાડી તેજ બુઝુર્ગોના બરકતવાળા હાથોથી ઇમારતનો પાયો નખાવ્યો ઉમ્ર બિન અબ્દુલ અઝીઝને આ ઇમારતથી ઝાતી દિલચસ્પી હતી એટના માટે ઘણાજ ધ્યાન અને ખતથી એને બંધાવી આખી ઇમારત સુંદર કિંમતી પથ્થરોની હતી સઘળી દીવારો અને છતો નકશીદાર સોનેરી અને મીનાકાર હતી ઝાડના એક નકશા પર કારીગરોને ૩૦ ગીની ભેટ આપવામા આવતી હતી, પબ્લિક લાભો માટે વલીદના હુકમથી મદીનાના ઘણાંક કુવાઓ ખોદાવ્યા અને કાણુ મુશ્કેલ માર્ગો સુધરાવ્યા

સને ૯૮મા સુલૈમાન મરણ પથારીએ પડયા અને પોતાના નાબાલિગ પુત્ર ઐયૂબને વલીઅહદ મુકર્રર કર્યો રજા બિન હયાત જે સુલૈમાનના ખાસ માનીતા લોકોમાથી હતા એનો વિરૂદ્ધ કર્યો અને કહ્યું અમીરૂલ મુઅમીનીન ખલીફા એવા સાલેહ માણસને બનાવવો જોઇએ, જેનાથી તમો કબ્રમા રક્ષિત રહો સુલૈમાને કહ્યુ, આ મારો પાકો ફેસલો નથી હુ એ પર વિચારણા ચલાવીશ અને ખુદાથી ઇસ્તીખારો કરીશ અર્થાત પ્રાર્થના કરીશ જેમકે બે દિવસ વિચારણા કર્યા પછી વસીયતનામાને ફાડી નાખ્યુ અને રજા બિન હયાતથી પુછયુ મારા પુત્ર દાઉદ વિષે શો અભિપ્રાય છે. રજાએ કહ્યુ તે આ સમયે કુસ્તુનતુન્યામા છે અને ખબર નથી જીવતો છે અથવા નહિ સુલૈમાને કહ્યુ પછી શુ અભિપ્રાય આપો છો? રજાએ કહ્યુ અસલ મતનો તમારો છે તમો નામ લ્યો હુ વિચાર કરીશ સુલૈમાને કહ્યુ ઉમ્ર બિન અબ્દુલઅઝીઝ-વિષે તમારો શુ ખ્યાલ છે રજાએ કહ્યુ તેઓ મારા નજીક ઘણાજ કાબિલ અને નામચીન મુસલમાન છે સુલૈમાને કહ્યુ ખુદાની કસમ તેઓ એવાજ છે, પણ હુ અબ્દુલમલિકના સંતાનને છોડી ઉમ્ર બિન અબ્દુલ અઝીઝને ખલીફા બનાવુ તો એક બળવો ફાટી નીકળશે જ્યાં સુધી તેઓના પછી અબ્દુલ મલિકના સંતાનનુ નામ ન મૂકુ, ત્યાં સુધી તે લોકો તેઓને ખિલાફત પર કાયમ રહેવા દેશે નહિ એથી હુ યઝીદને તેઓ પછી ખલીફા બનાવી આપુ છુ એથી તેઓ ટાઢા થઇ જશે અને રાજી રહેશે રજાએ પણ આ વાતને ટેકો આપ્યો એ પછી સુલૈમાને પોતે પોતના હાથથી નીચેનુ વસીયતનામુ લખ્યુ

બિસ્મિલ્લાહિર્રહમાનિર્રહીમ આ લખાણ ખુદાના બંદા સુલૈમાન અમીરૂલ મુઅમીનીનના તરફથી ઉમ્ર બિન અબ્દુલ અઝીઝ માટે છે

મેં, મારા પછી તમોને ખલીફા બનાવ્યા, અને તમારા પછી યઝીદ બિન અબ્દુલ મલિકને મુસલમાનો! એઓની આજ્ઞા પાળો, અને એઓની તાબેદારી કરો, ખુદાથી ડરો, ઝગડો ઉત્પન્ન ન કરો કે અન્ય તમારા તરફ લાલચી નજર ફેંકે. અને આ લખાણ પર સિક્કો મારી પોતાના કુટુમ્બીજનોને ભેગા કરી રજાને હુકમ આપ્યો. કે આ વસીયતને લઈ જઈને કુટુમ્બીજનોથી કહો, કે મે આમાં જેને ખલીફા બનાવ્યો છે, તેની બૈઅત કરે. રજાએ હુકમને પૂર્ણ કર્યો સૌએ એક સપ થઇ "સમિઅના વઅતઅના" કહ્યું.

ઉમ્ર બિન અબ્દુલ અઝીઝ આ ભારે બોજને ઉઠાવવા રાજી ન હતા. અને તેઓ ને પોતાને માટે દઢ શકા હતી. જેથી રજ ને જઇ કહ્યુ. કે "મારા પ્રત્યે સુલૈમાનને જે લાગણીઓ અને મેહરબાનીઓ છે એથી મને ભય છે, કે તેઓએ ખિલાફત મારા વિષે ન કરી આપી હોય. અગર એવું હોય તો તમો મને જણાવો કે હું મજબૂર થયા અગાઉ મારા આ હોદ્દાથી હમણાજ રાજીનામુ આપી દઉં." પરતુ રજાએ જણાવવાથી નકાર્યું. આ સર્વે હકીકત પછી સુલૈમાનનું મરણ નિપજ્યુ, રજાએ અતિ બાહોશીના સાથે મરણની ખબર છૂપી રાખી. અને શાહી કુટુંબના સભ્યોને ભેગા કરી બીજી વાર તેઓથી વફાદારીની બૈઅત લીધી. પછી સુલૈમાનના મરણનો પોકાર કરાવ્યો. અને વસીયતનામું વાંચી સમજાવ્યું ઉમર બિન અબ્દુલ અઝીઝનું નામ સાંભળી અબ્દુલ મલિકનો પુત્ર હિશામે કહ્યું. અમો કદાપિ એની બૈઅત કરીશું નહિ. રજાએ કહ્યું. ઊઠીને ચુપકીદી સાથે બૈઅત કરો, નહિતર હમણાંજ સર કલમ કરીશ.

અને ઉમર બિન અબ્દુલ અઝીઝનો હાથ પકડી મિમ્બર પર બેસાડયા, તેઓએ આ ભારે બોજની ઝિમ્મેદારી પર અને હિશામે પોતાની મહરૂમ નસીબી પર ઇન્ના લિલ્લાહ કહ્યાં, એ પછી સુલૈમાનની દફન ક્રિયા થઇ અને જનાઝાની નમાઝ ઉમર બિન અબ્દુલ અઝીઝે પઢાવી.

ખિલાફતની ગાદી પર ડગલું મૂકતાંજ ઉમર બિન અબ્દુલ અઝીઝ એકદમ બદલાઈ ગયો. હવે તેઓ લાડમાં ઉછરેલ ઉમરની જગાએ હઝરત અબુઝર ગિફારી (રદી) અને હઝરત અબૂ હુરૈરહ (રદી)નો ઢાંચો અપનાવ્યો સુલૈમાનની દફન ક્રિયા પછી રિવાજ અનુસાર ઉમર બિન અબ્દુલ અઝીઝ સમક્ષ શાહી સ્વારીઓ પેશ કરવામાં આવી. તેઓએ પૂછ્યુ આ શું છે? અર્ઝ કરવામાં આવ્યુ શાહી સ્વારીઓ; ફરમાવ્યુ મારા માટે મારો ખચ્ચર બસ છે, અને સઘળી સવારીઓ પાછી ફેરવી આપી. ઘેર ગયા તો આ ભારી ઝિમ્મેદારીથી ચહેરો પરેશાન હતો. લોંડીએ પૂછ્યું, કદાચ તમો કંઈ વિચારમાં છો, કહ્યું આથી વધીને વિચારની વાત શુ હશે, કે પૂર્વ પશ્ચિમમાં ઉમ્મતે મુહંમ્મદીયહની કોઇ વ્યક્તિ એવી નથી જેનો મારા પર હક ન હોય અને માગ્યા અને ખબર કર્યા સિવાય તેને અદા કરવું મારા શિરે ફર્ઝ ન હોય.

હઝરત બિન અબ્દુલ અઝીઝને ખિલાફતની ઝિમ્મેદારીનુ પુરેપુરૂં ભાન હતું. અગર ચુટણી સમયે તેઓને આ વાતની જાણ થાત તો

તેઓ તેજ વખતે પોતાનુ નામ ખેચી લેત પણ હવે આ ભાર પડી ચૂકયો હતો, છતા તેઓએ એક વખતે છૂટા થવાનો પ્રયાસ કર્યો અને લોકોને ભેગા કરી ભાષણ કર્યુ 'લોકો! મારી ઇચ્છા અને સામાન્ય મુસલમાનોના મત (વોટ) લીધા વિના મને ખિલાફતની ઝિમ્મેદારીમા ફસાવવામા આવ્યો છે એથી મારી બૈઅતની જે બેડી તમારી ડોકમા છે હુ પોતે તેને ઉતારુ છુ તમો જેને યોગ્ય જાણો તેને ખલિફા ચુટો.' આ ભાષણ સાંભળી સભામા ખળભળાટ ઉઠયો 'અમોએ તમોને ખલિફા ચુટયા છે, અને તમારી ખિલાફતથી રાજી છીએ, તમો ખુદાનુ નામ લઇ કામ આરંભો."

જ્યારે તેઓએ જોયુ કે મારી ખિલાફતથી કોઇને વિરૂદ્ધતા નથી, ત્યારે આપે એક પ્રવચન કર્યુ જેમા લોકોને તકવા ફિક્રે આખિરત અને મૌતના ઝિક્ર ભણી લક્ષ અપાવ્યુ. છેવટે મોટા અવાજે ફરમાવ્યુ

'લોકો જે માણસ ખુદાની ફર્માબરદારી કરે તેની ફર્માબરદારી ફર્ઝ છે અને જે માણસ ખુદાની નાફર્માની કરે તેની ફર્માબરદારી વાજિબ નથી, જ્યા સુધી હુ ખુદાની ફર્માબરદારી કરૂ ત્યા સુધી તમો મારી ફર્માબરદારી કરો અને જ્યારે હુ ખુદાની નાફર્માની કરૂ ત્યારે મારી ફર્માબરદારી તમારા પર ફર્ઝ નથી

**તબકાત ઇબ્ને સઅ્દમા** આ શબ્દો છે "અમ્મા બાદ તમારા નબીના પછી બીજો નબી અને તેઓના પર જે કિતાબ ઉતરી છે તેના પછી કોઇ બીજી કિતાબ નથી ખુદાએ જે વસ્તુ હલાલ કરી છે તે કિયામત સુધી હલાલ છે અને જે હરામ કરી તે કિયામત સુધી હરામ છે હુ પોતાના તરફથી કોઈ ફેસલો કરનાર નથી બલ્કે ખુદાના અહકામોને જારી કરનાર છુ હુ પોતે કોઇ વાત આરંભનાર નથી

## વનેવન ગમન થશે.

યા રબ! અમારૂ કયારે ફરી એક મન થશે,
આઝાદ કયારે વિશ્વે અમારૂ વતન થશે
સમજાય જાય તેમને મારા દુખો બધા,
ત્યારેજ મારૂ વિશ્વમા સાચુ જીવન થશે
સળગી રહ્યો કુસપનો દવ આજ વિશ્વમા,
પ્રાચીન જેવુ દિલમા કયારે અમન થશે
પથ્થર પણ દ્રવે છે સુણી મ્હારી યાતના,
કયારે પરંતુ નમ સનમ કેરૂ મન થશે
શોધીશ એને મૌત સુધી વિશ્વમા ભમી,
એનાજ કાજે મારૂ વનેવન ગમન થશે
દુશ્મન હસી ન્હ્યા છે સુણી મારી યાતના,
મારી દશાનુ તેમને કયારે મનન થશે.
ઊર્મિ નવી ઉમંગો નવા થાશે દિલમહીં,
તે રૂપ કેરૂ પ્રેમથી જ્યારે મિલન થશે
બ્યોગે બળુ છુ નિત્ય સિતમગરના હાથ હું,
એવીજ તેના દિન મહીં કયારે અગન થશે
બતના દિન તુ પ્રેમમા દિલબરના શુ ભણુ,
બોલ્યુ કથન છે તેમનુ કયારે વચન થશે
નાહક બળે છે પ્રેમની અગ્નિ મહીં 'શમીમ'
કયારેક એને યાદ કયેનુ વચન થશે

"શમીમ" ધોરાજવી

---

માત્ર તાબેદાર છુ કોઇને આ હક નથી કે *ખુદાની નાફર્માનીમા તેની તાબેદારી કરવામા* આવે હુ તમારી જમાઅતનો મહાન માણસ નથી બલ્કે એક મામુલી માણસ છુ અવશ્ય ખુદાપાકે મને તમારાથી વધારે બોજવાળો કર્યો છે

—અપૂર્ણ




મૌલાના : અહમદ અશરફ રાંદેરી

સવાલઃ–ખાતી વખતે, પાણી પીતી વખતે, પેશાબ યા પાયખાના કરતી વખતે, કુરઆન શરીફ પઢની વખતે માથુ ઉઘાડુ રાખવુ કેવુ છે.

જવાબઃ–ઉઘાડા માથે ખાવું–પીવુ–કુરઆન શરીફ પઢવુ જાએઝ છે પણ બેહતર એ છે કે માથે ટોપી મૂકી અદબથી બેસી કુરઆન શરીફ પઢે જેમકે પોતાના ઉસ્તાદ સામે બેસીએ છીએ

સવાલઃ–હલાલ જાનવરોનો પેશાબ જો કપડાંને લાગે તો નમાઝ થશે કે નહિ?

જવાબઃ–હલાલ જાનવરોનો પેશાબ જેમકે બકરી–ગાય નજાસતે ખફીફા છે તેનો હુકમ આ છે કે કપડાંના જે ભાગને તે લાગે તેની ચોથાઇથી કમ હોય તો માફ છે. એટલે નમાઝ સહીહ થઇ જશે, પણ મકરૂહ થશે, અને જો ચોથાઇથી વધારે લાગી હોય તો ધોવું વાજીબ છે. તેની સાથે નમાઝ થશે નહિ

સવાલ.–જો હોઝમાં કોઇ આદમી પડીને મરી જાય યા કોઇ નજાસત પડી જાય તો હોઝ નાપાક થશે?

જવાબઃ–હોઝ જ્યારે દહ–દર–દહ એટલે કે તેની લંબાઇ–અને પહોળાઇનો સરવાળો સો ગજ હોય તો તે વેહતા પાણીના હુકમમાં ગણાશે એટલે કોઇ જાનવર પડી મરી જવાથી અથવા નાપાકી પડવાથી નાપાક થશે નહિ. જ્યાં સુધી નાપાકીનો અસર પાણીમાં ન આવે એટલે નાપાકીનો રંગ,બુ–ને મઝામાંથી કોઇ ચીઝ ઝાહિર થાય તો નાપાક થશે.

સવાલઃ–નમાઝની હર રકાતમાં બિસમિલ્લાહથી પહેલો આઉઝો...પઢે તો કંઇ હરજ છે?

જવાબઃ–આઉઝો બિલ્લાહ. 'ફક્ત પહેલી રકાતમાં સુબહાનકલ્લાહ' પછી સાબેત છે બીજી રકાતમાં પઢવાનો હુકમ નથી.

સવાલઃ–મુસલમાનો માટે જિંદગીનો વીમો લેવો કેવો છે?

જવાબઃ–જિંદગીનો વીમો ઉતારવો જાઇઝ નથી, એ ખુદાપાક પર તવક્કુલ કરવાના વિરૂદ્ધ અને એક જાતનો જુગાર છે.

સવાલઃ–એક માણસે પોતાની ઝિંદગીનો પંદર વરસનો વીમો લીધો. અને દર વરસે તે પ્રિમિઅમના રૂપિયા પણ ભરે છે મજકુર માણસ ગુજરી ગયો, હવે વીમા કંપનીમાંથી મરનારના વારસદારોને રૂપિયા મળશે તો એ રૂપિયા મરનારના વારસદારોને વહેંચવા કે કેમ?

જવાબઃ–જ્યારે વીમો ઉતરાવવો જાઇઝ નથી. તો તેના રૂપિયા લેવા પણ જાઇઝ નથી. આ હરામ પૈસા વારસદારો માટે પણ દુરસ્ત નથી.

સવાલઃ–શરીઅતના હુકમ મુજબ એ રૂપિયા વારસદારોને પણ નહિં વહેંચી શકાય તો એ પૈસા હોસ્પીટાલમાં ગરીબોની દવા માટે વાપરી શકાય કે કેમ?

જવાબઃ–જ્યારે વીમાના પૈસા લેવા શરીઅતની રૂએ હરામ ઠર્યા તો તે નાણાં કોઇ પણ કામમાં ખર્ચી શકાય નહિ. (ઇમ્દાદુલ ફતાવા-ફતાવા દારૂલ ઓલુમ)

સવાલઃ–અમારે ત્યાં એક માણસ ગુજરી ગયા એમના મા–બાપ તથા બે છોકરીઓ એક છોકરો અને ઓરત પાછળ હયાત છે. મર્હુમના બાપ પણ હયાત છે અને તેમની પાસે થોડી જમીન પણ છે, એમાં મર્હુમને કંઇ લાગે વળગે? મર્હુમની આગલી ઓરત ગુજરી ગએલી. ફરી બીજી શાદી કરી હતી. મર્હુમ પોતાની ઓરત સાથે -

અલગ રહેતા હતા એકજ ઘરમાં મર્હુમ ઉપર રહેતા અને એમની મા નીચે રહેતાં હતા મર્હુમ જ્યારે જુદા રહ્યા ત્યારે મા પાસેથી વાસણ-પલંગ તેમજ બીજો સરસામાન વાપરવા લીધો હતો. મર્હુમે અલગ થયા પછી ત્રણ ભેસો ખરીદી અને તેનુ દૂધ વેચી પોતાનું ગુજરાન કરતા હતા. છેવટે મર્હુમ કરજદાર થઇ ગયા હતા મર્હુમના સસરાના પણ રૂપિયા નીકળતા હતા. તેમના ગુજરી જવા પછી સગાંઓએ કરજ વિષે તજવીજ કરી અને સસરાને પણ પૂછ્યુ. સસરાએ જણાવ્યું કે મર્હુમ પાસે મારા અમુક રૂપિયા નીકળે છે અને તેની માગણી કરતાં લોકોએ એવો ફેંસલો કર્યો કે મર્હુમના સસરાના કરજમા મર્હુમની જે ત્રણ ભેંસો છે તેમાથી બે સસરાને કરજ પેટે આપવી. અને એનું કરજ વસુલ કરવું તે મુજબ સસરાને બે ભેંસો આપી દીધી. હવે જે એક ભેસ રહી છે તે પણ સસરા પાસેજ છે કે એ ભેસના પૈસા તથા ઘરમાં જે સરસામાન વગેરે હોય તે વેચી મર્હુમનુ બાકીનું કરજ અદા કરવુ. જ્યારે ત્રીજી ભેંસ માગવામાં આવી તો ઔરત અને સસરાએ ઇન્કાર કર્યો કે ભેસ તમને મળશે નહિ. મારા પૈસાથી ખરીદી છે. હાલમા મર્હુમની જે ભેંસો છે તે દૂધ આપે છે ઔરત દૂધ વેચી પૈસા જમા કરે છે મર્હુમે જે જણસો દાગીના વગેરે આપ્યા હતા તે ઔરત પાસેજ છે અને તેણીએ પોતાની રાજીખુશીથી મહેર માફ કરી છે અને એ ઔરત ઇદ્દતમાં બેસવા ના કહે છે એ વિષે શરીઅતનો શો હુકમ છે તે લખશો.

જ૦—સવાલમા દર્શાવેલી હકીકતથી જાહેર થાય છે કે જે ફરનીચર અને સરસામાન મર્હુમને તેની માએ આપેલો એ માત્ર વાપરવા માટેજ આપેલો હતો. બક્ષીસ કરી આપેલો નહિ. અને આમતૌર પર એજ રિવાજ છે કે મા-બાપ વાપરવા માટે આપે છે, તો એ સ્થિતિમાં ફરનીચર તથા સામાન મર્હુમની માનોજ છે બાપની જમીનમાં મર્હુમને કંઇ લાગશે નહિ.

જ્યારે મર્હુમના સસરાને કરજ પેટે બે ભેંસો આપવામાં આવી અને ત્રીજી ભેસ મર્હુમનોજ માલ ગણવામાં આવ્યો અને એ બધી વાતનો ફેંસલો મર્હુમના સમગ્રએ મંજુર રાખેલો માટે એથી વિરૂદ્ધ ન કરવું જોઇએ, ત્રીજી ભેંસની કિંમતના રૂપિયા મર્હુમના કરજ પેટે અદા કરવામા આવે અને કરજ અદા કરવા પછી જે કંઇ બચે તે વારીસોનો માલ છે. તેમજ જે સરસામાન કે અનાજ વગેરે મર્હુમે પોતાના પૈસાથી ખરીદેલો તેના હકદાર પણ બધા વારિસોજ છે. અને જે ઝેવર ઔરત પાસે મર્હુમનુ છે તે જો કાયદેસર મર્હુમે બક્ષીશ આપ્યુ ન હોય તો તે પણ મર્હુમનોજ માલ છે, અને બધા વારીસો તેના હકદાર છે મર્હુમના વિધવાને ચાર મહિના દશ દિવસ ઇદ્દતમાં બેસવુ જોઇએ, તે ઉપર ઔરત અમલ ન કરશે તો સખ્ત ગુનેગાર થશે. કફન દફનનો ખર્ચ અને કરજ હોય તો તે અને વસીયત હોય તો ત્રીજા ભાગ સુધીમાથી અદા કર્યા બાદ જે કંઇ બચે તેના છન્નુ ભાગ કરવા અને તેમાંથી બાપને ભાગ સોળ-માને ભાગ સોળ-ઔરતને ભાગ બાર-અને છોકરાને ભાગ છવ્વીસ -અને પહેલી છોકરીને ભાગ તેર-અને બીજી છોકરીને ભાગ તેર મળશે, (રૂપિયામાંથી આ આ પ્રમાણે=-બાપને અઢી આના બે પાઇ-માને અઢી આના બે પાઇ. ઔરતને બે આના છોકરાને સવાચાર આના એક પાઇ. પહેલી છોકરીને બે આના બે પાઇ-બીજી છોકરીને બે આના બે પાઇ) ઉપર મુજબ મળશે. ઔરતે પોતાની રાજી ખુશીથી મહેર માફ કરી દીધી છે તો એ ઘણું સવાબનુ કામ છે. અને જો એ સાબેત ન થાય તો તેણીને વારસા વહેચણી અગાઉ મર્હુમના માલમાંથી પહેલા અદા કરી દેવામા આવે.

# ઈસ્લામી પુસ્તકાલયો

ગુજ ભાષાંતરકાર — — સાલેહ–અલ–બકીલી

(ગતાંકથી ચાલુ)

ઇબ્ને ઉમૈદ વિષે એના પુસ્તકાલયનો વ્યવસ્થાપક પ્રખ્યાત ઇતિહાસકાર ઇબ્ને મસકૂયહ પોતાની તારીખમા વિગત પૂર્વક વર્ણન કરે છે કે "આ વઝીરના મકાનને ખુરાસાનના ડાકુઓએ એનુ બધુ લૂટી લીધુ હતુ કે પાણી પીવાનો એક પ્યાલો અને બેસવાને માટે સાદડી સુધ્ધા રહેવા દીધા ન હતા પરતુ એની તેને કાઇએ પરવા ન હતી તેનુ મન તો પોતના પુસ્તકાલયમા ચોટેનુ હતુ કેમકે તેને માલૂમ ન હતુ કે તેનુ શુ પરિણામ આવ્યુ છે એના કરતા વિશેષ દુન્યાની કેઇ પણ વસ્તુ તેને પ્રિય ન હતી ઇબ્ને મસકૂયહ લખે છે કે "દરેક વિદ્યાકળા ફિલોસોફી અને સાહિત્યની દરેક શાખાની તેની પાસે સો ઊટો ઉચકે એટલી કિતાબો હતી તેણે મને જોતાની સાથેજ પુસ્તકાલય વિષે પૂછયુ મે જવાબ આપ્યો કે કિતાબો બધી બચી ગઇ છે, એક પણ ગુમ થઈ નથી આ સાભળી તે બોલ્યો ખરેખર તમે ઘણા નેક સગૂન છો અમને દરેક વસ્તુ મળી શકે છે પરતુ આ કિતાબો કયા મળી શકવાની હતી? મે જોયુ કે તેના ચેહરા ઉપર આનદ છવાઈ ગયો' ૩૩

સામાની વંશના રાજ્યકર્તાઓ, જે ત્રીજી સદી હિજરી (નવમી સદી ઇસ્વી)મા ઇરાનની સલ્તનતના પૂર્વ ભાગ ઉપર રાજ્ય કરતા હતા તેમણે પણ પોતાના દરબારોમા સભ્યતા અને સસ્કૃતિ વધારવામા મોટો ભાગ ભજવ્યો છે સુલ્તાન નૂહ બિન નસ્ર (હિ–સ. ૩૬૬–૩૮૭= ઇ સ ૯૭૬–૯૯૭)નુ એક ખાનગી પુસ્તકાલય હતુ ઇબ્ને સીનાએ–જેને એના જોવાનો અને પછી એના વ્યવસ્થાપક બનવાનો મૌકો મળ્યો હતો–ઘણી પ્રસશા કરી છે ૩૪ તેના પ્રત્યે આ ખોટી વાતને જોડવામા આવે છે કે તેણે પુસ્તકાલયમાં આગ લગાડી દીધી હતી ૩૫

સાર્વજનિક પુસ્તકાલયોની કમી છતા સ્પેઇન (ઉન્દુલુસ)મા ખાનગી પુસ્તકાલયો અસખ્ય હતા તેને માત્ર ઉમરાવો અને માનદારોએ મોટા ખર્ચે કાઇમ કર્યા હતા બલ્કે એમા તે ગરીબ વિદ્યાકળા પ્રેમીઓ પણ હતા, જેમણે પોતાની ન્હાની આવકો કિતાબોને ભેટ ધરી હતી આવા પ્રકારના પુસ્તકાલયો ધીમે ધીમે ગોઠવાયા હતા જેવુ કે ત્યાના એક મુરિસ મુહમ્મદ બિન હઝમે કર્તૂ બહમા ધીમે ધીમે એક એવુ સુદર પુસ્તકાલય કાઇમ કરી લીધુ હતુ કે જેના ઉપર કેટલાએ વિદ્વાનો ઈર્ષા કરતા અને તેની કલમી કિતાબોનો અભ્યાસ કરતા હતા આ કિતાબો તેણે અત્યત સભાગ પૂર્વક નકલ કરીને મોટી સભાળ અને વ્યવસ્થા સાથે રાખી હતી * સ્પેઇનમા "પુસ્તક પ્રેમીઓ ના સૌથી મોટા 'શયદાઇ કર્તૂબહના કાઝી કુતયસ બિન

૩૩ તિજારબુલ ઉમમ ઇબ્ને મસકૂયહ જિ– ૬ પા–૨૮૬

૩૪ તારીખ અદબુલ અરબ(નિકલસન) પા–૨૬૫–૨૬૬

૩૫ કશ્ફ ઝુનૂન જિ–૩ પા–૯૯ (જર્મની મુદ્રિત)

સુલેમાન "અબૂ મુતરિફ" હતા તેમની પાસે અમૂલ્ય પુસ્તક ભંડાર (પુસ્તકાલય) હતું. જેમાં છ શાતિબો હમેશાં કામ કરતા હતા કોઈને પણ આ દુર્લભ સંગ્રહની કીમતની ખબર ન હતી. પરંતુ જ્યારે કાઝી સાહબનું ખાનદાન દુર્ભાગ્યમાં ફસાયુ ત્યારે આ કિતાબો લીલામથી વેચાઇ ગઇ અને તેની કીમત ચાલીસ હજાર દીનાર ઉપજી. ૩૬

કિતાબોની મહબ્બત તે કેટલાક ઉમરાવો અને "મલૂકુત તવાઇફ" (નાના રાજ્ય કર્તાઓ)માં પણ વંશપરપરા ચાલવા લાગી હતી. જેમણે ૪૨૬ હિજરીમાં ખલીફહ હિશામ ના મૃત્યુ પછી સ્પેઇનને આપસમાં વહેંચી લીધું હતુ અલ-મુઝફ્ફર અફતસી ૩૭ બતલ્યૂસનો વાલી, સરકસતાનો રાજ્યકર્તા બની હૂદ, ગર્નાતાહનુ ખાનદાન બની અહમર અને તુલૈતલહ (ટોલિડો)ના બની ઝુન્નૂનના પુસ્તકાલયો પ્રખ્યાત છે જેમણે પોતાના ગ્રંથ-સંગ્રહમાં વધારો કરવાને માટે અલ-અરવશી અને બીજા કેટલાએ લોકોના પુસ્તકાલયો લુંટી લેવામાં પણ ઝરાએ સંકોચ કર્યો નહિ. ૩૮

ટયુનિસના હુસયદ રાજ્ય કર્તાઓએ પણ બધી ઇસ્લામી સલ્તનતોની નાગરિક ચળવળમાં સાથ આપ્યો આ વંશના વડીલ અબૂ ઝકિયા (હિ. સ. ૬૨૫-૬૪૭=ઇ. સ. ૧૨૨૮-૧૨૪૯) એ એક પુસ્તકાલય કાયમ કર્યું હતું. જે લાંબા સમય પછી તેના એક ઉત્તરાધિકારી અબૂયહયા ઝકિયા અલ-હયાની (હિ સ ૭૧૧-૭૧૭ =ઇ. સ. ૧૩૧૩-૧૩૧૯) એ જ્યારે કે તે તખ્તનો ત્યાગ કરીને કાહિરહ (મિસર) ચાલ્યો ગયો હતો, વેચી નાખ્યું હતું. ૩૯

ઇસ્લામી દેશોમાં એવા ઉંચા રતબાના ઉમરા પણ હતા, જેઓ અત્યંત શોખીન અને સુંદરતા પૂર્વક શણગારેલા પુસ્તકાલયો કાયમ કરવા પોતાની ફર્ઝ સમજતા હતા તેમાં સુંદર કબાટો, સુન્હેરી પુઠાવાળી કિતાબોથી ભરેલી હોતી હતી. પરતુ તે માત્ર શુળ ઝટકવા સિવાય બાહિર કાઢવામાં આવતી ન હતી. જેનું ચોકકસ ઉદાહરણ તે બનાવ છે, જે એક સ્પેઇનીમ આલિમ અને પુસ્તક-પ્રેમી અલ-હઝ-મીને કર્તુબહમાં પેશ આવ્યો હતો તેમને કોઇ કિતાબની ઘણી જીજ્ઞાસા અને શોધ હતી છેવટે તે તેમને કોઇ નીલામમાં મળી ગઇ. પરતુ સજોગે ત્યાં તે કિતાબનો બીજો ગ્રાહક પણ ઉપસ્થિત થઇ ગયો તેણે તેમનાથી વધારે કીમત કહી. છેવટે વધતાં વધતાં કિતાબની કીમત એટલી બધી વધી ગઇ કે અલ-હઝમીએ તેને લેવાનો વિચાર પડતો મૂકયો પરંતુ તેમણે આ જાણવા ઇચ્છયું કે આ શખ્સ કોણ છે? જે મારી પેઠે કિતાબોનો આવો રસિયો છે. અને વળી માલદાર પણ જણાય છે તેમને આ જાણીને ઘણુંજ આશ્ચર્ય થયું અને ક્રોધ પણ ચઢયો કે તે ગ્રાહકને આ કિતાબ વિષે કંઇ પણ માહિતી

---

*તકમિલહ ઇબ્ને અબ્બાર: કિતાબુસ્સલહ: તઝકિરહ નં. ૩૧૨

૩૬ કિતાબુસ્સલહ, ઇબ્ને બશકવાલ: પા. ૩૦૪-૩૦૫

૩૭ તકમિલહ ઇબ્ને અબ્બાર: જિ-૧. પા. ૧૨૮

૩૮ "પુસ્તક પ્રેમીઓ" અઝરે મેરા. (સ્પેઇનીસ) પા. ૪૨. ૪૫

૩૯ ઇબ્ને ખલ્દૂન જિ. ૧. પા. ૫૦૩ (ફ્રેન્ચ ભાષાંતર) મુકદ્દમહ ઇબ્ને ખલ્દૂન: પા. ૧-૪

નથી. તે તો તેની ખૂબસૂરત જિલ્દ અને દળ જોઈને માત્ર એટલા માટે લોભાયો કે આ કિતાબ તેના પુસ્તકાલયના કબાટમાં સ્થાન પામે. ૪૦

કોઇ પણ કૌમની સંસ્કૃતિના ચિન્હ તેના ખાનગી નહિ પણ સાર્વજનિક પુસ્તકાલયો છે. ઇસ્લામી સલ્તનતના યુગમાં એવા પુસ્તકાલયોની ઘણી ઉન્નતી થઇ આ એક અજીબ વાત છે કે વિશાળ ઇસ્લામી સલ્તનતના તે જિલ્લાઓમાં જે યૂરપની નંઝદીક હતા (અને જે તે સમયે અજ્ઞાનતાના અંધકારમા ઓતપ્રોત હતા) જો કે કેટલાએ અમૂલ્ય ખાનગી પુસ્તકાલયો મૌજૂદ હતા, પરંતુ એક પણ એવા પુસ્તકાલયનું અસ્તિત્વ ન હતું, જે આમ લોકો માટે ખુલ્લું મૂકાયું હોય. એનાથી વિરૂધ્ધ પૂર્વના મોટા મોટા કેન્દ્રો બગદદ, કાહિરહ, શિરાઝ વગયરાહમાં સેંકડો પુસ્તકાલયો હતા.

સામાન્ય રીતે ઇસ્લામી રાજ્ય કર્તાઓ અને રજ્યકર્મચારીઓ વિદ્યાકળા સંપાદન કરવી કોઇ અમૂક વર્ગ અથવા સમૂહનેજ માટે ખાસ નહિ કરતા, દરેક પ્રકારની કિતાબો તેના અભ્યાસની ઝરૂરતો અને અગત્યતાને સારી પેઠે સમજતા હતા બલ્કે તેમના ખિયાલમાં વિદ્યાકળાનું પ્રાપ્ત કરવું દરેક સારા વિચારના ઇન્સાન માટે ઝરૂરી હતું, જો કે તે ગરીબ હોય કે અમીર, કંગાળ હોય કે તવગર, આઝાદ હોય કે ગુલામ. આરંભમાં એમના પુસ્તકાલયોમાં માત્ર તેજ લોકોને દાખિલ થવાની છુટ આપવામાં આવતી હતી, જેમને પુસ્તક વાચનની ખાસ ઝરૂરત હોય. પરંતુ પાછળથી તેમણે ખરા અર્થમાં સાર્વજનિક પુસ્તકાલયો સ્થાપી દીધા.

હુકૂમતનું સૌથી પહેલું કેન્દ્ર, જેમાં નિઃશક સૌથી પ્રથમ પુસ્તકાલય કાઇમ થયું તે બગદાદ છે. જ્યાં ત્રીજી સદી હિજરી (નવમી સદી ઇસ્વી)માં ખલીફહ મામૂન 'રશીદ (હિ. સ. ૧૯૮–૨૧૮=ઇ. સ. ૮૧૩-૮૩૩)ના હુકમથી સૌથી પહેલુ પુસ્તકાલય કાઇમ કરવામાં આવ્યુ. તે દારૂલઇલ્મ કિંવા બયતુલહિકમત સાથે સબંધ ધરાવતું હતુ એ પછી ખિલાફતના પાયતખ્તમાં અને બીજા મોટા શહેરોમાં આવા પ્રકારના પુસ્તકાલયો કાઇમ થવા લાગ્યાં. જેને આમ પ્રખ્યાતી પ્રાપ્ત થઇ. ઘણું કરીને એજ કારણે ફ્રાન્સના બાદશાહ લૂઇને જ્યારે કે તે પૂર્વના દેશોમાં હતો, પેરીસમાં આવા પુસ્તકાલયોના અનુકરણનો વિચાર ઉત્પન્ન થયો. આવા પ્રકારના પુસ્તકોનો જે સંગ્રહ તેણે કરાવ્યો હતો, તે પાછળથી એક પબ્લીક લાયબ્રેરીના રૂપમાં ફેરવાઇ ગયો. ૪૧

બગદાદ, સિરિયા અને ઇરાકના મોટા શેહરો પછી મિસરે; જે એક અગત્યતા ધરાવતું સસ્કૃતિશાળી શહેર હતું એનું અનુકરણ કર્યું પછી પૂર્વ પ્રાતોએ; તે જો કે ન્હાના ન્હાના રાજ્યોમાં વહેંચાઇ ગયા હતાં છતાં ત્યાં અરબી સસ્કૃતિની એક ભારે અસર મૌજૂદ હતી. અને છેલ્લે અરબી દુન્યાની તે છેલ્લી ડાળી સ્પેઇને તેનું અનુકરણ કર્યું; જ્યાં અરબોએ જીતેલા બીજા દેશો પ્રમાણે તેમની સંસ્કૃતિએ ધીમે ધીમે એવી આશ્ચર્યકારક પ્રગતિ પ્રાપ્ત કરી કે જે બીજા દેશો કરતાં વધી ગઇ.

કંઇક એટલા માટે કે અબ્બાસી સલ્તનતના છેલ્લા દૌર વિષે અમારી માહિતીના

---

૪૦ નફહુત તૈય્યબ; અલ–મુકરી. જિ. ૧. પા. ૩૦૨ (લીડન મુદ્રિત) જિ. ૧, પા. ૨૧૫ (કાહિરહ મુદ્રિત)

૪૧ Lalanne Curissetics P. 160–161 ( Paris 1857 )

સાધનો ઘણા ઓછા અને છુટા છવાયા છે અને વિશેષતર અરબી સંસ્કૃતિની પડતી અને નવી કોમો જેવી કે ઇરાની, તુર્ક અને મુગ્લોની ચઢતીને કારણે જો કે મેં મારી શોધ ખોળને માત્ર ઇસ્લામી સલ્તનતના પતન અને અબ્બાસી યુગના અંત સુધી સંકુચિત રાખવું યોગ્ય સમજ્યું છે. છતાં વર્તમાન સમયના પુસ્તકાલયોની હાલત અને તેમની પ્રગતિ ઉપર પણ એક ટુંક વિવેચન કરીશ, કે જેથી પ્રાચીન પુસ્તકાલયો સાથે તેમની સરખામણી થઇ શકે. તેમની નવી હયસીયત અને પૂર્વિયતાના અભ્યાસને માટે તેની અગત્યતા પણ સમજાવીશ.

જેવું કે હુ ખાનગી પુસ્તકાલયો વિષે ઉપર દેખાડી ચૂકી છું કે તેમાંથી ઘણા પુસ્તકાલયો (ઉદાહરણ રૂપે અલી બિન યહયા અને મર્સુલ નિઅમહ વગયરહના)માં વિદ્યાર્થીઓને દાખિલ થવાની છૂટ હતી. પરંતુ તેમની સામાન્ય હયસીયત તો આ ત્રણ પ્રકારના મોટા પુસ્તકાલયોને કારણે ઉપસ્થિત થઇ, જે ધીમે ધીમે પ્રગતિ કરતી રહી.

(૧) સલાતીનના પુસ્તકાલયો જેમણે પોતાના વિશાળ વસીલાઓને કારણે કિતાબોના મહાન સગ્રહ એકત્ર કર્યાં અને તેને આમ લોકોના હાથમાં જવા લાયક બનાવ્યા.

(૨) મસ્જિદોના પુસ્તકાલયો.

(૩) મદ્રિસાઓના પુસ્તકાલયો.

આગલા સમયમાં પ્રાથમિક અને ઉચ્ચી કેળવણી મસ્જિદોમાં આપવામાં આવતી હતી. મસ્જિદોમાં એક ન્હાનું પુસ્તકાલય પણ રહેતું, તેમાં ઝરૂરી કિતાબો રાખવામાં આવતી હતી. પરંતુ તેમાં ખાસ કરીને દીનીયાત સાથે સબંધ ધરાવતી બધી કિતાબો રહેતી હતી આ રિવાજ આજ સુધી મૌજૂદ છે. પાછળથી ધીમે ધીમે તે આમ અસરને કારણે જે ત્રીજી સદી હિજરી (નવમી સદી ઇસવી)માં ઘણી વધારે હતી, ઉંચી કેળવણી આ મસ્જિદો સુધી સંકુચિત રહી નહિ અને મોટા મોટા મદ્રિસાઓ કાયમ થવા લાગ્યા. જે બિલ્કુલ અમારી કોલેજો જેવા હતા. આ મદ્રિસાઓમાં તઅલીમનું વર્તુળ ઘણું વિશાળ હતુ. કેમકે બગદાદ અને દમિશ્ક વગયરહમાં ઇતિહાસ, નહવ (ભાષા) અને ફિલોસોફી પણ અભ્યાસમાં શામિલ કરવામાં આવી હતી કાહિરહમાં અલ-હાકિમે એક મદ્રિસો કાઇમ કર્યો હતો જેને પહેલી "યુનીવર્સિટી" કહેવી જોઇએ. તેમાં ખગોળ, જ્યોતિષ, વૈદક, એન્જીનિયરી અને પ્રકૃતિશાસ્ત્રનુ શિક્ષણ પણ આપવામાં અ વતું હતું. ૪૨ [ અપૂર્ણ

૪૨ આ વિષય માટે નીચે પ્રમાણે પુસ્તકો જુઓ—

(૧) વેસ્ટન ફિલ્ડનું પુસ્તક (જર્મની) "અકાદીન દર અરબર" (ગૅરેન્ગન મુદ્રિત ૧૮૩૮)

(૨) આર્મન જોન (ફ્રેન્ચ) Len Sing-nement dands les Universitica musalmanes d, Egypta, Paris 1907.

(૩) ખેરા (સ્પેઇનીસ) Laensenanza entre los musalmanas Espanebas (સરાગોસા મુદ્રિત ૧૮૮૩)

(૪) વોન ક્રેમર (જર્મની) કલતોર ગુશ્તે. (અરબી સસ્કૃતિ) જિ ૨ પા. ૪૮૦-૪૮૨.

(૫) મેનરનુ પુસ્તક "રયનાઇઝાં" પા.૬૦.૮૨.

(૬) જુરજી ઝયદાન કૃત "તમ દ્દુને ઇસ્લામ" જિ-૩. પા. ૧૯૯ ૫૦૨

(૭) હુસ્નુલ મુહાઝિરહ. (અસસયૂતી) જિ-૧, પા. ૧૮૪. ૧૯૦-૧૯૯

(૮) ખતત મુકરયઝી. જિ-૨, પા. ૩૬૨. ૪૦૫

# ઈન્સાન કે હૈવાન

અનુઃ-

હું કોણ છું? તે હું પોતે પણ જાણતો નથી,- હરતા ફરતા માણસોને જોઇને થેડી વાર માટે એટલું મેહસૂસ કરૂં છું કે હું પણ એક ઇન્સાન છું. તેજ બે હાથ, બે પગ, અને એક આંખવાળો ઇન્સાન છું જો કે કુદરતે બનાવટમાં જરાયે તફાવત જણાવ્યો નથી જો કે સામાન્ય રીતે એક દુઃખી અને ગરીબ ઇન્સાન કહેવડાવવાને હકદાર હોય છે તો હું પણ એક ઇન્સાનનો અંશ છું. મારા પિતા-માતા કોણ હતા? એ તો હું મારી ઝિંદગીના છેલ્લા શ્વાસ લગી પણ જાણી શકીશ નહી. જ્યારે મે આંખો ઉઘાડી તો એક લાંબી સફેદ દાઢીવાળા વૃધ્ધને મારા માતા પિતાની જગ્યાએ જોયો એ તો મને ખબર નથી કે તેઓ મારી સાથે એક સજ્જન ઈન્સાન તરીકે કેમ વર્તે છે. મારા પ્રશ્નોના ઉત્તરમાં તેઓ એટલુંજ કહેતા કે "તારી મા કોલેજની એક સુંદર યુવતી હતી"

. અને "પિતા" આ પ્રશ્ન પૂછતાંજ તેઓ ચૂપ થઇ જતા શા માટે ચૂપ થઈ જતા તેની મને ખબર નથી. અને કદાચ ઉત્તર દેતાં તો એટલુંજ કે "તે વિષે હું કઈ જાણતો નથી"... ...તેઓ મને સડક ઉપરથી પડેલો જોઇ લઇ આવ્યા હતા......એજ મેનકાની પુત્રી શંકુતલા જેમ આકાશથી ફેંકાએલો અને જમીને ઝીલેલો એક ઇન્સાન. શંકુતલાને તો પાછળથી પોતાના પિતા-માતાની ખબર પડી ગઇ હતી પરંતુ મને તો આજ સુધી મારા માતા-પિતાની જાણ નથી. હશે! એ તો કિસ્મતની બલિહારી હાં! તો મને રસ્તામાં પડેલો જોઇ તે વૃદ્ધ ઊંચકી મને ઘેર લઇ ગયા અને ઉછેરી મોટો કર્યો રંતુ મારા ભાગ્યમાં સુખજ કયાં હતુ? એ તો એજ કે "જ્યાં જ્યાં નજર મારી ફરે ત્યાં ત્યાં દુઃખો નજરે પડે" એ કથન અનુસાર તે વૃધ્ધ પણ મને તેર ચૌદ વર્ષનો કરી આ ફાની દુન્યાથી સદાને માટે કૂચ કરી ગયા. એક તેમનો સહારો હતો તે પણ તૂટી ગયો. ઓ ભગવન! તને શું મળ્યુ મને દુઃખી કરવાથી. અને તરતજ મારા મુખથી નીકળી પડયુ કે

"કયા મિલ ગયા ભગવાન ગરીબોં કો દુખા કે,
આશાઓંકી નગરી મે મેરી આગ લગા કે"

પહેલાં હું જેમ સડક પર પડયો હતો તેજ પ્રમાણે હવે મારે ઘર ઘરની ઠોકરો ખાવી પડવાની. લોકો કહે છે કે બાળપણ તો આરામ, સુખ. આનંદ, રમતગમતોથી ભરપૂર હોય છે. પરતુ તે દિવસો કયાં કે ગિયાં કે પાંવ મેં જુતીયાં મારુ પણ બાળપણ હતુ પરંતુ બીજાઓની જેમ નહિ પરતુ જુદીજ રીતે કોણ હતો કે જે મારી બાળહઠને પૂર્ણ કરતે. મારી એ બાળહઠનો ઉત્તર મને મારી વધતી ઉદાસીનતા અને નિરાશાએ આપ્યો. હું જગતમાં એકલો હતો તદ્દન એકલવાયો. હું ફરી ભૂખે મરવા લાગ્યો પરંતુ કોઇએ મારા ઉપર દયા ખાધી કે બતાવી નથી. અરે એટલું નહિ પરંતુ મારી કોઇએ ખબર પણ લીધી નથી કે આ વિશાળ દુન્યામાં હું ભૂખે મરી રહ્યો છું કે કેમ? કોને પડી હતી? આ યુગમાં તો બધાને પોત પોતાની પડી છે. તેઓ શા માટે બીજાઓની ચિંતા રાખે ભલેને કોઇ મરે કે

જીવે એની સાથે એમને શો સંબંધ? મારી ઘણી ઈચ્છાઓ હતી. તેમાં એક એ કે મારી નજરો સમક્ષ મીઠાઇના થાળો ભરેલાં હોય અને મને કોઇ ખવડાવે. અને હું તોફાન-દંગ વગેરે કરી મીઠાઇના ખૂંચા ઉપરથી હડીને ચલ્યો જાઉં મને મનાવવામાં આવે-પરંતુ હઠ અને મનાવવું બહુ દૂર હતાં-મારા વહેમ અને ગર્વથીએ દૂર-કોણ છે કે જે મારી બાળહઠને પૂર્ણ કરતે. એ વાતને જવા દઇએ. જ્યાં મારા ભાગ્યમાં પેટ પુરતુંયે ન મળે ત્યાં મીઠાઇના સ્વપ્નાઓ અને આશાઓ બાંધવી વ્યર્થ છે. મારી નજરો સમક્ષથી કેટલાયે મોંઘા વસ્ત્રો ધારણ કરેલા ઇન્સાનોને જતાં જોઇ મને પણ ઇચ્છા-થતી અને તરતજ મારી નજર મારા થીગડા મારેલા વસ્ત્રો તરફ પડી જતી પડતાંજ હું મારી આવી ઝિંદગીથી નફરત કરવા મંડી પડતો, અને મનમાં ને મનમાં હસી જવાતુ.

"ઓ ખુદા! શુ હું પણ ઇન્સાન છું? તે ઇન્સાન જેને અશરફુલ મખ્લૂકાત કહેવામાં આવે છે. શું હું પણ તેમાંનો એક છુ ...... નહ......ભૂખો . .. ઇન્સાન. મારા પહેલુમાં પણ એક દિલ છે. એહસાસ અને દર્દથી ભરેલુ દિલ. હુ દુન્યામાં બેકાર ફરવાને માટે જન્મ્યો નથી જ્યારે હું બીજાઓને ઉન્નતિના માર્ગે જતાં જોઉં છું તો મારા દિલમાં પણ એક જોશ ઉત્પન્ન થાય છે કે જે મને પણ તેમની બરાબરીનો બનાવી દે. મારી ઇચ્છા છે કે હું શિક્ષણ પ્રાપ્ત કરૂં અને પ્રાપ્ત કર્યા પછી દુન્યામાં કઇ કરીને બતાઉં-દેખાડું. પરંતુ કઇ રીતે! આ મેલા વસ્ત્રોમાં?!! એક નિશાળે ગયો તો ત્યાંથી મને કાઢી મુકવામાં આવ્યો. કેમ અને શા માટે? તેની તો મને પણ ખબર નથી. હા મને તો લાગે છે કે આ દુન્યાવાળાઓ મને ઇન્સાન નહિ પરંતુ હેવાન સમજે છે. શિક્ષણ કદાચ એ ધોળા બગલાઓ માટેજ છે. અનેક યુક્તિઓ કરી જોઇ કે કોઇને કોઈ રીતે શિક્ષણ પ્રાપ્ત કરૂં પરંતુ આખરે નિરાશાજ સાંપડી. છતાં પણ એ આશાએ જીવું છું કે "લાખો નિરાશામાં અમર આશા છુપાઇ છે." લોકો કહેવા લાગ્યા જંગલી અટકો મોટો થઇ ગયો છે છતાં કંઇ કામનોજ નથી. બેકારજ ફર્યા કરે છે પરંતુ હું તેમને મારી આત્મકથા સંભળાઉં છું તો તેઓ સાંભળીને ચૂપ થઇ ચાલવા મંડી પડે છે એટલુંજ નહિ પરંતુ પાછા ફરીને પણ જોતા નથી હુ પ્રયત્નો કરતોજ રહ્યો. એક નહિ, બે નહિ, પરંતુ કેટલીયે સ્કૂલોના દ્વારો ખખડાવ્યા, વિદ્યાધીકારીઓની મુલાકાત લીધી પરંતુ એજ ઉત્તર કે 'નહિ.' નકાર સિવાય કોઇ જવાબ-એથી પણ મને હકારનો જવાબ મળ્યો નથી. જ્યારે હું બાળકોને બગલમાં પુસ્તકો લઇને જતાં જોતો ત્યારે મારા હૃદય ઉપર કેવી લાગણીઓ થતી તે તો ખુદાજ જાણે છે. તેજ વખતે જિજ્ઞાસા ઉત્પન્ન થતી કે કાશ હું પણ ઇન્સાનોની ટોળીમાંનો એક હોત તો? એટલું કહી હુ વિચારમાં પડી જતો શું ખરેખર હું પણ ઇન્સાન છું? મારો સંબંધ પણ ઇન્સાનોના વંશથી છે? એકાએક મારી દ્રષ્ટિ મારા શરીર તરફ પડતી કે એમના જેવાજ મને હાથ, પગ, આંખ, કાન છે છતાં તેઓ મારી સાથે આવી રીતે કેમ વર્તે છે.

સમયની ગતિ ઝડપી છે. પરંતુ હું જ્યાં હતો ત્યાંનો ત્યાંજ રહ્યો. ઉનાળા પછી ચોમાસું, ચોમાસા પછી શિયાળો એમ ઋતુઓ બદલાતી રહી પરંતુ હું જ્યાંનો ત્યાંજ રહ્યો.

જેવી રીતે પાનખર ઋતુ આવતાંજ દુન્યા ઉપર ઉદાસીનતા છવાઇ જાય છે અને વસંત ઋતું આવતાંજ પ્રત્યેક વસ્તુ ખીલી ઉઠે છે અને દુન્યા એક વાર ફરી અંગળાઈ લઇને જાગૃત થઇ જાય છે. પરંતુ મારા જેવા કમ-ભાગ્ય દુખી ઇન્સાન ઉપર તેની જરાયે અસર થતી નહિ. મારી દુન્યામાં તો વસંત અને પાનખરનો પ્રશ્નજ હતો નહિ–દુન્યામાં કોઇ સ્થાનજ હતું નહિ–સવારથી સાંજ થઇ જતી અને હું એક ભટકતાની જેમ એક જગાએથી બીજી જગાએ ભટકતેજ રહેતો. એક ઘર પાસેથી આમ રખડતો જઇ રહયો હતો કે કોઇ બાળક પોતાની ચોપડીમાં જોઇ કવિતા મુખપાઠ કરતો હતો કે:–

> "ભમરાને ફરવાની લલચ,
> રખડે દિન આખો એ,
> રાત પડે પણ ઘરમાં ન હોએ,
> ભટક ભટક કરતો એ"

તેવીજ મારી સ્થિતિ હતી પરંતુ ભમરાને તો બીજી લાલચ હતી ત્યારે મને મારૂં પેટ ભરવાની પડી હતી. તે તો મધ ચૂસવા માટે આખો દિવસ રખડયા કરતો ત્યારે હું આખો દિવસ લોહીનું પાણી કરીને ભટકતો પરંતુ ખાવાનું જરાયે મળતું નહિ ભમરાને તો રહેવાને જગ્યા છે પરંતુ મને રહેવા માટે કોઈ ઘર ન હતું–એ વિષે વિચારતો અને વિચાર્યોજ કરતો–એ પ્રશ્નનો ઉત્તર મળ્યો તો એ કે કોઇ મસ્જિદમાં ઝિંદગીના દુઃખી દિવસો ગુજારી દઉં–એ વિચાર આવતાંજ એક મસ્જિદમાં પોતાનો અડ્ડો જમાવી દીધો. દિલને ચૈન મળ્યું–બનવા જોગ છે–ખુદા મારી આવી સ્થિતિ પર તરસ ખાઇને ઝિંદગી સુધારી દે તો ઠીક છે. પાંચ વખતની નમાઝમાંથી ઓછામાં ઓછી ત્રણ નમાઝ તો અદા કરી–પડીશ. અહિં મસ્જિદના મુલ્લાંજીથી સંબંધ બધાયો મુલ્લાંજીની મારી સાથેની વર્તણુંક જોઇ મને વિશ્વાસ થવા લાગ્યો કે દુન્યામાં રહમ દિલ માણુસો પણ વસે છે. તેઓ બંને વખતે મને સાથે બેસાડી જમાડતા. આ રીતે મારે માથેથી એક ભાર ઓછો થયો. મસ્જિદમાં બંને વખતે મારે ઝાડુ દેવી પડતી હતી. એ ઉપરાંત બીજા કેટલાયે કામો કરવા પડતા હતા. પરંતુ તેની મને જરાયે પરવા ન હતી. મસ્જિદના કામમાંથી વખત મળતાં હું નોકરીની શોધમાં ફરતો ગરીબાઇએ આંસુ વહન કરવાનો પાઠ સરસ શીખવ્યો હતો, મારી ધારણા હતી કે અમીરો સમક્ષ રડવાથી કદાચ તેમના પાષાણ હૃદય પાણી પાણી થઈ જાય પરંતુ મારા એ અશ્રુઓની કિંમત મને ફકત હૃદયથી મળતી. મસ્જિદમાં થોડા દિવસ આરામથી ગુજર્યા હશે કે એક મુસીબત આવી પડી મુલ્લાજીને હું માતા–પિતા સમાન ગણુતો પરંતુ તેમની મારી સાથેની હવેની વર્તુણુંક જોઇ મને લાગવા માંડયું કે તેઓ સજ્જન નથી. તે જગા પણ મારે છોડવી પડી. આ એક સહારો હતો તે પણ તૂટી પડયો. આ રીતે મુસીબતમાં દિવસો ગુજરવા લાગ્યા–આમ હુ ત્રણ દિવસથી ભૂખ્યો રહયો–ભૂખના કારણે મારુ શરીર દિન-પ્રતિદિન લથડવા લાગ્યું.

એક ગલીમાંથી અથડાતો, કૂટાતો જઇ રહયો હતો કે એટલામાં કોઇએ ઉપરથી બારીમાંથી બે ચાર દિવસના સૂકા ટુકડા ફેંકયા. ફેંકતાજ હું અને બે કૂતરાઓ તેના ઉપર તૂટી પડયા પરતુ એ કૂતરાઓ તો સુંઘીને તરતજ ચાલ્યા ગયા પણ હું એ કૂતરાઓથી નીચ હતો. ન જાણે કેમ મને એ ટુકડાઓ ભાવતા હતા. હું મારી આવી સ્થિતિ ઉપર

મનમાંજ હસી પડયો. એકાએક વરસાદના ટીપાંઓ પડવા લાગ્યા-હું દોડયો અને એક મકાનના ઓટલા ઉપર ચે.ઢયો પરંતુ તરતજ મને ત્યાંથી કાઢી મૂકવામાં આવ્યો. ઇન્સાનીયતના દેવતાઓ એક મેલા વસ્ત્ર ધારણ કરનારને પોતાની ઉજળી કોઠીમાં કેવી રીતે આસરો આપી શકે? ત્યાંથી હું એક ખાલી મકાનના ઓટલે ઉભો રહયો. એક ખાકી વર્દીવાળાને મારી તરફ આંખો કાઢતો જોઇ ત્યાંથી પણ ભાગ્યો અને એક ઝાડના ઓથે ઉભો રહયો. તેજ સમય એક માણસ વરસાદનો કોટ પહેરી જતો હતો સાથે સાથે ઠંડીથી પણ ધ્રુજી રહયો હતો. ઠંડી હવાની લહેરીઓ તીરની જેમ શરીરમાં પ્રવેશી રહી હતી. તે વખતે મને ખબર પડી કે હું પણ કંપી રહયો છુ. શરીર ઉપર ફકત ફાટેલા ખમીસના ટુકડાઓ મારી સભાળ લઇ રહયા હતા મને એક નિર્થક વિચાર આવ્યો કે હાશ! હું પણ ધનવાન હોત તો રહેવા માટે ઘર પહેરવા માટે સારાં કપડાં મળત પરતુ હું તરતજ ચોંકી પડયો-મારા માટે તો આવુ વિચારવું પણ એક પાપ છે. હું ઇન્સાન હતોજ કયારે-એ સુખ આરામ તો ફકત આદમના વારસદાર બની બેઠેલા ધનવાનો માટેજ છે.

રાત એજ વિચારમાં પુરી થઇ ગઇ. સવાર થતાજ તાવથી શરીર લથડી પડયું. એવું જણાતું હતું કે કોઇ મને પકડીને ગોળ ગોળ ફેરવી રહયો છે. છતાં હું આગળને આગળ ચાલતોજ રહયો. અહિં લગી કે એક ધર્મશાળાના દ્વારે તમ્મર ખાઇને પડયો. અહિં એક માસ લગી પડી રહયો. આવતા જતા મુસાફરો લુખો સુખો રોટલો ખાઇ રહયા પછી આપી જતા અને મારૂં ગુજરાન થઇ જતું એક ચીજ હતી કે જેને સહારે હું જીવી રહયો હતો અને તે હાડપિંજર. જ્યારે મેં એક પાનવાળાની દુકાને મારૂં મે હું આરસીમાં જોયું તો જોતાંજ મને મારા પ્રત્યે ધૃણા થવા લાગી-મને આવી રીતે દુન્યામાં જીવવાનો શો હક હતો-મને આવી હાલતમાં જોઇ લોકો આદમની જાતને ધિક્કારશે.

એક દિવસ મારી તબીઅત સારી ન હતી અને હું ન જાણે કેમ જિવનથી કંટાળી ગયો હતો. એક નવી સુંદર મોટરકાર મારી આગળથી ગઇ, જેમાં પાછલી સીટ ઉપર એક કૂતરો બેઠો હતો-આગળની સીટ ઉપર સાહેબ બહાદુર અને તેમની મેમ સાહેબા બને બેઠેલા હતા...એ જોઇ મને જીવનથી વધ રે ધૃણા થવા લાગી-આવી રીતે જીવવાની જરૂરે પણ શી હતી. કે જ્યારે અંગ્રેજનો કૂતરો મોટરમાં ફરે અને એક ઇન્સાન...નહિ હિન્દુસ્તાની કૂતરો કે જેને ઘરની ઠોકરો ખાવા માટે છોડી મૂકવામાં આવ્યો છે. અને એ જોવાની આશાએ કે મારી આ સારા વસ્ત્રો ધારણ કરનારાઓમાં કેટલી કિંમત અંકાય છે જો કે તેઓ મને કૂતરાઓ કરતાં નીચ સમજે-ગણે છે. હું દોડીને પાસેથી પસાર થતા એક ધનવાન માણસને વળગી-ભેટી-પડયો. અને બોલ્યો —"હું ઇન્સાન છું હુઝૂર...અને.. તમે...તમે પણ તો ઇન્સાન છો...અને હું...કહું છું હુઝૂર..શું હુ નથી...શું...શું..બે સિપાઇઓની વચ્ચે પકડાએલો જોઇ હું ચૂપ થઇ ગયો. શા માટે તેઓએ મોટરમાં બેઠેલા કૂતરાને પકડયો નહિ? પરંતુ મને યાદ આવ્યું કે તે અંગ્રેજનો કૂતરો હતો. અને હું હું એક હિન્દુસ્તાની તેઓએ મને ખૂબ માર્યો. જ્યારે હું ભાનમાં આવ્યો તો જોઉં છું કે સડકના એક ખૂણામાં પડયો છું અને લોકો મારી તરફ જોઇને કહેતા જઇ રહયા હતા કેઃ-

"જુઓ તો ખરા લુચ્ચાઓ ભીખ માંગવા માટે કેવા પેંતરા રચ્યા છે. મારી શકિત જવાબ આપી ચૂકી હતી હવે તો એજ દુઆ માંગુ છુ કે મોત જલ્દી આવી જાય. પરંતુ સાથે સાથે એક વાતનો ડર હતો કે કબ્રમાં પણ ફરિસ્તાઓ એક હેવાન સમ દેખાતા ઇન્સાનને જગ્યા આપશે ? કે કાઢી મૂકશે ? જ્યાં મારી કોઇ જરૂર ન હતી એવી દુન્યામાં હું ફરી ઘર ઘરની ઠોકરો ખાતો ફરીશ એની મને જરાયે ચિંતા ન હતી. કોણ હતું મારૂં કે જે મારી યાદમાં અશ્રુધારાઓ વહેવડાવશે ? મરી જઇશ તો મારા દેહને મ્યુનિસિપાલિટીની ગાડીમા નાંખી કોઇ જંગલમાં ફેંકી દેવામાં આવશે અને......અને......પછી માસાહારી પક્ષીઓ જેવા કે ગીધ અને કાગડાઓ મારા માંસને ખાઇ જશે. આવા બેકાર જીવન કરતાં તો એ ઉચ્ચીત છે કે મર્યા પછી પંખીઓના તો પેટ ભરાશે......ઠીક રજા લઉં છું. હવે તો બોલાતુ યે નથી . ... ! ! !"

મારી કથની સાભળી ભાઇ રડી પડયા. અને અશ્રુઓ સાથે બોલ્યા. "દુન્યામાં શું ગરીબોને જીવવાનો હક્કજ નથી ? અને હક્ક હોય તો આવો ? ધિક્કાર છે એવા સુધારકોને કે જેઓ ગરીબોની સહાયતાની બાંગો પોકારે છે. શુ સુધારકોમાં ગણાવવા માટેની એજ રીત કહેવાય ? બહારથી ધોળા અને અંદરથી કાળા ! વાહરે આ દુન્યા !"

## ધી મુસ્લિમ સ્ટુડન્સ યુનિયન, રાંદેર.

અજોડ ટીકાકાર અને પત્રકાર જનાબ 'મુનાદી' સ.હેબના પ્રમુખપદે રાંદેર ઇસ્લામ જિમખાનામાં વાર્ષિક પરીક્ષાઓમાં કામયાબ થયેલા વિદ્યાર્થીઓને મુબારકબાદી અને ઇન્આમો આપવાનો એક સમારંભ મજકૂર યુનિયન તરફથી યોજાયો હતો. શેઠ મી૦ હાજી અહમદ ઇબરાહીમ નાના, શેઠ મી૦ ઇસ્માઇલ કાસિમ મન્સૂર, એમ. એમ. પી હાઇસ્કૂલના હેડ માસ્તર જ૦ આઝમ બપોરિયા અને અન્ય સંભવિત ગ્રહસ્થોની હાજરી વિદ્યાર્થીઓના ઉત્સાહમાં વધારો કરતી હતી.

યુનિયનના ઓન, સેક્રેટરી જ૦ જી. એમ. અશરફે યુનિયનની કામગીરીનો આછો પરિચય રજુ કરી વિદ્યાર્થીઓને મુબારકબાદી આપી હતી. ઇન્આમોની વહેંચણી થવા પછી જ૦ 'મુનાદી' સાહેબે વિદ્યાર્થીઓ સમક્ષ ટુંકુ અને રસિક પ્રવચન કર્યું હતું કેળવણીના સમયમાં પોતાની કૌમિતને નહીં ભૂલવાનો અને જે સંસ્થામાં તેમણે કેળવણી લીધી હોય તેને વફાદાર રહેવાની શિખામણ આપી હતી.

હેડમાસ્તર જ૦ બપોરિયા સાહેબે યુનિયન તરફથી જ૦ 'મુનાદી' સાહેબનો આભાર માન્યો હતો અને તેમણે બનાવેલા માર્ગ તરફ વિદ્યાર્થીઓ વળે એવી વિદ્યાર્થીઓને અપીલ કરી હતી તે પછી જલ્સો ખૈરો ખૂબી સાથે ખતમ થયો હતો.

Printed by:-Maganlal Mangaldas Patel, at the 'Gangotri' Printing Press
Kanpith, Khand Bazar, SURAT

Published by:-Azum Ahmed Esmail 'Vahshi' for Vahshi Sahitya Karyalaya.
M. M. P. Lane, RANDER.





عيد مبارك



શુન્યમાંથી સર્જન કરનાર
કાયદે આઝમ
જનાબ મુહમ્મદ અલી જિન્નાહ સાહબ
ગવર્નર જનરલ, પાકિસ્તાન

# રાંદેર : મુસ્લિમ શાદી—જન્મ—મરણ

સાદી મેટર ટાઇમસર ન મળવાથી આવતે અંકે

**જન્મ**

૩-૪-૪૭ રહીમભાઈ પીરભાઈ-છોકરો ગનેક અહમદ ૬-૪-૪૭ કાસમ ઉસ્માન-છોકરી મુમતાઝબીબી ૭-૪-૪૭ ગુ મોહમદ અબ્દુર્રહેમાન-છોકરી હમીદાબીબી ૮-૪-૪૭ ગુલામકાદર ઐયુબભાઇ-છોકરો ગુનામરસુલ ૮-૪-૪૭ ઇબ્રાહીમ મોહમદ પેઠીવાલા-છોકરો ઉમર ૧૩-૪-૪૭ આઝમ ઇસ્માઇલ શેખ-છોકરી હારીઝબીબી ૧૪-૪-૪૭ અહમદ કાસમ લુચ છોકરી ફરીદાબીબી ૧૫-૪-૪૭ મોહમૂદમીયા મોહમદ ઇમામ-છોકરી રેહાનાબાનુ ૧૬-૪-૪, મોહમદ ગુલામ હુસેન શાહ-છોકરો ગુનામ હુસેન ૧૭-૪ ૪૭ મીયા મોહમદ કાસમ મીયા-છોકરો ગુલામ રસુલ ૨૧-૪ ૪૭ ઇસ્માઈલ ઈબ્રાહીમ મનસુર કરાની -છોકરી હવાબીબી ૨૩-૪-૪૭ ઇબ્રાહીમ અલાઉદ્દીન-છોકરો હાશિમ ૩૦-૪-૪૭ ઇસ્માઇલ અહમદ છોકરી ખદીજાબીબી ૧-૫-૪૭ મોહમદ આરેફ-છોકરો ઝેનુલ આબેદીન ૩-૫-૪૭ અહમદ મોહમદ મદની છ આગવીયા-છોકરી અમીનાબીબી ૮-૫ ૪૭ શેખ અહમદ વઝીર -છોકરો મોહમદ ઇકબાલ ૧૦-૫-૪૭ ગુનામ મોહમદ વલી-છોકરો ૧૩ ૫-૪૭ ઇબ્રાહીમ ઇસ્માઇલ અદુ-છોકરો ઈસપ ૧૫ ૫-૪૭ બબુભાઇ વલીમીયા-છોકરી ઝરીનાબાનુ ૧૬-૫-૪૭ મલેક હુસેન મોહમદ બારોટ-છોકરી ૧૬-૫-૪૭ ઇસ્માઇલ હાજી સાહેબ કુરેશી -છોકરી સાબેરાબીબી ૧૬-૫-૪૭ નન્નુ જમાલ કસાઇ-છોકરી હાજરાબીબી ૨૦-૫ ૪૭ ઇબ્રાહીમ અહમદ મુરાદ-છોકરી સારાબીબી ૨૨-૫-૪૭ ઇબ્રાહીમ મહમદ-છોકરો ગુલામ રસુલ ૨૪-૫-૪૭ ઇબ્રાહીમ દાઉદ અહમદ છોકરી ફરીદાબાનુ ૨૮-૫-૪૭ કાનુ રહેમાન -છોકરો (મરેલો) ૨૮-૫-૪૭ અલી ગુલામ હુસેન પીપરડી-છોકરી હવાબીબી ૨૯-૫-૪૭ ગુલામ મુસ્તફા મોહમદ-છોકરો મોહમદ શફી ૨૯-૫ ૪૭ હુસેન ઇસ્માઈલ છોકરો ગુલામ રસુલ ૨૯ ૫-૪૭ હુસેન કાનુ છોકરો કાનુ ૪-૬-૪૭ આઝમ ઇબ્રાહીમ ઇસ્માઇલ છોકરી બીલકીસ ૫-૬ ૪૭ ગુલામ મોહમદ હાજી ફજલુ-છોકરી હુસેનાબીબી ૬-૬-૪૭ અબ્બાસ કાજમ છોકરી ઝોહરાબાનુ ૬-૬-૪૭ મોહમદ ઇબ્રાહીમ હાટીયા-છોકરી ફાતમાબીબી ૭-૬-૪૭ હમીદખા ગુલાબખા-છોકરો ઇબ્રાહીમ (જન્મ થયા પછી મરી ગયો) ૭-૬ ૪૭ ગુલામ રસુલ મમહુશાહ-છોકરી રેહમતબીબી ૧૩-૬-૪૭ સુલેમાન અહમદ અદુ છોકરો અહમદ ૧૪-૬-૪૭ ઇસ્માઇલ ગુલામ રજબ છોકરી મદીના ૧૫-૬-૪૭ ઇસ્માઇલ ઇસુફ પુ-છોકરો યાકુબ ૧૭-૬-૪૭ મોહમૂદ હાજી ફજલુ-છોકરો મોહમદ ૧૯-૬ ૪૭ હુસેન રસુલ ઘસીટ-છોકરી સારાબીબી ૨૧-૬-૪૭ ગુલામ કાદર ગુલામ મુસ્તુફા-છોકરી રઝિયુન્નીસા ૨૨-૬-૪૭ અબ્દુલ હમીદ અહમદ હલીમ-છોકરી સાબેરાબાનુ ૨૪-૬-૪૭ અબ્દુલ કાદર અલી ઇબ્રાહીમ-છોકરી ઝોહરા ૨૪-૬-૪૭ ઇસ્માઈલ મોહમદ બનાત-છોકરી સારાબીબી ૨૫-૬-૪૭ અબ્દુરરહેમાન અહમદ બપોરીયા-છોકરો મોહમદ ૨૭-૬-૪૭ ઇસ્માઈલ ઇબ્રાહીમ ભામ-છોકરી રાબીયાબીબી ૨૭-૬-૪૭ અહમદ રહીમ મીયાજાન-છોકરો યાકુબ ૨૭-૬-૪૭ યાકુબ મોહમદ અલી મોદન -છોકરી ખદીજાબીબી ૨૮-૬-૪૭ ગુલામ મુસ્તુફા ભાઇમીયા મુરાદ-છોકરી હવાબીબી ૨૯-૬-૪૭ કાસમ ગુ મોહમદ હારયા-છોકરો મોહમદ અબ્બાસ ૧ ૭-૪૭ અબ્દુરરહેમાન

[ ટાઇટલ ૩ જુ ]

## અહા ઈદ આવી જશું ઈદગાહે!

જૂઓ આભમાંહી નિશા લાલી આવી, અને આવ્યો ચાંદ વાદળ હટાવી
'કિધરહે, કિધરહે' થયો નાદો ચોપાસ, અને દેખ્યો બાળ શીશુઓ આવી,
આવી ગેલ માંહી વધ્યા માંહે માંહે,
અહા ! ઇદ આવી જશું ઇદગાહે.

÷ ÷ ÷

અહા ઇદ આવી ને શું સાથ લાવી ?
ખુશી સાથ લાવી, ગમી સાથ લાવી.
જલે દિપકો છે, ધનિકોને માળે,
નથી પાઇ પૈસો ગરીબોને ફાળે,
ઉડે આજ મિષ્ટાન્ન - મહેલાત માંહી',
થએ વસ્ત્ર- ઝંકાર મહેલાત માંહી,
ભૂખે ટળવળે કો' ગરીબ બાળકો છે,
ને વસ્ત્રો વિના કમ નસીબ બાળકો છે.
'મુરાદ' શી ખબર એ અજ્ઞણુ બાળકોને,
ખુશી ને ગમીથી અજાણુ બાળકોને.
આવી ગેલમાં જે વદે માંહે માંહે.
"અહા! ઇદ આવી જશું ઇદગાહે !"

મુરાદ કુત્યાનવી

છુટક કિંમત સાત આના

# આવાઝકી દુન્યા

સંભળાવનાર: 'એકાર'

## કરાંચી તરફ દોટ શા માટે?

આજકાલ બહારના મુસલમાનો કરાંચી તરફ જાણે લાડવો લૂટવાનો હોય તેમ દોડી રહ્યા છે. કરાંચી પાકિસ્તાનનું પાટનગર બન્યું એટલે સમૃદ્ધિ કંઇ આકાશમાંથી વરસી જવાની નથી કે બધા જઇને લૂટી લે સિંધ ખેતી પ્રધાન દેશ છે અને સિંધુ નદીની નહેરો વડે તેમાં ચોખા, ઘઉં વગેરે પાકે છે; પણ બીજા પ્રાંતોમાંથી તીડનો ટોળાની જેમ ઉભરાતા મુસલમાનો પાકિસ્તનને અપનાવવા જતાં અડકતરી રીતે સિંધીઓ પર આફત ઉતારી રહ્યા છે. વહેપારીઓ, ઉદ્યોગપતિઓ, કે બેકૂતો એ દેશમાં જાય તે પલવે પણ નવરા લોકો શા માટે જતા હશે.

સિંધની હાલત કેવી છે તે ભાઇસબ 'ઇન્કિલાબ'ના શબ્દોમાં કહીએ તો નીચે પ્રમાણે છે. 'ઇન્કિલાબ' લાહોરનું મુસ્લિમ પેપર છે એટલે તેના શબ્દોમા વિશ્વાસ રાખી શકાય.

"આજ કાલ દરેક કરાંચી તરફ હિજરત કરી જવાની તૈયારીમા છે. કેટલાક તો કરાંચી જઇને થોડાક દિવસમાજ સીધાદોર થઇ ગયા થોડા દિવસમાંજ એવા ધરાઈ ગયા કે પાછા વતનમાં આવીનેજ ઠેકાણે પડયા! પાકિસ્તાનની રાજધાનીમાં પગ મુકતાંજ લોકો તેમનું સ્વાગત કરશે અને ધંધા ધાપા કે રોજગારમાં સહકાર કરશે; પણ ત્યાં તો કોઇએ ધ્યાનજ ન આપ્યુ. શેઠ યુસુફ અબ્દુલ્લાહ હારન બધેય જઇને સિંધમાં આવવાનું આમંત્રણ આપી આવ્યા હતા; પણ જનારાનો કોઇએ ભાવ પણ પૂછયો નહિ! ૧૨ ફુટ લાંબી ને ૧૦ ફુટ પહોળી ઓરડીનું માસિક ભાડું રૂ. ૨૦૦ લેવાય છે. અને વળી ૧૫ હજાર રૂપિયા પાઘડીના. સિંધ સરકારને તો નવી વ્યવસ્થા સ્થાપવામાં અને પાકિસ્તાની સરકારની રહેવા કરવાની ગોઠવણમાં કશીય ફુરસતજ નથી; ત્યાં બહારથી આવનારને કોણ પૂછે! બીજા પ્રાંતના મુસલમાનોનાં ધાડે ધાડાં જોઇને સિંધીઓ ભડકી ગયા છે! અને કેટલાક જવાબદાર સિંધીઓ છડેચોક કહી રહ્યા છે કે સિંધમાં પ્રથમ હક્ક સિંધીઓનો છે." જો આ વાત સાચી હોય તો બહારના મુસલમાનોએ હાલમાં કરાંચી તરફ દોટ મુકી ત્યાંના મુસલમાનોને આફતમાં નાખવાની જરૂર નથી. પાકિસ્તાની સરકારની આર્થિક સ્થિતિ સુધરે, વ્યવસ્થિત તંત્ર થાય, બીજાઓનો સમાવેશ કરવા જોગી જગ્યા મેળવે, પછી ભલે જાય! લાગણી સારી વસ્તુ છે પણ તે કંઇ પહેરવા, ઓઢવા, કે ખાવાના કામમાં આવતી નથી!

●

## માણસાઈ!

ભાઇ શ્રી. ઉમાશંકર જોશિએ 'સંસ્કૃતિ' પ્રગટાવી, સ્વ મેઘાણીજીએ 'માણસાઈના દીવા' પ્રગટાવ્યા; છતાય આપણામાં માણસાઇ આવી છે કે નહિ તેનું માપ તો સમાજમાં, રસ્તામાં, કે વાણી વ્યવહારના દરેક પ્રસંગે ડગલે ને પગલે નીકળી રહેશે!

જુઓ આપણે ધક્કા ધક્કી કરીને જબરા હોઇએ તો ટ્રેનમાં વહેલા ઘુસી જવાના અને બીજા નબળાને હડસેલા મારીને બાજુ પર કરવાના આમ ટ્રેનનો ડબ્બો ઘેટાં-બકરાની પેઠે સીંચાયા પછી કોઇ નવો મુસાફર બારણામાં ઘુસવાનું કરે કે બધા તેને 'હાઉ' કરતા કે બચકાં મારવાના "અહીં જગ્યા નથી, આગળ જાવ!" "માણી જે હોય તે આંવજ પડતું નાખે છે!" "અરે મરને, આગે જાને! યહાં જગે કહાં હય કે નાહક કા કિટ્ટિ મારતા હય!" આવી સુરીવાણી બાબાથી તેનું સ્વાગત થવાનું. પેલો નરમ પ્રકૃતિનો માણસ હોય તો આગળ વધે અને 'જેવા સાથે તેવો' હોય તો ગમે

તેટલા વિરોધની પરવા ન કરતાં બારણું ઉઘાડીને ઘુસવાનોજ, અને લોકોને કોણીઓ મારીને કોઇના પગ કચરીને કે ગમે તેમ કરીને જગ્યા કરવાનો જ એટલે પાછા પેલા ઘુરકીયાં કરનાર આસામીઓ ડાહી માના દીકરા બનીને ફિલસુફીની વાતો કરવાના કે "યાર પેહ તો પંખીકા મેલા હય!" "અરે! આતો મુસાફરખાનું છે!" "સાંકડે માંકડે ચાલોને કોઇ જગ્યા કયાં સાથે બાંધી જવાનું છે!" અને પછી વધુને વધુ માણસાઇ ખીલવાની.

કેટલાક મોટા ભાટે વાતો કરવા મંડી જશે તો કેટલાક જગ્યા માટે ગાળાગાળી કરવાના! વળી કોઈ વાળ હોળેલો ફેશનેબલ જુવાન હશે તો તે કોઇ જુવાનડીને જગ્યા કરી આપવા પોતે ઉભો થઇ જવાનો કેટલાક સ્ત્રીઓને દેખતાં અપશબ્દો ન બોલવાની શીખામણુ આપવાના અને પોતેજ સ્ત્રીઓ તરફ બાંડી આંખે જોવાના! કેટલાક મોટા મહાત્મા જેવી વાતો કરવાના ને પડોશીનું છાપું તેને પૂછયા વિનાજ વાંચવાના! પાન ખાઇને ગમે ત્યા થુંકવું, મગફળીના છોડાં, બોરના કે જાબુના ઠળીઆ, કેરી કેળાંનાં છોતરાં, બીડીનાં ઠુંઠાં, ગમે ત્યાં નાક સાફ કરવુ, કોઇ પણ માણસની સામે છીંકો ખાવી, ગળફા નાખવા, ગંડેરીના કુચા નાખવા, એ બધાં તો જાણે થર્ડ કલાસના ડબ્બાને શોભાવનારાં માણસાઈનાં તત્વોજ છે!

રસ્તામાં ગમે ત્યાં લઘુશંકા કરવા બેસી જવું, કોઇના ઘરમાં અવાજ દીધા વગર ઘુસી જવું, કોઇનો કાગળ વાંચી લેવો, કોઇની સાથે વાતચીતમા તેની સાત પેઢીનો ઇતિહાસ પૂછી લેવો, ટિકિટ લેવા માટે પડાપડી કરવી, લાઇન તોડીને બસ કે ટ્રામમાં ઘુસી જવું, વગર જાણુ પીછાણેજ પારકાની વાતમાં વચ્ચે પડતું મૂકવું, વગર પૂછયેજ કોઇને સલાહ આપવા લાગી જવું, સરીયામ રસ્તા પર નાનાં બાળકોને 'છી' કરવા બેસાડવાં, એ બધાં પણ આપણી માણસાઇનાં જાહેર લક્ષણો છે! અમલદાર તાબાના માણસોની સામે નાકનું ટીચકું ઉંચુ ચઢાવીને વાત કરે, મોટા ગણાતા માણસો નાનાને સાવ તુચ્છ સમજીનેજ તેમની સાથે તોછડો વર્તાવ કરે, શેઠીઆ પોતાના નોકરને સાવ ગધેડા કે ખચ્ચર જેવું માનવ પ્રાણી સમજીને તેની પાસે ગજા ઉપરાંતનું વૈતરું કરાવે કૉમ્યુનિસ્ટ કહેવાતા યુવાનો સામ્યવાદની વાતો કરે ને માણસ ઘોડાની રિક્ષા પર બેસે, પાડોશનાં ગરીબોને શ્વાનની પેઠે હડેહડે કરી ટુકડો રોટલોય ન પરખાવે ને મોટાઓમાં પોતાની મોટાઇ બતાવવા બાદશાહી ડીનર પાર્ટીઓ આપે, એ બધીય આપણી માણસાઇજ કહેવાયને!

માણસાઇનાં કઇ ઢોલ પીંડાં વગડતાં હશે? પણ આજનો અનુભવતો એમ કહે છે કે માણસાઈ એટલે બેપગાં પ્રાણીઓ, રેશમે મઢેલો સુંવાળો સ્વાર્થ! યુનિવરસિટિઓમાં, પુસ્તકોમાં આટ આટલી 'સંસ્કૃતિ'ની, માનવતાની, માણસાઇની વાતો રજુ થઇ છે છતાં માનવ તો બિચારો માનવતા સુફજ બનવો જાય છે?

ગાલિબની એક પંકિત છે કે; "આદમીકો ભી મયસ્સર નહિ ઇન્સાં હોના!" તે યોગ્યજ છે!

●

## ગુપ્તદાન!

ગુપ્તદાન એટલે કે એવી રીતે દાન કરવામાં આવે કે બીજા કોઇને ખબર ન પડે! સિપાઇઓ કહેવાના ગુનેહગારને ગુનાહનો એકરાર કરાવવા માટે મડદા પાડુનો માર એવી રીતે મારે કે મારની નિશાની તેના અંગ પર જણાય અને ધારેલું કામ પાર પડે તો તે

ગુપ્તદાન કહેવાય! ફિલ્મના ડીસ્ટ્રીબ્યુટરો ફિલ્મનો પ્રેસશો રાખી ઇન્ટરવલમાં પેપરોના પ્રતિનિધિઓને ચાહ-પાણી કરાવે એ પણ ફિલ્મનો સારો રિવ્યુ લેવા બદલનું એક રીતે-ગુપ્તદાનજ કહેવાય! તલાટીઓ કલાર્કો, કે અમલદારો પહેલી તકે તો સામેવાળાનું કામ ન કરતાં તેને ટાળીજ દે છે. પણ શક્તિ પ્રમાણે સામેવાળો નાસ્તાપાણીનાં દોઢિયાં અપે યાને ગુપ્તદાન કરે તો પછી તેનું કામ ઝટ થાય છે! સરકારી ઓફિસો અને કચેરીઓમાં ગુપ્તદાન કરવાથી ઘણું ઝડપથી કામ કાઢી શકાય છે! પટાવાળાને પાવલી પકડાવો તોજ તે સાહેબ સાથે તમારી ઝટ મુલાકાત કરાવી દે. પણ જો તમે ગુપ્તદાન ન કરો તો "સાહેબ ખૂબ કામમાં છે, સાંજે આવજો!" "સાહેબની તબીયત સારી નથી કાલે પધારજો!" "સાહેબ, ખૂબ ગુસ્સે થએલા જણાય છે; એટલે કોઇની મુલાકાત લે એમ નથી!" આવાં અનેક બ્હાનાં, સાહેબની જાણ વિના પટાવાળો વહેતા કરી શકે છે! કાળાં બજાર પણ ગુપ્તદાનથીજ નભી રહ્યાં છે ને!

કોઇ શેઠીઓ કાળાંબજારમાં લાખો કમાયા પછી ઠાકોરજીના મદીરમાં જઇને એકાદ પૈસો ચડાવે કે હનુમાનજીના મંદીરમાં જઇને બે પૈસાનું તેલ ચઢાવે તે પણ ગુપ્તદાન કહેવાય! કોઇ એસેમ્બ્લીનો ઉમેદવાર પત્રકારોને પાર્ટિ આપે એય ગુપ્તદાન કહેવાય ગવરમેન્ટ ! એફ ઇંડીયા તરફથી કોઇ પ્રાંતનિ સરકારને એનો ખાનગી પરિપત્ર મળે કે 'ફલની ચળવળને ઊભતીજ ડામો!' અને પછી અમૂક લીડરોને ગમે તે બ્હાનું કરીને પોલિસો રાતો રાત ઝડપવા માંડે તો તે રાજદ્વારિ ગુપ્તદાન કહેવાય! અપ-ટુ-ડેટ રીતે પ્રેમમાં પડતાં પહેલાં પ્રેમિકાને સાડીઓ, પફ, પાઉડર વગેરેની ભેટ આપવી એ પ્રેમનું ગુપ્તદાન કહેવાય! એને અંજાણી સ્ત્રી પર એકાએક આશક પડી જનારને તે સ્ત્રી સેન્ડલથી વધાવી લે તે પણ ગુપ્તદાન કહેવાય! એકાએક કોઇના પર છરીથી હુમલો કરવો, પર કોમના અખબારો રાહદારી પર એસીડ કે બોમ્બ ફેંકવો, રાતોરાત કોઇના ઘરને આગ લગાડવી એ બધાં કોમી ગુપ્તદાન કહેવાય! કારણ કે એ બધું કોમી લીડરોના ગુપ્ત ઉદ્દેશોનુંજ પરિણામ હોય છે! એક તો વદન ખૂબસૂરત હોય અને વળી આંખોમાં અંજન આંજી કોઈ સ્ત્રી નેત્રપલ્લવથી તે આંખોની વિદ્યા અજમાવે તો તે પણ ગુપ્તદાન કહેવાય!

કોઇ વહેપારી હિંદમાં કાળું બજાર કરીને લાખો કમાયા પછી હજ કરવા જાય, અને પછી ત્યાં ગરીબોને થોડા ઘણા પૈસા વહેંચે તો તે જાહેરમાં વહેંચ્યા છતાં ગુપ્તદાન કહેવાય! પ્રેમનું ચોપાળું ફુટી ન જાય માટે અગાઉથી બર્થકંટ્રોલનો કોર્સ ઘરમાં લાવીને રાખવો એ બર્થકંટ્રોલનાં સાધનો પાછળ કરેલો ખર્ચ પ્રેમનું ગુપ્તદાન કહેવાય! કોઇ પરીક્ષકને ત્યાં ઉમેદવારનો બાપ કેરીનો કરંડીઓ મોકલાવીને છોકરાની પરીક્ષાની નોટમાં પાસમાર્ક મૂકાવે તેય વિદ્યાનું ગુપ્તદાન કહેવાય! ટ્યુશન ન રખે તે વિદ્યાર્થીઓને વાર્ષિક પરીક્ષામાં નાપાસ, અને ટ્યુશન રાખનારને પાસ કરનાર શિક્ષકો પણ એક રીતે ટ્યુશન નહિ પણ વિદ્યાનું ગુપ્તદાનજ મેળવે છેને? રેલ્વે સ્ટેશનપર ફ્રુટના કરંડીઓમાંથી પોર્ટરો કે બીજા કોઇ સ્ટેશનના બાબુઓ ફ્રુટ કાઢી લઇ તેને સ્થાને ઈંટાળા ગોઠવી દે એ પણ રેલ્વે ખાતાનું ગુપ્તદાનજ કહેવાયને? થર્ડક્લાસનો પેસેંજર એક બે રૂપિયા આપે તો તેને સેકન્ડ કે ફર્સ્ટ ક્લાસમાં ગોઠવી દેવાનું પરોપકારી કાર્ય ગાર્ડ કરે તો તેય ગુપ્તદાનનોજ પ્રતાપ કહેવાય! રેશનીંગ અને માપબંધી ખાતાં તરફથી અનેક કેસો થાય છે; પણ તે કેસો અધવચ્ચેજ ઓગળી જાય છે, એનું કારણ પણ ગુપ્તદાન જ હોય છે!

# 'આસી' લખનવી.

પ્રત્યેક સાહિત્યની તવારીખમાં એક એવો સમય પણ આવે છે કે જ્યારે આમ વર્ગની મસ્તી અંતિમ અવનતિ પ્રતિ દોરાય છે– ઉર્દૂ –સાહિત્યની તવારીખમાં આ સમય ઇ. સ. ૧૮૫૭ના બળવા અને ઓગણીસમી સદીની આખરી સુધીનો હતો, અને હકીકતમાં તે સમયે આમ વર્ગની મસ્તી એટલી બાઝારી બની ગઇ હતી કે ઘણા ઉચ્ચ વર્ગીય લોકોએ ઉર્દૂ–શાયરીને દુરથીજ સલામ કહી, દિમાગોમાં ઝેર વરસ્યું હતું, કર્ણો પ્રણયની કડવાશ અને 'જાન'ના દીવાનના કાવ્યોથી ગુંજી રહ્યા હતા. ટુંકમાં એટલું કે શાયરીની હવા ધીમી પડી હતી. પરંતુ ઓગણીસમી સદીના છેલ્લા ચતુર્થાંશ ભાગના સમયમાં કેટલીક જોશીલી વ્યક્તિઓએ મસ્તી, મઝાકને ઠીક કરવા બહાર પડી. જેઓએ પોતાના હેતુમાં સફળતા મેળવી, તેમના નામો ઉર્દૂ સાહિત્યની તવારીખમાં સોનેરી અક્ષરોએ લખવા કાબિલ છે. આજે તે વ્યક્તિઓમાંથી કેટલાક આપણામાં બાકી રહી ગયા છે, પરંતુ મોટે ભાગે તેઓ મૌતના આગોશમાં ક્યારના પોઢી ગયા છે. જે વ્યક્તિઓ હજી સુધી આપણામાં મૌજૂદ છે તેમનું જીવન અને મરણ બંને સમાન થઈ પડ્યું છે. તેઓમાં સમયની સાથે કદમ માંડવાનુ ચેતન નથી રહ્યું, પરંતુ રંજ તો તે વ્યક્તિઓ માટે થાય છે જેઓમાં એ શક્તિ હતી, પણ મૌતના ઝાલિમ હસ્તોએ જેમને અમારી કનેથી છીનવી લીધા છે. મૌલાના અબ્દુલબારી 'આસી' સાહિબની ગણત્રી એવીજ ચંદ વ્યક્તિઓમાં થાય છે જેઓમાં સમયની સાથે કૂચ કરવાની શક્તિ હતી.

મૌલાના અબ્દુલ બારી 'આસી.' હાપૂર મુકામે જીલ્લા મીરતમાં ઇ. સ. ૧૮૯૨માં પૈદા થયા, આ તે સમય હતો જ્યારે પૂર્વની સંસ્કૃતિની રોશની દિન પ્રતિદિન ઝાંખી પડી રહી હતી અને વિદેશી સંસ્કૃતિ પોતાના કદમ જમાવવા પ્રયત્નો કરી રહી હતી, તથાપિ ઉચ્ચવર્ગીય લોકોના ગૃહોમાં બળવા પહેલાં સારી રોનક દેખાતી હતી. પંદર વર્ષની વયે 'આસી' એ સમયના રિવાજને અનુસરી અરબી અને ફારસી ભાષાઓનું જ્ઞાન સંપાદન કર્યું–હદીસ અને બીજી દીની કિતાબોનું બહોળા પ્રમાણમાં વાંચન કર્યું.

ત્યાર પછી વૈદકિય જ્ઞાન પ્રતિ દ્રષ્ટિ કરી. એ સમયે હકીમ નવાબજાનના જ્ઞાનની વાતો ખાસ અને આમ જનતાની જીભે ખેલતી હતી. મૌલાના આસી' આવા બુદ્ધિશાળી વિદ્વાન ઉસ્તાદના શિષ્ય બની ગયા, લાયક શિષ્યની બુદ્ધિ અને કાબિલિયતે દયાળુ ઉસ્તાદના હૃદયાસન પર સ્થાન મેળવી લીધુ, અને થોડાજ સમયમાં નુસ્ખાઓ લખવામાં પ્રવિણ થઇ ગયા. 'આસી'નું બુદ્ધિ–ચાતુર્ય કંઇક એવું હતું કે જોવાવાળા દિંગ થઈ જતા. આપને નુસ્ખાઓ યોજવાના કાર્યમાં વધુ એકાગ્રતા પ્રાપ્ત ન થઇ શકી તેથી ઇ. સ. ૧૯૦૮માં શાહજહાંપુરની અંગ્રેજી હાઇ સ્કૂલમાં ફારસી–શિક્ષકની નોકરી મેળવી લીધી. સ્કૂલનું જીવન થોડા સમય માટે એકલક્ષી રહ્યું, પરંતુ જે માનસિક આરામની તેઓ તલાશમાં હતા, ન મેળવી શક્યા, એટલે એ નોકરીને પણ છેલ્લાં સલામ પાઠવી જહાંનાબાદ પ્રતિ રૂખ કર્યું. તે સમયે મૌલાના મુહંમ્મદ અલી દિલ્હીથી 'હમદર્દ' કાઢતા હતા, મૌલાના 'આસી'એ 'હમદર્દ'ના તંત્રી–મંડળમાં પ્રવેશ કર્યો અને મરહૂમ લેખક 'ઝાલિમ' દહેલ્વી સાથે કાર્યમાં પરોવાયા, પરંતુ થોડાજ સમય પછી હિંદની રાજદ્વારી સ્થિતિએ પડખું ફેરવ્યું. 'હમદર્દ' પત્રની સ્થિતિ નબળી પડવા લાગી ત્યાં સુધી કે ઇ. સ. ૧૯૧૪ના પ્રથમ વિશ્વયુદ્ધ સમયે 'હમદર્દ' પત્ર તદ્દન બેસી ગયું. દિલ્હીથી આવી રીતે માયુસ થઇ પાછા ફરેલા

'આસી' સાહબે લખનવ પ્રતિ નિહાળ્યું. ઔધ પ્રાંતની અવનતીની વેરાન વસંતે આ નવા આગંતૂકની દ્રષ્ટિમાં સ્થાન લીધું અને તેઓ મરણ પર્યંત નહિ પણ મરણ પછી પણ તેજ ઝમીનની આગોશમાં સ્થાન લીધું.

લગભગ ઈ. સ. ૧૯૧૪ની વાત છે, કે 'આસી' રસ્તે જઇ રહ્યા હતા, તે વેળા એમના મોઢેથી નીચેની કંડીકાઓ સરી પડી

"અરે તુમને ઝખ્મી કિયા દિલ હમારા;
બળા તીર મારા, બળા તીર મારા."

'આસી'ને ઘડીભર માટે એમ લાગ્યું કે તેઓ 'દાગ' 'અમીર' અને 'જલીલ'ની તદ્દન નિકટ છે. એમ કહેવામાં આવે છે કે તેઓ દાગના શાગિર્દ હતા. પરંતુ પસંદગી અને અનુકરણ શૈલીમાં તેઓ 'અમીર'ની વધુ નિકટ હતા. આને લીધે કદી તેઓ મિર્ઝા 'નાસિખ' તો કદી 'હાલી' સાહેબની શૈલીમા શાયરી કરતા, તો કદીક 'દાગ'ના રંગમાં રંગી દઈ 'શાયરી'ના મૈદાનમાં પ્રગતી કરી. ક્યાંક ક્યાંક તેઓ મિર્ઝા 'ગાલીબ'ને મતુસરી ફારસી શૈલીને નિજની શાયરીમાં સ્થાન દીધું અને પોતાની શાયરીને વધુ શોભાયમાન બનાવી. આથી તેઓ ફિલ્સફીને વધુ મહત્વ આપી શકયા નહિ. નીચેના ચંદ અસ્આરો એજ રંગતની પ્રતિતિ કરાવે છે.

"અહદે વફાએ દોસ્ત બજા લેકિન અય નદીમ;
કયૂ કર કહૂ કે ભૂલ ગયા આરમાં મુઝે"

*

"હમે ન વાકિફ રસ્મે ચમન થી આશિયાં વાલો;
ફૂલકસે અહદ લે લેતે તો ફિક્રે આશિયાં કરતે"

*

"દસ્તે અદમસે વહશત લાઇ હૈ સૂએ હસ્તી;
દોનો જહાં હમારે રંદે હૂએ પળે હંય."

+

"છોળાહી કયા હૈ લૂટને વાલોંને મેરે પાસ,
એક ઝિંદગી હૈ, સો વોહ કઈ દિનકી ઔર હૈ."

+

"સમઝ તો લી હૈ દુન્યાકી હકીકત;
મગર અબ અપના દિલ બેહલા રહા હું."

'આસી' માનતા હતા કે 'શેઅર' ચાહે કોઇ પણ શૈલી પર હો, પરંતુ કહેવાની કળા અને વક્તૃત્વ હોવું જરૂરી છે. શાયરી વિષે આવા ઉચ્ચ ખ્યાલો ધરાવ્યા છતાં કેટલેક સ્થળે એવું માલુમ પડયું કે તેઓ ખુદ એ વિચારોને અમલી સ્વરૂપ આપી શકયા નથી. એટલેજ કેટલાક શેઅરોમાં તે બેહોશી અને તલ્લીનતા નથી દેખાતી જે શાયરીની જાન છે. પરંતુ તેને સ્થળે ધીમી અને બચી ગયેલી દદ લાગણી ચોકકસ દર્શિત થાય છે, અને શાયરીના શોખિનો એથી અસર મૂક્ત નથી રહી શકતા, એમની શાયરીમાં ક્યાંયે સસ્તા જઝબાતો અને હલકા વર્ણનો નથી દેખાતાં, યોગ્ય શબ્દ પ્રયોગ, કહેવતોની છૂટછાટ, વિચારોની ઉચ્ચતા એ એમની શાયરીના આકર્ષક તત્વો છે. માટે આમ કહેવું બે ટું નથી કે 'આસી'ની શાયરીમાં એવી કોઇ વસ્તુ નથી જે શોભ રચના અને સુંદરતા પૂરવાર કરતી ન હોય. તેઓની શાયરીમાં ઉપલી ખાસિયતો ભરી છે, પરંતુ એક વાત ખટકી રહી છે કે તેમની શાયરીમાં તલ્લીનતાનો એહસાસ નથી કે જે બીજાને એકાગ્ર બનાવી શકે, આથી એમની શાયરીની અસર હૃદય પર એવી રીતે થાય છે, જે ભુતકાળની ઝાંખી યાદગારો થતી હોય. દાખલા તરીકે એમના એક શેઅર, જેમાં અંતિમ દરજાની બેહોશીની તસ્વીર જે એમની ગઝલ-પ્રિયતા અને કળાનો અચ્છો નમૂનો છે.

"અપની હાલતકા કુછ એહસાસ નહી હૈ મુઝકો;
મૈંને ઔરોસે સુના હૈ કે પરેશાં હું મંય."

બીજી એક જગ્યાએ તલ્લીનતાનો નકશો, કળાની દ્રષ્ટિએ ઉમદા છે–

"અપસાની ઇતિફાક મુઝે બારહા હુવા,
ઉન્સે મિલા, ઉન્હીકા પતા પૂછતા હુવા."

એ વિષયમાં બીજી થોડીક કંડીકાઓ નીચે મુજબ છે–

ઉસ સાલ ફસલે ગુલમેં ઉજળાથા બનતે બનતે,
રહેના તો આશિયાંકા અબ એક સાલ હે તા.

+

"કહીં સે ઢુંડકે લાદે હમેં ભી અય ગુલેતર,
વોહ ઝિંદગી જો ગુઝર જાએ મુસ્કરાને મેં."

+

"બતાએ ઝિંદગી કે દેનેવાલે યે તો સમઝાદે,
કે ઇતના બોજ સરપર રખકે લે જાના કહાં હોગા"

+

"શૌયા મામૂર એ હસ્તી કી હદસે બગદ ચૂકી,
કે ક દું દો ચાર અરેં અપને વિરાનેસે કયા !"

'આસી'નું વ્યક્તિત્વ એમની શાઇરીમાં દર્શિત થાય છે. એમની કળા આ સ્થાને અંતિમ કક્ષાએ પહોંચેલી માલુમ પડે છે.

"દેખ કર અહલે જહાંકી બે રૂખી તેરે બગૈર,
હંસ રહાહું આજમેં પહેલી હસી તેરે બગૈર."

*

આઝુર્દાસે, અફસુર્દાસે, હયરાંસે, રહે હમ,
તુમ મિલભી ગએ ફિર ભી પરેશાંસે રહે હમ"

*

"મેરા દૌરે મુફિલસી ભી પૂંજી ગુઝરા હૈ અપ હમદમ,
બના રખખીથી એક સુરત ખુશીકી શાદમાં કયા થા.'

'આસી'નું જીવન 'ફાની' બદાયૂની જેમ દર્દ અને વ્યથાથી ભરપૂર ન હતું–છતાં એટલું ચોક્કસ કે કુદરતે તેમને એક વ્યથિત હ્રદય અર્પ્યું હતું. 'આસી'એ બિલ્કુલ નિઃસંકોચ આમ અને વચલા વર્ગના દુઃખ અને વ્યથા પેદા કરી જેથી ઘણી વેળા એમની શાઇરીમાં દુઃખ અને કલ્પાંત દેખાય છે. એક મીઠું દર્દ હળવી વ્યથા અને ખામોશીનો એહસાસ છે પરંતુ તે પોતાની ઝિંદગીથી મગરૂર ન થયો જેનો પડઘો તેની શાઇરીમાં પડે છે.

રહા બરકે તપાંસે સાબેકા તકદીર મેં ઇતના
કે અબ અપના નશેમન હમ બનાતે હૈં શરારોંસે.

'આસી' પ્રણયની વાતોમાં પણ નિજના વ્યક્તિત્વ પર દ્રષ્ટિ રાખતા. અને એથીજ પ્રેમીકાની પ્રેમ દ્રષ્ટિ, એની પરેશાનીના એહસાસને દૂર કરવા કરતા રગ પર નશ્તરનું કાર્ય કરતી.

"ફિરભી મેરે દીદએ દિદાર જુ કા કયા ઇલાજ
ફર્ઝ કરલીજીયે કે ઉન્કા એક સલામ આહી ગયા."
કયા વોહ હો સકતા હૈ મેરે શોક પીહમ કા બદીલ,
મૈંને યહ માના કે ઉન્કા એક પયામ આહી ગયા.

હવે એમના તે કલામ પ્રતિ દ્રષ્ટિ કરીએ કે જે અહીં ખાસ કરીને 'મીર' અને 'દર્દ'નું મુલાયમ અને વ્યથિત કવન છવાયેલું છે, એવું લાગે છે તેઓ ખુદ એમની સાથે હળી મળી ગયા છે. 'આસી'ની શાઇરીનું વાચન કર્યા પછી એટલું માની શકાય છે કે શાઇરનું કર્તવ્ય એ છે. કે સાહિત્ય અને જીવનની વાતોમાં તે દ્રષ્ટાંતોને લે જે વર્તમાન અને ભૂતકાળની હૈસિયતથી મહદૂદ ન હોય. 'આસી'ના કલામ 'મીર' અને 'દર્દ'થી જો કે વધુ સુધરેલા છે છતાં તેમાં દર્દ અને વ્યથા સંપૂર્ણ પણે છે.

'કુછ ઉનકો હમારા પાસ નહિ જો ચાહતે
હૈ કેહ જાતે હૈ,
હમ સુન્તે હૈં, સર ધુન્તે હૈં. મુંહ તકતે હી
રહ જાતે હૈં'.

×

'બેતાબસા ફિરતા હૈ કઇ રોઝસે 'આસી'
બેચારેને ફિર તુમકો કહીં દેખલીયા હૈ.'

×

'ખુલગયા દુન્યા પે રાઝે હુસ્નો ઇશ્ક,
વોહ હંસે મુઝકો પસીના આ ગયા.'

+

'એક હાલત પર ન રહને પાયે દિલકી હસરતેં,
તુમને જબ દેખા, નએ અંદાઝસે દેખા મુઝે.'

×

મેરા હાલ પૂછા મેરી બાત માની,
તવજ્જહ ઇનાયત કરમ મહરબાની;

×

'નઝર નીચી અરક આયા હુવાસા,
મિલાબી વોહ તો શરમાયા હુવાસા.'

×

'હાલે દિલ ઔર ઇક લમ્બી સાંસ,
ઐસા હાલ ઇતના મુખ્તસર તૌબા!'

'આસી' ઉપર કહ્યું તે મુજબ અનુકરણની અચ્છી શક્તિ ધરાવતા હતા–પરિણામે તેમની ગઝલમાં દરેક શૈલીના અસ્આર જોવામાં આવતા. ક્યાંયે ખાસ શૈલી દેખાતી નથી, પરંતુ તેઓ અનુકરણ પ્રતિબધ્ધ લક્ષીય હતાં જેથી એમને ફાયદો એ થયો કે પૂરાણા રંગને પોતાની શાયરીમાં એવી રીતે સ્થાન આપ્યું કે જાણે પોતાનીજ શૈલી હોય. પરતુ એમને તેટલો પૂરતો સંતોષ ન મળતાં, સમયની માગને પિછાણી જેના પરિણામે ઉર્દૂ શાયરીમા એમનો દરજ્જો અન્ય શાયરોથી ઉચ્ચ રહ્યો. પરંતુ અનુકરણ શૈલી વખાણવા પાત્ર નથી, અને એજ શૈલીએ ઉર્દૂ–શાયરીનુ સ્થાન નીચુ કર્યું; અને તે પોતાને પણ હાનિ કર્તા નીવડયું. એટલે કે જમાનાની સુધારણાયે એમણે પોતાની શક્તિઓનો દુવ્યય કર્યો, એને કેટલેક સ્થળે એવી પણ શૈલી ઇખ્તિઆર કરી, જે પ્રતિ એમની તબીયત ન હતી–એટલે જ્યાં એમણે 'મીર', 'સોઝ' અને 'દર્દ'ની શૈલીનું અનુકરણ કર્યું–ત્યાંજ 'સૌદા'નું પણ—

'ઉફ વોહ આગાઝે મુહબ્બતકી નિગાહે મદહોશ,
હમાં આફત, હમાં ગારત, હમાં તુફાં, હમાં જોશ.

*

ઉસ તરફ વોહ નિગાહે હોશ રૂબા બાદહ ફરોશ;
ઇસ તરફ ગૌકે વફા, મૈયતે ઇમાં બરદોશ.

×

વઅદએ દોસ્ત હૈ તારીકી એ મુસ્તકબિલમેં,
ઔર મેરે આલમે હયરત મેં ન ફરદા હૈ નદોશ.

આ છે 'આસી' લખનવીની કાવ્ય શક્તિ જેણે કઠિન રાહો પર શાયરીના ઝરણા વહાવી દીધા. તેમના 'દીવાન'માં ઉપર મુજબની ગઝલો બહોળા પ્રમાણમાં છે જેમાં મજાનો આધાર રદીફ પરજ છે અને જે પોતામાં પૂરતું કવિત્વ રાખે છે એમની શાયરીમાં દિલ્હી અને લખનવ બન્નેની ખાસ પ્રકારની શૈલી પરંપરા હસ્ત મેળવી ઉભેલી માલમ પડે છે. પોતાના વ્યક્તિત્વ અને હૈસીયતની દ્રષ્ટિએ પોતાના માર્ગ પર તેઓ એકલા દેખાય છે. તેઓએ ઘણી વેળા ભૂતકાળની સ્મૃતિ, વર્તમાનની ખેચતાણ, અને ભાવિના વિચારોમાં રમ્યા પચ્યા માલુમ પડતાં, પ્રાચીન શાયરીની એક એક શૈલી એમના કર્ણોમાં ગુંજી રહી હતી પરતુ તેથી શું થઈ શકે કે તેમના જમાનાઓમાં બીજા રાગોની માંગ હતી.

આજનો સાહિત્યકાર એમ માને છે કે 'આસી'જ પોતાની ગઝલોમાં મઝેદાર અને બેહોશ કરે એવી પસંદગી અને એહસાસ, પોતાની કવિત્વ નિખાલસતા ને નિજના મિષ્ટ સરોદોમાં સ્થાન આપી શકવાના હકદાર હતા.

*

અનુવાદિત : મુરાદ ફત્યાનવી

# ગાંડી !

## એમ. કે. મનિયાર.

બી. એ.

વિધવાનું જીવન એટલે મરેલું જીવન. કારણ એનો જીવન-પરવાનો ખોવાઈ ગયા પછી એને જીવવાનો અધિકાર નથી રહેતો. ને એમ અધિકાર વિનાનું એવું જીવન મૃત્યુ જેવુંજ હોય છે. તુલસી જ્યારે અણસમજુ બાળા હતી જ્યારે તેને લગ્ન જેવી સંસ્થા જગતમાં અસ્તિત્વ ધરાવે છે તેની પણ ખબર ન હતી, ત્યારે તેના માતપિતાએ તેને એ સંસ્થામાં જોડી દીધી હતી.

તુલસીના સાસરામાં માત્ર એક સાસુ સિવાય બીજુ કોઈ ન હતું. સાસુને મોતનો ભય નિત્ય સતાવ્યા કરતો. ક્યારે યમરાજ તેને નિષ્પ્રાણ કરી દેશે તેની તેને ખાતરી ન હતી સાધારણ તાવ કે માથાનુ દર્દ તુલસીની સાસુને મોતના ભયથી ધ્રુજાવી મૂકતાં એ બીકમાં તેણે પોતાના બાળકને તુલસી જોડે ઠેકાણે પાડી દીધો. લગ્નની આશ પુરી થતાં મૃત્યુ ભલે આવે એવી કલ્પનાથી. પરંતુ કલ્પના ભાગ્યેજ ખરી પડે છે લગ્ન પછી તુલસીની સાસુનું મૃત્યુ તો ન આવ્યું પરંતુ તેનો પુત્ર એકાદ વરસના ગાળા પછી યમના દ્વર ઠોકતો દોડી ગયો. મોતથી ડરતી માતા એમ પુત્રના મોતને ધ્રુજતે કાળજે નિહાળી રહી.

આમ બાળપણમાં જ્યારે તેણે વિધવા શબ્દ પણ નહોતો સાંભળ્યો ત્યારે તે વિધવા બની. છતાંય તે તો એ શબ્દથી અણજાણ જ રહી અને હરતાં ફરતાં રાતો સાળુ પહેરી લીધો, વિધવા થયા પછી પણ તુલસીના જીવનમાં તો કશો ફરક પડયો નહિ તે તો પહેલાંની જેમજ હસતી રમતી ને ગાતી.

પણ લોકોએ તો તેની નિર્દોષતાને ધ્યાનમાં લીધા વિનાજ કહી દીધું તુલસી ગાંડી હતી.

પણ તુલસીનું ભાગ્ય હજી બે ડગલા આગળ જ હતું. તુલસીને સહારા રૂપ તેને એક માતાજ હતી. તુલસીના ફૂટેલા ભાગ્ય ઉપર આંસૂ સારનાર તેજ એક હતી તે પોતે આંસુ સારતી પણ તુલસીની આંખમાંથી તે કદીય આંસૂ પડવા ન દેતી. લોકોને મન તુલસી ભલે વિધવા હોય. ગાંડી હોય, પણ તેને મન તો પેટની દીકરી જ હતી. પણ તુલસીના રેતાળ જીવનમાં એ શિતળ છાયા રહેવાને સર્જાઇ નહોતી. તુલસીની માતા એકાએક સનેપાતનો ભોગ થઇ પડી અને તુલસીની છાયા ઉડી ગઇ વિધવા તુલસી હવે મા વિનાની થઇ. દુઃખમાં વધુ દુઃખ પુરાયુ. માતાના મૃત્યુ પછી તુલસી હતભાગી છે એવી લોકોની માન્યતા વધુ દૃઢ બની, પણ નાની તુલસી હજી એ બધું સમજતી ન હતી. સમજવા જેટલી તેની વય કયાં હતી !

અને થોડા વખત પછી તુલસીના દુઃખમાં વધારો કરવા તેને નવી મા આવી.

●

તુલસીના શરીર પરની બાળવયની રેખાઓ હવે ભૂંસાતી જતી હતી ને એ ભૂંસાયલી રેખાઓ ઉપર કલાકાર કોઇ નવા જ રંગ પુરે તેમ તેના દેહ ઉપર યૌવનની રેખાઓ દોરાઇ. તુલસી હવે જીવનનો રંગ જોતાં અને પારખતાં શીખી ગઇ હતી એ ભાન થયા પછી તેને બીજોજ માર્ગ લીધો. તેણે તો ધર્મ કર્મમાંજ પોતાનું મન પરોવ્યું એ માર્ગેજ તેને કંઇક સાંત્વન મળશે એમ તેને લાગ્યુ. તેનો નવરાશનો સમય હવે ધર્મધ્યાનમાંજ જતો. પણ લોકોને તો તુલસીની એ ધર્મ પરાયણતામાં પણ ગાંડપણ જ જણાયું.

તુલસીની નવી મા લક્ષ્મી બહુ તામસી સ્વભાવની હતી. તુલસીનો વાંક ન હોય ત્યાં પણ તેને વાંક જણાતો. લક્ષ્મીના શબ્દો તુલસીનું હૈયું વિંધતા પણ તુલસી એ બધું મુગે મોઢે સહી લેતી. કારણ તુલસી હવે જાણતી હતી કે તે વિધવા હતી અને વિધવાએ સધળું સહન કરવું જોઇએ. એટલે તે સધળું સહેવા પ્રયત્ન કરતી કોઈ કોઇ વાર લક્ષ્મી તુલસીના દેહ પ્રતિ જોતી તેના દેહમાં થઇ ગએલા ફેરફારને તે જોતી ને સહાનુભૂતિના શબ્દો માત્ર મનમાંજ બોલતી. 'શું કરે કુદરત આગળ જાગી, નહિ તો આવો કમળ જેવો દેહ કાંઇ કાદવમાં પડ્યો રહે!

એવામાં લક્ષ્મીનો ખોળો ખુદના પ્રભુનો દીધેલ આવી ચડ્યો. લક્ષ્મીનો ઘણો ખરો સમય હવે બાળકની સંભાળમાંજ જતો ઘરનું પણું કામ હવે તુલસીનેજ કરવું પડતું તુલસી બાળકને જોતી. બાળક રમાડવાનું તેને મન થતું. ભાઇ બહેનનો વહાલ તેના હૈયામાં ઉભરી આવતો પણ લક્ષ્મી તેને બાળક પાસે જવાજ નહોતી દેતી. રખે કયાંક બાળકને નુકસાન કરી બેસે એ બીકે.

તુલસી મનમા ને મનમાં મુંઝાતી નાના બાળને સુતેલો તે જોતી. ભાઇને ઉંચકી છાતી સરસો ચાંપી રમાડવાનો ઉત્સાહ તેના હૈયામાં થઇ આવતો ચુંબનોથી ભાઇના ગાલને ભીંજવી દેવાનો વિચાર થતો, પરંતુ લક્ષ્મી સદાય બાળકની ચોકી કરતીજ રહેતી. આમ તુલસી ભાઇને રમાડવાના કોડથી વંચીત રહેતી તેનો ઉત્સાહ અંદરને અંદરજ મરી જતો. એ વખતે તેને ગાંડપણ સાલતું. પરંતુ તેનાથી શું થઇ શકે તેમ હતું? તેને વિધવા બનાવી. ગાંડી બનાવી અને એ બધા વચ્ચે તેનું જીવન

## ઈદ!

દુઃખ અને દર્દ દિલમાં લાવે છે;
દુઃખ મારી જાને સતાવે છે.
કોણ ઉજવી રહ્યું છે આનંદને
આહ! કોની તે ઇદ આવે છે?

૨

આશાઓ દીલ તણી દબાવીને
વેદના દિલ મહીં જગાવીને,
પુનઃ ચાલી જશે તમે જો જો,
ઇદ મારી ફરી તે આવીને!

૩

ધ્વનિઓ અંતરે ગાજવી જશે;
અંકુરો મુજને તે અપવી જશે.
છાયા દીઠી ન મે કદિ સુખની,
ત્યાં તો આવીને ઇદ ચાલી જશે.

૪

આમ જીવનમાં તે લગાવી અગ્ન;
સુખ તણી આશાઓ બનાવી ભગ્ન.
હાય! શું ઇદ જશે વળી "ખામોશ"
ઇદ આવી અને સતાવી મને!!

"ખામોશ" કુતિયાણવી

કચડાઇ ગયું. એ બધુ કોના પાપે! જવાબમાં તે ભાગ્યને કુટતી અને દિવસો વિતાવતી.

●

એક દિવસે લક્ષ્મી જ્યારે ઘર કામમાં પરોવાઇ હતી, ત્યારે તુલસી બાળકના પારણા આગળ જઇ ઉભી રહી. બાળક નિશ્ચિન્ત રીતે પોઢ્યુ હતું. તુલસીના હૈયામાં એ વખતે ભાઇ પ્રત્યેનું હેત ઉછળી આવ્યું. તે પારણા ઉપર ઝુકીને ઉભી રહી ને ગણગણી 'ભાઇ મારા'. એકાએક બાળક નિદ્રામાં હસી ઉઠ્યું.

બાળક જ્યારે નિદ્રામાં હસે છે ત્યારે તો ખૂબ સુંદર લાગે છે, વહાલું લાગે છે. તુલસીનું વહાલ એ વખતે ઉભરી આવ્યું. બચીઓ ભરીને તેને છાતી સરસો ચાંપવાની લાગણીને તે ન રોકી શકી. તે બાળકને લેવાને પારણા ઉપર વધુ ઝુકી. ત્યાંજ દૂરથી લક્ષ્મીની નજર તેના ઉપર પડી વેગપૂર્વક તે ત્યાં દોડી આવી. તેના હાથમાં ઉન્હો તવેથો હતો. "અરે! અરે! શું કરે છે?" કહેતાં ક્રોધમાં તેણે તવેથાને તુલસીના હાથ ઉપર ચાંપી દીધો. ચરરર. તુલસીના હાથની ચામડી બળીને વેદનાની ચીસ પાડતી તે ત્યાંજ બેસી ગઇ બાળક ઝબકીને જાગી ઉઠયું. લક્ષ્મી તેને ઉઠાવી લઇ તુલસીને ક્રોધમાં ન કહેવાનું કહેતી ત્યાંથી ચાલી ગઇ-

તુલસીની આંખોમાંથી નિરાધાર અશ્રુએ સરકી પડયાં. હાથની બળતરની વેદનાને ખમવાને તે પ્રયત્ન કરવા લાગી. આંસુ લુછી નાખ્યા. પરંતુ આંસુ અટકી ન શકયા. વેદના વધતીજ રહી અને અશ્રુ સરયેજ ગયાં.

૭

એક ઉનાળના બપોરે "આગ! આગ!" ના પોકારોથી ફળીવામાં ભારે હોહા થઇ રહી. લોકો ચારે ગમથી દોડતાં આવ્યે જતાં હતાં. આવનારાઓને લક્ષ્મી ચોધાર અશ્રુએ વિનવી રહી હતી. "બચાવો મારા લાલને. હજી ઉપરની મેડી સલામત છે મારો લાલ ત્યાંજ છે" લોકો આગ શી રીતે લાગી તેનીજ પૂછપરછ કરી રહ્યા હતા મેદની વધતી જતી હતી. અને મેદનીના વધવા સાથે શોરબકોર પણ વધતો જતો હતો. અને એમ વધતા જતા શોર બકોરમાં ન કરવાનું થઇ જતું હતું અને કરવા જેવું રહી જતું હતું.

## આજે નથી

તર્કના તૂફાન-સાગરમાં મજા આજે નથી.
મુજ હૃદય-નૈયા તણો તે નાખુદા આજે નથી.
દર્શના-તૂર નયન-અશ્રુ-ધાર છે બસ એટલે
મુજ ધરા ફુલાય નારી ઊર-ધા આજે નથી.
શું ખબર? સરકેલ તમ મનદર મુખેથી છે નકાબ;
હું સમજ્યો ચંદ્ર પર વાદળ ઘટા આજે નથી.
તમ મદીરા-પાન નૈનોનું કર્યે થી; મુજ તૃષ;
તૃપ્ત થઇ એવી કે અમૃત-યાચના આજે નથી.
એ વદયાં નિર્ભાન નિજ નૈને કરી. "છે બોલ શું?
મે કહી ન પ્યું કે ના. કંઈ પણ તમા આજે નથી.
પ્રેમ ગીતો થઈ ગયો છું આજ હું તન-મય છતાં,
દિલરૂબાના હાથમાં કા દિલરૂબા આજે નથી.
તેમના નવ આગમનથી તર્ક સાગરમાં ડુબ્યું,
કયાં ગયા એ શું થયું? કેમ આવ્યા આજે નથી.
મુજ ખતા-અંબાર ધરતાં તમ ક્ષમા ચર્ણે; કરીશ
બેખતા છું, બેખતા, કંઇ પણ ખતા આજે નથી.
મુજ ખુશી-અશ્વે સવારી રંજની છે હે 'સિરાજ'
એટલે મુજ કાવ્યમાં મન હર છટા આજે નથી.

"સિરાજ" ધોરાજવી

આગની જ્વાળાઓ મકાનને વધુને વધુ ઘેરી રહી હતી ધૂમાડાથી આખો માર્ગ છવાઈ ગયો હતો. લોકો ગમે તેમ પાણી ફેંકયે જતા હતા. લક્ષ્મીની આંખોમાંથી અશ્રુ વહયે જતા હતાં. તેની વિનવણી આગના વધવા સાથે વધુ ને વધુ વધી રહી હતી- ઉપરની મેડી હજી સલામત હતી. પરંતુ જ્વાળાઓ વચ્ચેથી

માર્ગ કરી ઉપરની મેડીએ જવાની કોઇની હિંમત ચાલતી ન હતી. પરંતુ એકાએક ધૂમાડા વચ્ચેથી અગ્નિ શીખાને ગણકાર્યા વિના કોઇ દોડી ગયું. "કોણ હતું? કોણ ગયું?"ની પૂછપરછ લોકોમાં થવા લાગી ભય મિશ્રીત અશ્ચર્યથી સૌ એક બીજા તરફ જોઇ રહ્યા.

અંદર દોડી જનાર તુલસી હતી. તે દોડતી ઉપર ચઢી ગઇ. ચઢતાં ચઢતાં જ તેણે સળગતો સાળુ કાઢી ફેંકી દીધો. અને ઉપર જઇ જમીન ઉપર આળોટવા લાગી. આથી તેના બીજા વસ્ત્રો સળગતા બચી ગયા. પણ તેનુ શરીર ઠેકઠેકાણેથી દાઝી ગયુ હતુ. પરંતુ તેની પરવા કર્યા વિના તે ઉઠી બાળકના પારણા આગળ જઇ ઉભી રહી "ભાઇ આજ તને રમાડીશ." કહેતાં તુલસીએ બાળકને પારણા-માંથી ઉચકી લીધો. બાળક શોરબકોરથી જાગતુંજ પડયું હતુ. તુલસીએ તેને છાતી સરસો ચાંપ્યો "મારા ભાઈ..." સ્નેહથી તે બોલી તેની આંખો ભીની થઇ ગઇ. તેને ભાઇના ગાલને ચુંબનોથી નવરાવી દીધો ને પછી તે ગાવા લાગી,

હેતે ઝુલાવું હું, ગીતો સુણાવુ હું
નિંદરને ખોળે, પ્રેમે સુલાવું હું
સુઇ જા નાના ભાઇ મારા, સુઇ જા નાના ભાઇ

સ્વપ્નોના દેશમાં, સોનાના મેલમાં
રૂપાની ઢીંગલી લઇ, પરીઓની સાથમાં
રમજે નાના ભાઇ મારા, રમજે નાના ભાઇ

હસ્તો તું જાગજે, રમવાને લાગજે
માતાની ગોદ છોડી, બે'ન પાસે આવજે
આવજે નાના ભાઇ મારા, આવજે નાના ભાઇ.

તે ગાતી ગઇ અને ભાઇને હાથ ઉપર ધીમે ધીમે ઝુલાવતી ગઇ. હવે આગની જવાળાઓ વધી ગઇ હતી. ઉપરની મેડી સુધી આગ પહોંચી ગઇ હતી. લોકોની બૂમ પણ વધતી જતી હતી. તુલસીએ એ જોયું. તરત તેણે મેડીની એક તરફની બારી ઉઘાડી. લોકો આશ્ચર્યથી એ ઉઘાડી બારી તરફ જોઇ રહ્યા. તુલસીએ છેલ્લીવાર બાળકને એક ગાઢ ચુંબન કર્યું. ને પછી બન્ને હાથો વડે બારી બહાર ધર્યો નીચે ઉભેલા લોકો તરતજ સમજી ગયા. તેમણે એક પછેડીને પહોળી કરી ધરી. તુલસીએ છેલ્લીવાર બાળકને હાથમાં ઝુલાવ્યું "આવજે નાના ભઇ મારા આવજે..." તે ગણગણી અને હળવેથી બાળકને છોડી મૂકયો. લોકોએ ભયની એક ચીસ પાડી. લક્ષ્મીએ ઝીલાયલા બાળકને ઉઠાવી લીધો ને છાતી સરસો ચાંપ્યો. "મારી સુવાસ." તેનાથી બોલાઇ જવાયું. પણ એ સુવાસ આપનાર કોણ? તરતજ તેણે ઉચે જોયુ ને બૂમ પાડી "તુલસી બેટા! કુદી પડ. આગ આગળ વધે છે." લોકોએ પછેડી ધરેલીજ રાખી પરંતુ તુલસીના મુખની રેખાઓ એકાએક બદલાઇ ગઇ. તેની આંખો વિચીત્ર રીતે ચળકી રહી ને ફડાક કરતાં બારી બંધ કરી દીધી.

બંધ બારી ઉપર થોડી વારમાં આગની શિખાઓ ચઢી ગઇ.

● સંપૂર્ણ

---

## ધી મુસ્લિમ સ્ટુડન્ટસ યુનીયન રાંદેર

કાઇદે આઝમના પાકિસ્તાન ફન્ડ માટે મજકૂર યુનીયને રૂા. ૧૦૪) જમા કરી દીલ્હી મોકલાવી આપ્યા છે

# તેરસો વરસ જુના બે ઈતિહાસિક પત્રો

સંપાદકઃ-મુન્શી ઈસ્માઈલ એ. પટેલ
(રાંદેર)

આ નીચે તેરસો વરસ જુના બે ઈતિહાસિક પત્રો રજુ કરવામાં આવે છે. એમાંનો પહેલો પત્ર તે સમયના મગરૂર રાજા દાહિરનો છે. જે તેણે સિંધ વિજેતા મોહંમદ બિન કાસિમ પર લખ્યો હતો. બીજો પત્ર સિંધ વિજેતાનો છે, જે રાજા દાહિરને જવાબ રૂપે લખાયો હતો.

સિંધ વિજેતાનો પત્ર વાંચતાં સહેજે સમજી શકાય છે કે સિંધ પર અરબોનો હુમલો ફક્ત જવાબરૂપે હતો. જો ચાંચિયાઓ અરબોના વહાણ લૂંટત નહિ અને રાજા દાહિર તેમ કરતાં તેમની પીઠ થાબડત નહિ તો અરબો સિંધ પર કદીપ હુમલો કરત નહિ. જો એમ ન થાત તો હિંદુસ્તાન કોણ જાણે કયાં સુધી પવિત્ર ધર્મ ઇસ્લામના પ્રકાશથી વંચિત રહત.

જ્યારે મોહંમદ બિન કાસિમે દીબલ (ઠઠ્ઠા) ફતેહ કરી અરબ કેદીયોને ઝાલિમોના પંજામાંથી છોડાવ્યા ત્યારે રાજા દાહિરે આવેશમાને આવેશમાં સિંધ વિજેતાને નીચે પ્રમાણેનો પત્ર લખ્યો.

## રાજા દાહિરનો પત્ર.

જળ અને જમીનના રાજા દાહિર તરફથી મગરૂર અને અભિમાની મોહંમદ બિન કાસિમને જે અતિશય નિર્દય અને એવોજ રકત રેડનાર છે. હે અભિમાની! તારે જાણવું જોઇએ કે તારા પહેલાં પણ બે માણસોને હિંદુસ્તાનના કિનારા પર પગ મૂકતાંજ અમે યમસદન પહોંચતા કર્યા છે. તેમના પછી હવે તારો વારો આવ્યો છે દીબલ (ઠઠ્ઠા) એ કઇ મજબૂત કિલ્લો ન હતો.' ત્યાં તો ફક્ત વેપારીઓજ રહેતા હતા. એવા એક અરક્ષિત કિલ્લાને ફતેહ કરી તારૂં મગજ ફરી ગયું છે અને તું તો એમ સમજી બેઠો છે કે હું સહેલાઇથી આખા સિંધ પર ફતેહ મેળવી શકીશ પણ એ તારી ગણતરી ખોટી છે તારી ભલાઇ તો એમાંજ છે કે તું પાછો ચાલ્યો જાય જો તું જશે નહિ તો મારો પુત્ર જયસિંહ તને સહીસલામત છોડશે નહિ એ રાજકુમાર એટલો બધો બહાદુર છે કે આખા હિંદુસ્તાનના રાજા મહારાજા એના ચરણોમાં શીશ નમાવે છે, અને એનું નામ સાંભળી શૂરવીરોનું લોહી ઊડી જાય છે. રાજકુમારના હાથીખાનામાં સો હાથી દર વખત તૈયારજ રહે છે. એ પોતે તો સફેદ હાથી પરજ સવાર થાય છે. જેનો જોટો દુન્યામાં કયાંયે નથી કયાં એવા પહાડકાય હાથી અને કયાં તારા અરબી ઘોડા– એની સામે તારા અરબી ઘોડા એક ક્ષણ પણ ટકી શકશે નહિ–માટેજ–લખુ છુ કે ગફલતની ગાઢ નિદ્રામાંથી જાગી જા. અને પરિણામ પર વિચાર કર દીબલની તબાહી કરતાં પણ તારી તબાહી ભયંકર હશે. તારી જવાની પર દયા ખા. ને વગર મોતે ન મર. જો મે રાજકુમાર જયસિંહને હુમલો કરવા માટેનો હુકમ આપી દીધો તો તારાં અને તારા લસ્કરનાં એકે એક સિપાઇનાં હાડકાં પણ શોધ્યાં જડશે નહિ. શા માટે તું પોતાનોજ દુશ્મન બને છે. ચુપચાપ જ્યાંથી આવ્યો છે ત્યાં પાછો ચાલ્યો જા હિંદુસ્તાનને જીતવું એ કઇ બચ્ચાના ખેલ નથી. ભલે તું હજારોને રણક્ષેત્રમાં ઉતારે પણ એમાંથી એકને પણ સહીસલામત લઇ જઈ શકીશ નહિ.

## સિંધ વિજેતાનો જવાબ.

જ્યારે સિંધ વિજેતા મોહંમદ બિન કાસિમે એનો એ પત્ર વાંચ્યો, તો એની મૂર્ખતા પર મનમાં ને મનમાં એ હસવા લાગ્યો, અને તરતજ નીચે પ્રમાણેનો વળતો જવાબ આપ્યો

બિસમિલ્લા હિર્રહમાનિર્રહીમ (તે કૃપાળુ ખુદાના નામથી શરૂ કરૂં છું. જે દયાળુ છે. અને રહમતો કરનાર છે) ખુદાના આજિઝ બંદા મોહંમદ બિન કાસિમ સકફીની તરફથી મૂર્ખ અને ઝાલિમ રાજા દાહિર તરફ તે તારી મૂર્ખતા અને અભિમાનીને વશ થઈ પત્રમાં જે લખ્યું છે, તેનો જવાબ તને કલમથી નહિ તલવારની ધારથી આપવામા આવશે. તેં તારૂ મોટું લશ્કર, તારી તાકત અને હાથીઓનો ભય આપી અમને ડરાવવા માગ્યા છે. પણ યાદ રાખ એની અમારા પર મુદ્દલ અસર થઇ નથી. અમે એ જાહેરી તાકતો પર ભરોસો રાખનારાઓમાંના નથી. ભરોસો અમને ફક્ત ખુદાની ઝાત પરજ છે. જો તુ લુટારાઓ અને ચાંચિયાઓની મદદ ન કરતે અને અરબ કુટુંબોને કેદી તરીકે ન રાખતે તો અમને તારી સાથે કોઈ જાતનુ વેર ન હતુ, કે ન તારાથી અમને કોઇ જાતની મતલબ હતી કે ન તો અમે આટલે દૂર તારા પર ચઢાઇ કરવાનુ વિચાર્યું હોત. હું એકલોજ નહિ પણ અમારામાંના દરેક પોતાના ભાઇઓને મુક્તિ અપાવવા માટે પોતાની દરેક વસ્તુ કુરબાન કરવા તૈયાર છીએ અલહમ્દોલિલ્લાહ (અલ્લાહ સર્વ વખાણને પાત્ર છે) હવે અમે અમારા ભાઇઓને મુક્તિ અપાવી ચૂક્યા છીએ હવે વારો તારો છે નાસ, જ્યાં નાસી શકતો હોય ત્યાં. સંતાઇ જા. જ્યાં સંતાઈ શકતો હોય ત્યા. અમારા સરદાર હજ્જાજનો હુકમ છે કે_ કોઇ ઝાલિમની પૂંઠ પકડવામાં અગર ચીન સુધી પણ જવું પડે તો જજે. મોહમદ બિન કાસિમ આ દેશમાં એટલા માટે આવ્યો નથી કે પાછો જાય. તે એટલા માટે અહી આવ્યો છે કે નિર્દોષોની મદદ કરે, અને ઝાલિમોને તેમની નિર્દયતાનો સ્વાદ ચખાડે. તે વખત હવે બહુ દૂર નથી, જ્યારે તારૂ માથું દમાસ્કના ખલીફા સમક્ષ મૂકવામાં આવ્યુ હશે. અને ધડ અહીંજ લોહીમાં ગરકતું માટીમાં રગડતું હશે ખુદાનવ્દે કરીમથી અમે એજ ચાહીએ છીએ તું પણ તારા ત્રણ કરોડ સિત્તેર લાખ ખુદાઓથી મદદ માગ અને શેખાઇ છોડી મર્દ બની અમારા મુકાબલા માટે મેદાનમાં આવ વસ્સલામ અલા મનીત્તબઅલહોદા.

સન. હી ૯૩.

---

રાંદેરમાં સુન્ની વહોરાઓની વસ્તી ૨૧૯૭ છે. ૧૮ વર્ષની ઉપરના મરદ ૬૦૫ અને તેની અંદરના ૪૭૫ છે. ૧૬ વર્ષની ઉપરની ઓરતો ૬૬૧ અને તેની અંદરની સંખ્યા ૪૫૬ છે. મેટ્રિક અને ગ્રેજ્યુએટની સંખ્યા ૬૫ છે કુલ્લે ઘરોની સંખ્યા ૩૩૪ છે

---

વિનંતિઃ-'હારવાં' આ અંક સાથે આઠમું વર્ષ પુરૂં કરે છે. મોટે ભાગે ગ્રાહકોના લવાજમો આ અંકથી પુરા થાય છે. લવાજમ પુરાં થવાની ખબર ગ્રાહકોને આપવામાં આવી છે. આવતો અંક વી. પી.થી તમને રવાંના કરવામાં આવશે આપના નાણાની બચત અને વી પી.ની જેહમતમાંથી અમને બચાવવા માટે લવાજમ આ૨ મનીઓર્ડરથી નહીં મોકલી આપો? ઉપકાર થશે. મેનેજર.




મૌલાના : અહમદ અશરફ રાંદેરી

**સવાલ:**–અત્તહિય્યાત પઢતી વેળા જ્યારે કે અશહદો અલ્લાઇલ્લાહ પર પહોંચે તો કલમાની આંગળી ઉઠાવી મુસ્તહબ છે યા નહીં ઘણાં ઓલમાઓ મુસ્તહબ કહે છે પણ ઇમામ રબ્બાની સાહેબે આ કામને નાજાઇઝ લખ્યું છે તો હવે આંગળી ઉઠાવી જોઇએ કે નહીં?

**જવાબ:**–અત્તહિય્યાતમાં જ્યારે અશહદો–અલ્લાઇલ્લાહ ઉપર પહોંચે કલમાની આંગળી ઉઠાવી મુસ્તહબ છે અને ઇલ્લ-લ્લાહો કહે તો મૂકી દે. એજ પ્રમાણે બધી ફિકહની કિતાબોમા લખેલુ છે. ઇમામ રબ્બાની સાહેબે જે નાજાઇઝ લખ્યું છે તે મારા જોવામાં આવ્યું નથી મજમૂઅહ ફતાવા મૌ૦ અબ્દુલ હૈ (૨૯૦)માં પણ ઉઠાવવા વિષે લખ્યું છે.

**સવાલ:**–ઝબાનથી નિય્યત કરવી જાઇઝ છે કે નહીં?

**જવાબ:**–નિય્યત એટલે દિલથી ઇરાદો કરવો. ઝુબાનથી નિય્યત કરવી પણ જાઇઝ છે

**સવાલ:**–જુમ્માના દિવસે અઝાનથી લઇને નમાઝ પુરી થાય ત્યાં સુધી વેપાર કરવો જાઇઝ છે યા નહીં? અને અગર નાજાઇઝ છે તો વેચેલી ચીઝોની કીંમત અગર હલાલ માલમાં મેળવીશું તો શું બધો માલ હરામ થઇ જશે કે નહિ? અને તે માલમાંથી હજ યા ખેરાત કરવી જાઇઝ છે કે નહીં?

**જવાબ:**–જુમ્માના દીવસે પહેલી અઝાનના પછી વેચવું–ખરીદવું–ખાવું–પીવું વગેરે બધુ હરામ છે, કુર્આન શરીફમાં પણ આવ્યું છે કે એ ઇમાનવાલો જ્યારે જુમ્માની નમાઝની અઝાન થઇ તો નમાઝના તરફ (પઢવા) જાવ અને વેચવું ખરીદવું છોડી દો. મતલબ આ છે કે વેચવું–ખરીદવું હરામ છે વેચેલી ચીઝોની કીંમત હરામ નથી એ માલમાંથી હજ–ખૈરાત કરવુ જાઇઝ છે

**સવાલ:**–અમારા અમુક રૂપીયા વ્યાજના આવવાના છે તો તે ખૈરાત કરી દેવા, લેવા કે કેમ? તે વ્યાજના પૈસા લઈ મોહતાજને આપી શકાય કે કેમ? યા તે વ્યાજના પૈસાથી તબલીગ થઇ શકે કે કેમ? વળી અમારે કેટલાક રૂપીયા વ્યાજના આપવાના પણ છે તો પેલા વ્યાજના રૂપીયા લઇ જ્યાં અમારે વ્યાજ આપવાનું છે ત્યાં આપી શકાય કે કેમ? તેનો તફસીરવાર જવાબ આપવા મહેરબાની ફરમાવશે.

**જવાબ:**–વ્યાજ લેવું તેમ દેવું બંને બહુ સખ્ત હરામ છે એની બુરાઇ કુર્આન શરીફ અને સહીહ હદીસોમાં વર્ણવવામાં આવી છે. હરામ માલની ખૈરાત કબૂલ થતી નથી અને તેમાં સવાબની ઉમ્મીદ રાખવી દુરસ્ત નથી. જેની પાસેથી વ્યાજ લીધું હોય તેને પાછું આપી દેવું.

**સવાલ:**–એક માણસ હર નમાઝ બાદ આયતલ કુરસી અને એની સાથે બીજી દુઆઓ પણ જે તેને યાદ છે તે પઢે છે. જેવી રીતે કે અહમદ નામા; દુઆયે નૂર–દુઆયે મગફિરત-વગેરે તો ઉપરની બધી દુઆઓ પઢવી જાઇઝ છે કે નહિ અને અગર જાઇઝ નથી તો કઇ દુઆ પઢવી જોઇએ?

**જવાબ:**–એ બધી દુઆઓ જાઇઝ છે અને એની સાથે હર નમાઝ બાદ તેત્રીસ (૩૩) વખત સુબ્હાનલ્લાહ અને તેત્રીસ (૩૩) વખત અલ્હમદોલીલ્લાહ અને ચોત્રીસ (૩૪) વખત અલ્લાહો અકબર પણ પઢયા કરે એની ઘણી ફઝીલત આવેલી છે પણ બેહતર અને અફઝલ તો

એજ છે કે કુર્આન અને હદીસ શરથી જે દુઆ સાબિત છે તે પઢે.

**સવાલઃ**-એક માણસની અમુક નમાઝ કઝા છે અને તેને ખબર નથી કે કેટલી છે તો કેટલી નમાઝ કઝા કરવી જોઇએ? અને કઝા નમાઝ પઢવાનો સહી ટાઇમ કયો છે? અને કઝા નમાઝ બે બે રકાત કરી પઢે કે અદા નમાઝ પ્રમાણે પઢે?

**જવાબઃ**-એટલા વખત સુધી કઝા કરે કે ગાલીબ ગુમાન થઈ જાઇ કે બધી નમાઝ કઝા થઇ ગઇ હશે કોઇ નમાઝ પણ બાકી ન રહી હશે કઝા નમાઝ બધા વખતમાં પઢાય છે પણ ત્રણ વખતમાં ન પઢે આફતાબ નીકળવાને વખતે, ઠીક બપોરે અને આફતાબ ગુરૂબ થવાને વખતે. ફર્ઝ અને વીત્રની છે. સુન્નતની કઝા નથી અને જેમ અદા પઢે તેમ કઝા પઢે પણ નિય્યત કઝાની કરવી પડશે.

**સવાલ.**-તહજ્જુદની નમાઝનો કયો વખત અને કેટલી રકાત છે અને તેના પછી કઇ દુઆ પઢવી જુઇએ?

**જવાબઃ**-તહજ્જુદની નમાઝનો વખત રાતના બે તહાય ભાગ વિત્યા બાદ છે એટલે સુબ્હ સાદીકનાં પહેલા. અને તહજ્જુદની કમથી કમ બે રકાત અને વધારેથી વધારે બાર રકાત છે અને તેના પછી નીચેની લખેલી દુઆ પઢે.

અલ્લાહુમ્મ લકલ હમદ અન્ત કય્યે મુસ્સમાવાત વલ અર્દ વમન ફી હીન્ન વલકલ હમદ અન્ત નુરસ્સમાવાત વલ અર્દ વમન ફી હીન્ન વલકલ હમદ અન્તલ હકક વ વઅદોકલ હકક વ લેકાઓક હકક વ કવલોક હકક વલ જન્નતો હકક વન્નારો હકક વન્ન બિય્યુન હકક વ મુહમ્મદુન હકક વસ્સાઅતે હકક અલ્લાહુમ્મ લક અસ્લમતો વબેક આમન્તો વઅલયક તવકકલ્તો વ એલયક અનબતો વબેક ખાસમતો વ ઇલયક હાકમતો ફગફીરલી/માં કદ્દમતો વમા અખ્ખરતો વમા અસરરતો વમા આઅલન્તો અ અલમો બેહી મીન્ની અન્નત લ મુકદ્દમો વ અન્તલ મુઅખ્ખરો લાએલાહ ઇલ્લા અન્ત વલાએલાહ ગયરૂક.

**સવાલઃ**-એક માણસ પોતાની ઔરતને નીચે મુજબનું ઇકરાર-નામુ લખી આપે તો તે શરીઅતમાં મોઅતબર ગણશે કે નહીં. અને તેનો શું હુકમ છે

હું નીચે જણાવેલી કલમોનું પાલન કરવા બંધાઉ છું તે પૈકી કોઇપણ કલમનો ભંગ કરૂં તો મારી સદર ઔરતને તલાકે બાયના લેવનો ઇખ્તિયાર આપું છું

(૧) આજથી કોઇપણ જાતની નિશા કરીશ નહી તેમજ ખોટી ધાંધલ પણ કરૂં નહી

(૨) દરેક જાતની નિશાથી તૌબા કરૂં છુ

(૩) ભંગ કરૂં તો રા ૧૦૧/ દંડ આપવે.

(૪) ખોરાકી પોશાકી રીતસર આપવા બંધાવું છુ

(૫) ધમકી, ગાળ, ગલોચ, કજયો તુફાન તકરાર, ફસાદ કરીશ નહી

(૬) પોતાના (તેણીના) માવતરના ઘેર જવા દેવાની છુટ આપું છું

**જવાબઃ**-આ ઇકરાર નામું શરીઅતમાં મોઅતબર છે એને તફવીઝ કહેવામાં આવે છે ઇકરાર નામામાં લખેલી કલમોમાં કોઇપણ કલમનો-ભંગ કરશે તો ઔરતને એક મહીના સુધી તલાક આપવાનો ઇખ્તિયાર છે. એક ગવાહી સાથે કે મજકુર માણસે કોઇ કલમનો ભંગ કર્યો છે તેનાથી ઔરતને ઇખ્તિયાર મળશે નહી જ્યાં સુધી ઔરતની રૂબરૂમાં ભંગ ન કરે અથવા બે નેક પરહેઝગાર માણસ ગવાહી આપે. હન્ફી મઝહબમાં દંડ લેવો જાઇઝ નથી માટે દંડ લાગુ પડશે નહી.

# સંભાળજે !

મુળ લેખક–હઝરત બુલ્લેશાહ ચિશ્તી.
અનુવાદક– "મઝાક" ચિશ્તી.

૧

ત્યાં જઇને ફરી તું પાછો નહી આવે
ત્યાં બેપરવાઇ ઘણીજ વધારે છે
ત્યાં વાઘ (શેર) પણ ગભરાઇ જાય છે
તું પણ ફસાઇ જવાનો પ્યારા !
સંભાળીને દિલ લગાડજે
નહીં તો પસ્તાઇશ.

૨

યુસુફ (અલૈ૦)ને તેણે કુવામાં ફેંકાવ્યો
બજારમાં જઇને ઉભો કરાવ્યો
કોડીની કીમ્મતમાં વેચાવ્યો
તું પણ કોડીની કીમ્મતમાં વેચાઈ જઈશ
પ્યારા ! સંભાળીને દિલ લગાડજે
નહીં તો પસ્તાવઇશ.

૩

તું લયલાના પ્રેમ તરફ જો
ત્યાં હજારો પ્રેમી તડપી રહયા છે
મજનુ પણ હાય હાય કરી રહયો છે
તું ત્યાંથી શું લાવીશ ?
પ્યારા ! સંભાળીને દિલ લગાડજે
નહીં તો પસ્તાઇશ.

૪

તારા નસીબમાં કલાલનું ઘર લખ્યું છે
ત્યાં મસ્ત તરસ્યાં આવે છે
ભરી ભરીને પ્યાલાઓ
ત્યાં શીશાઓ ખાલી કરે છે
જો જો તારૂં દિલ લલચાય નહીં
પ્યારા ! સંભાળીને દિલ લગાડજે
નહીં તો પસ્તાઇશ.

૫

દિલના પ્યા હવે તું કયાં ચાલ્યો ગયો ?
કાલની શી ખબર કે શું થશે ?
તું મસ્ત લોકોની પાસે જઇ ઉભો ન રેહતો
તને પણ લોક મસ્ત કહેશે
પ્યારા ! સંભાળીને દિલ લગાડજે
નહી તો પસ્તાઇશ

૬

કોઈની ખાલ ઉતરાવી,
કોઇને કરવતથી ચીરાવ્યો
કોઇને પકડી સુલી ચળાવી
ત્યાં તું પણ માથું કપાવીશ.
પ્યારા ! સંભાળીને દિલ લગાડજે
નહીં તો પસ્તાઈશ.

૭

અરે ભલા માણસ ધર્મ વિરૂધ્ધ ન ચાલ
આરામની નીંદમાં સુઇ જા
મોઢાથી હું ખુદા છું ન કેહતો
નહીં તો તને સુલી ઉપર ચઢાવી દેશે
પ્યારા ! સંભાળીને દિલ લગાડજે
નહીં તો પસ્તાઇશ

૮

જો સામે ચિરાગ બળે છે
પતંગીયાઓ આસ પાસ ફરે છે
એના પર બળી મરવાને
માટે તું ત્યાં ન જતો
ના–હું ત્યાં જઈશ
ચિરાગ તું બળ અને જો.

૯

ફરી કહે છે કે હું ત્યાં જવાનો
અને કહી શકે હું તુજ પરથી
તનમનથી કુરબાન છું
તારી સુરત ઘણીજ પ્યારી છે
હું બીચારો તુજ પર નિસાર
પછી દીદારની કાં વાર ?
હું તુજ પર કુરબાન છું.

# મુજદ્દિદે મિલ્લત

## હ૦ ઉમ્ર બિન અબ્દુલ અઝીઝ

રજુ કરનાર:-યુસુફ તરાજવી

(ગતાંકથી ચાલુ)

ખિલાફત પ્રકરણમાં ઉમ્ર બિન અબ્દુલ અઝીઝનુ દ્રષ્ટિ બિંદુ માઝી ખલીફાઓથી બિલકુલ જુદા પ્રકારનું હતું. તેઓની નજર સમક્ષ ખિલાફત વ્યવસ્થામાં એક મહાન ઇન્કિલાબ કરવાનો હતો. તેઓ રાજ્યની જાહેરી ઉન્નતિઓ કિલ્લા, જીતો રેલો અને ઇમારતોમાં વધારો કરવા ઇચ્છતા ન હતા બલ્કે "ઉમવીરાજ્ય"ને "ખિલાફતે રાશિદહ"માં બદલવા માંગતા હતા. આ ડગલુ એવુ અગત્યનું અને ભયાનક હતુ, જેમાં દરેક તરફથી વિરોધાઇનાં તુફાનોનો મુકાબલો હતો. પરંતુ ઉમ્ર બિન અબ્દુલ અઝીઝે સત્તા ભયોથી બેપરવા થઇને અતિશય હિંમતથી ઇન્કિલાબ આરંભ્યો.

એજ સિલસિલામાં બધાંથી પહેલું અને બધાંથી વધારે નાઝુક કાર્ય રૈયતની મિલ્કતોની વાપસી હતી. જેના પર ઉમવીઓએ કબ્જો કરી પોતાની જાગીર બનાવી હતી એમાં આખાએ કુટુબની વિરધતાનો સપૂર્ણ સામનો હતો. પણ ઉમ્ર બિન અબ્દુલ અઝીઝે પ્રથમ એજ પુનનુ કામ કર્યું અને પ્રથમ પોતાના ઝત અને પોતાના કુટુબથી શરૂ કર્યું. જે વખતે આપે આ વિચાર દર્શાવ્યો તે વખતે કેટલાંક સ્વાર્થીઓએ દબી ઝબાનથી કહ્યું કે તમો જાગીર વાપસ કરશો તો પોતાના સંતાન માટે શુ વ્યવસ્થા કરશો? ફરમાવ્યુ કે હું તેઓને ખુદાના હવાલે કરૂ છું. આ દ્રઢ વિચાર પછી કુટુબીજનોને ભેગાં કરી ફરમાવ્યુ. "બની મરવાન તમોને આબરૂ અને ધનનો મોટો ભાગ મળ્યો. મારો વિચાર છે કે ઉમ્મતે મુસ્લિમાનો અર્ધો અથવા ૨/૩ માલ તમારા કબ્જામાં છે. લોકો આ ઇશારાને સમજી ગયાં અને જવાબમાં કહયું

"ખુદાની કસમ જ્યાં સુધી અમારા માથા ધડથી જુદા ન થશે, ત્યાં સુધી આમ થઇ શકશે નહિ ખુદાની કસમ અમો અમારા બાપ દાદાને કાફિર બનાવી શકતાં નથી."

(ઉમ્ર બિન અબ્દુલ અઝીઝ પોતાના વડ-વાઓના કાર્યોને હરામ કહેતા હતા) અને ન અમારા સતાનોને કંગાળ બનાવીશું. ઉમ્ર બિન અબ્દુલ અઝીઝે ફરમાવ્યુ "ખુદાની કસમ અગર આ હકમાં તમો મારી સહાય ન કરશો, તો હુ તમોને ઝલીલ અને રૂસવા કરીશ, મારા પાસેથી ચાલ્યા જાવો"

એ પછી સઘળાં મુસલમાનોને મસ્જિદમાં ભેગાં કરી ભાષણ કર્યું તે લોકોએ (બની ઉમય્યહ) અમોને ભેટો અને જાગીરો આપી ખુદાની કસમ તેઓને આપવાનો કાંઇ હક ન હતો. અને ન અમોને લેવાનો હક હતો હવે હું તેને તેના અસલી હકદારોને વાપસ કરૂં છું અને પોતાની ઝાત અને પોતાના કુટુંબથી શરૂ કરૂં છું"

આમ કહી શાહી સર્ટિફિકેટનો નકશો મંગાવ્યો મુઝાહિમ બધાંને વાંચી સંભળાવતો હતા. અને ઉમ્ર બિન અબ્દુલ અઝીઝ તેને લઇને કાતરે કાતરતાં જતાં હતાં. સવારથી લઇ બપોર સુધી આ કામ થતુ રહયું. એવી રીતે પોતાની અને પોતાના કુટુંબની સઘળી જાગીરો વાપસ કરાવી અને પોતાના પાસે એક નગીનો પણ બાકી રહેવા ન દીધો. તેઓની ઔરત ફાતિમહને તેમના બાપ અબ્દુલ મલિકે એક કિંમતી પત્થર આપ્યો હતો ઉમ્ર બિન અબ્દુલ અઝીઝે ઔરતથી કહ્યું કે એને સરકારી ખઝાનામાં દાખલ કરી દો અથવા તો મને છોડવા તૈયાર થાવો. ફર્માબરદાર ઔરતે તે ઝવેહર સરકારી ખઝાનામાં દાખલ કરી દીધા. ફિદકનો મામલો અતિશય અગત્યનો હતો

જે મુદતથી ખલિફાઓ અને અહલે બૈતના વચ્ચે ઝગડાનું મૂળ થઇ ગયો હતો અને હમણાં ઉમ્ર બિન અબ્દુલ અઝીઝના કબ્જામાં હતો. અને એ પરજ તેઓનો અને તેઓના બાલબચ્ચાંઓનો જીવન આધાર હતો એ વિષે તેઓએ રસૂલ (સલ.) અને ખુલફાએ રાશિદીનની કાર્યકિર્તિની તપાસણી કરી આલે મરવાન થી કહ્યું. "ફિદક રસૂલ (સલ)નું ખાલસા હતું. જેની આવક આપ પોતાની અને બની હાશિમની ઝરૂરીયાતમાં ખરચતાં હતાં. ફાતિમહ (રદી)એ પોતે આપથી માંગ્યો હતો. પરંતુ આપે આપવાથી નકાર્યું. હઝરત ઉમ્ર (રદી)ના જમાના સુધી એ પરજ અમલ થતો રહ્યો. છેવટે મરવાને તેને જાગીરમાં લઇ લીધો અને તે વિરાસતમાં મારા કબ્જામાં આવ્યો. પણ જે વસ્તુ રસૂલ (સલ.)એ ફાતિમહ (રદી)ને ન આપી તે પર મારો કાંઇ હક નથી. એથી હું તમો લોકોને શાક્ષી બનાવુ છું, કે ફિદકનું જે રૂપ રસૂલ (સલ)ના કાળમાં હતું હું તેને તેજ હાલમાં ફેરવું છું.

પોતાની અને પોતાના કુટુંબની જાગીરો વાપસ કર્યા પછી સામાન્ય લુંટાયલા માલો તરફ નજર નાખી. અને અમીર મુઆવીયહના જમાનાથી લઇને આ વખત સુધી ઘાતકી રીતે જેટલી માલ મિલ્કત જપ્ત કરી હતી સઘળી એક પછી એક પાછી સોંપી દીધી. અને મુઆવીયહ અને યઝીદથી લઇ તેના અસલ ધણીને આપી દીધી. સિરિયા વિના સઘળાં પોતાના કબજા હેઠળના દેશોમાં ગવર્નરો પાસે છીનવેલા માલની વાપસી માટે તાકીદી અહકામો મોકલ્યા. ઇરાકમાં એટલો માલ વાપસ કરવામાં આવ્યો કે પ્રાંતની હકૂમતનો ખઝાનો ખાલી થઇ ગયો. અને ઉમ્ર બિન અબ્દુલ અઝીઝને ત્યના ખર્ચ માટે દમિશ્કથી રૂપીઆ મોકલવા પડયા. માલ વાપસ કરવામાં દરેક જાતની સહેલાઇનો ખ્યાલ કરવો પડયો, મિલ્કતની સાબીતી માટે મોટી શહાદત (સાક્ષી)ની ઝરૂરત ન હતી. બલ્કે મામુલી સાક્ષી પર માલ ગણી જતો હતો જે લોકો મરણ પામ્યા હતાં તેઓના વારિસોને માલ મળતો હતો. અને આ સિલસિલો ઉમ્ર બિન અબ્દુલ અઝીઝની વફાત સુધી કાયમ રહ્યો.

ઉમ્ર બિન અબ્દુલ અઝીઝે ન માત્ર ઇલાકાઓ અને જાગીરો છીનવીને બની ઉમય્યહને ખાલી હાથ કર્યા બલ્કે તેઓની સઘળી મુમતાઝ નિશાનીઓ મટાવીને તેઓના અભિમાન અને અહંકારને ધૂળ ભેગાં કર્યા. એથી ખાનદાનમાં તેઓના વિરૂધ્ધ સખત રોષ ફેલાયો અને તેઓએ તેમને દરેક પ્રકારે આ ઇન્સાફના માર્ગથી હટાવવાનો પ્રયાસ કર્યો. ઉમ્ર બિન વલીદે ઘણાંજ ક્રોધે ભરાય પત્ર લખ્યો.

"તમોએ માઝી ખલીફાઓ પર એબ લગાડયો, તેઓની અને તેઓના બાળકોની દુશ્મનીમાં તમોએ વિરૂદ્ધ માર્ગ લીધો, તમોએ કુરૈશનુ ધન અને તેઓની મિરાસ ઝુલ્મથી સરકારી ખઝાનામાં દાખલ કરી સગાઇનો સંબંધ તોડયો, ઉમ્ર બિન અબ્દુલ અઝીઝ ખુદાથી ડરો. અને એનો વિચાર કરો કે તમોએ ઝુલ્મ કર્યો છે, તમો હજુ મિમ્બર પર સારી પેઠે બેઠાં પણ ન હતા. કે પોતાના કુટુંબીઓને અત્યાચારના નિશાના બનાવ્યાં. તે ઝાતની કસમ જેણે મુહમ્મદ (સલ.)ને ઘણાંજ સદ્ગુણો સાથે મોકલ્યાં તમો પોતાના આ રાજ્યમા જેને તમો પોતાના માટે પરિક્ષા અને સંકટ કહો છો. ખુદાથી ઘણાં છેટે થઈ ગયા એથી પોતાની અમુક ઇચ્છાઓને રોકો અને એ વાતની ખાત્રી રાખો કે તમો એક એક મહાન હસ્તીની નજર સમક્ષ અને તેના

કબજા હેઠળ છે. અને આ હાલતમાં તમોને છોડવ.માં આવશે નહિ"

હઝરત ઉમ્ર બિન અબ્દુલ અઝીઝે પણ તેનો ઘણો સખત ઉત્તર આપ્યો. આલે મરવાને હિશામને પોતાનો વકીલ બનવી તેઓના પાસે મોકલ્યા તેણે તેઓના તરફથી કહયું કે આલે મરવાન કહે છે, પોતાના મામલામાં જેનો સંબંધ-તઅલ્લુક તમારાથી છે, પોતાના મતથી જે ધારો તે કરો, પરતુ માઝી ખલીફાઓ જે કરી ગયાં છે તેને તેજ હાલમાં રહેવા દો. ઉમ્ર બિન અબ્દુલ અઝીઝે જવાબમાં પુછ્યુ, અગર એક મામલા માટે તમારા પાસે બે દસ્તાવેઝ હોય એક અમીર મુઆવીયહની અને બીજી અબ્દુલ મલિકની તો તમો કઇને સ્વીકારશો હિશામે કહયુ જે પુરાની હશે ઉમ્ર બિન અબ્દુલ અઝીઝે કહયુ તો મેં અલ્લહની કિતાબને પુરાની દસ્તાવેઝ જાણી એટલા માટે હું દરેક વસ્તુમાં જે મારા કબજામા છે પછી તે મારા જમાનાની હોય અથવા ભૂતકાળની હોય તેજ પ્રમાણે અમલ કરીશ. આ સાંભળી સઇદ બિન ખલિદે કહ્યું. અમીરૂલ મુમીનીન જે વસ્તુ આપની વિલાયતમાં છે કિવા સ્વાધીન છે તેમા તમો ન્યાય અને ઇન્સાફ સાથે પોતાના મનથી ફૈસલો કરો પરતુ માઝી ખલીફા અને તેઓની ભલાઈ અને બુરાઇને તેઓની હાલત પર છોડી દો. ઉમ્ર બિન અબ્દુલ અઝીઝે તેઓથી કહ્યું. હુ ખુદાની કસમ આપી તમોને પૂછુ છું કે અગર એક આણુસ નાના મોટા છોકરાઓને છોડી મરણ પામે તે પછી મોટા છોકરાઓ પોતાના બળથી તેઓના માલ પર કબજો કરી ,ખાય જાય અને તેઓ તમારા પાસે સહાય માટે આવે તો તમે શું કરશો ? સઇદે કહયું તેઓના હકો પાછાં અપાવીશ, ઉમ્ર બિન અબ્દુલ અઝીઝે કહયું હું પણ એજ કરી રહ્યો છું. મારાથી પહેલાના ખલીફાઓએ તે લોકોને પોતાના બળથી દબાવ્યાં. તેઓના અધિકારીઓએ પણ તેઓની અંધાધુંધ પૈરવી કરી હવે જ્યારે હું ખલીફા થયો ત્યારે આ નિર્બળ લોકો મારા પાસે આવ્યાં એટલા માટે મારા લીધે એ સિવાય બીજી કોઇ યુકિત નથી કે શકિતવંતથી નિર્બળના અને ઉંચથી નીચના હકો અપાવું.

એક સમયે સઘળા આલે મરવાન આપના બારણા આગળ ભેગાં થયાં. અને આપના પુત્ર અબ્દુલ મલિકથી કહયુ. કે "અથવા તો અમો લોકોને અંદર જવાની રજા અપાવો અથવા અંદર જઇ તમારા બાપને આ સંદેશો પહોંચાડો કે તમારાથી અગાઉ જે ખલીફાઓ હતા તેઓ 'અમોને આપનાં લેતાં હતા-અમારા મરતબાનો ખ્યાલ કરતા હતા. અને તમારા પિતાએ અમોને બીલ્કુલ મહરૂમ (ખાલી હાથ) કરી દીધાં-"અબ્દુલ મલિકે જઇને ઉમ્ર બિન અબ્દુલ અઝીઝને ઉપરોકત સંદેશો સભળાવ્યો. તેઓએ કહયું જઇને તે લોકોને કહી દો કે અગર હું ખુદાની ના ફરમાની કરૂં તો કિયામતના અઝાબથી ડરૂં છું.

પોતે પોતાના ઘરવાળાઓને આપથી શિકાયત થઇ ગઇ.

અવઝાઇનું બયાન છે કે જ્યારે ઉમ્ર બિન અબ્દુલ અઝીઝે પોતાના ઘરવાળાઓનો ગુઝારો બધ કર્યો ત્યારે અંબસા બિન સઅદે આપથી શિકાયત કરી કે અમીરૂલ મુમીનીન તમારા પર અમો લોકોનો સગાઇનો હક છે. તેઓએ જવાબ આપ્યો; મારા જાતી માલમાં તમારા માટે ગુંજાએશ નથી. અને આ માલમાં (બૈતુલમાલ) તમારો એથી વધુ હક નથી, જેટલો બરકે ગમાદની છેલ્લી હદના રહેવાશીનો.

ખુદાની કસમ અગર આપણે દુન્યા તમારા લોકોના સાથે એકમત થાય તો તેઓ પર અલ્લાહનો અઝાબ નાઝિલ થાય. છીનવેલ માલ વાપસ કર્યા પછી અમલનો સુધારો ગવર્નરના અત્યાચારની રોકથામ હતી. જેના તેઓ ટેવાયલા હતા. આપના સલાહથી સુલે-માનના જમાનામાં એક હદ સુધી એની રોક થામ થઈ ચુકી હતી. તો પણ કેટલાંક ચિન્હો બાકી રહયા હતાં. ઉમવી રાજ્યમાં સૌથી વધારે ઝાલિમ હજ્જાજના કુટુંબીઓ અને હોદ્દારો હતાં. હઝરત ઉમ્ર બિન અબ્દુલ અઝીઝે હજ્જાજના આખાયે કુટુંબને યમન તરફ દેશ નિકાલ કર્યા અને ત્યાંના ગવર્નરને લખ્યું કે હું તમારા પાસે આલે અકીલને મોકલી રહયો છું. જેઓ અરબમાં ખરાબમાં ખરાબ કુટુંબ છે.' એઓને પોતાના રાજ્યમાં આમાજુ તેમાજુ ફેલાવી દો.

ઉમવી કામમાં બદગુમાની અને શંકા પર પકડધકડ અને શિક્ષા આમ હતી. હઝરત ઉમ્ર બિન અબ્દુલ અઝીઝે એને તદન બંધ કરી દીધી. મુસલમાં ચોરી અને લુંટફાટના બનાવો અનહદ થતાં હતાં. ત્યાંના ગવર્નર પહયા ગસ્સાનીએ લખ્યું. જ્યાં સુધી લોકોને શક આધારે પકડવામાં ન આવશે અને શિક્ષા આપવામાં ન આવશે ત્યાં સુધી આ બનાવો બંધ થશે નહિ. આપે લખ્યું માત્ર શરઈ સાબિતીથી પકડ કરો. અગર હક તેઓની ઈસ્લાહ નહિ કરી શકતો તો ખુદા તેઓની ઇસ્લાહ ન કરે.

એવીજ રીતે જર્રાહ ખુરાસાનના ગવર્નરે લખ્યું કે ખુરાસાનીઓની ચાલચલગત ઘણીજ ખરાબ છે. તેઓને કુટકા અને તલવાર સિવાય અન્ય કોઇ વસ્તુ દુરસ્ત કરી શકશે નહિ. અગર અમીરૂલ મુમીનીન યોગ્ય સમજે તો એની છુટ આપે. આપે જવાબમાં લખ્યું.

## પાપ પંથે જાય છે.

યાદ તારી દિલમાં આવી જાય છે.
અશ્રુઓથી આંખ મુજ છલકાય છે.
વાતમાં તુજ તર્ક આવી જાય છે,
દિલમાં લહેરે સનસનાટી થાય છે.
રૂપના તારા હું વર્ણન શું કરૂં,
તેજ જોઇ આંખ પણ અંજાય છે.
આખરે અંજામ એનો છે બુરો,
કાં હૃદય તું પ્રેમ પંથે જાય છે.
જોઉં છું તસ્વીર જ્યારે આપની,
તો કઝા મુજ યાદ આવી જાય છે.
શું કહું નાઝો અદાની વાત હું,
ચંદ્ર પણ નિરખી અને મલકાય છે.
સત્ય પંથોમાં નિરાશા નવ મળે,
તે છતાં કાં પાપ પંથે જાય છે.
એમની વાતો હું "શબનમ" શું કહું,
વાત વાતોમાં લજાવી જાય છે.

**શબનમ ધોરાજવી.** (ધોરાજી)

"તમારો પત્ર મળ્યો તમારૂં આ લખવું કે ખુરાસાનીઓને કોળાં અને તલવાર સિવાય કોઇ વસ્તુ દુરસ્ત નહિ કરી શકતી તદન ખોટું છે. એઓને ન્યાય અને હક દુરસ્ત કરી શકે છે. એને આમ કરો–

કોઇ અધિકાર કોઇ રૈયતનો માલ ઓછી કિંમતે ખરીદ કરી શકતો ન હતો. એને બંધ કરવા માટે અદી બિન અરતાત ઇરાનના ગવ-ર્નરને લખ્યું. કે મને ખબર થઇ છે, કે તમારા અધિકારો ફોજોના અંદાજે કરી સામન્ય ભાવથી ઓછી કિંમત કરી તેને ખરીદે છે. અને ફરી કુટુંબો પ્રવાસીઓથી ઉશર (દસમો ભાગ) વસુલ કરે છે અગર એમ જણાયું કે એ તમારા ઇશારાથી થાય છે, અથવા એને તમો પસંદ કરો છો તો હું તમોને છોડીશ નહિ.

અપૂર્ણ

બાળ રમતને જોઇ જાગૃત બનેલી
એક અર્થસભર ભાવના.

# બાળ સૃષ્ટિ

"તનવીર" ઘોરાજવી.

બાળક એની નાનીશી ઢીંગલી સાથે રમી રહ્યું હતું. ઢીંગલી જાણે એનું સર્વસ્વ હોય, ઢીંગલીમાંજ જાણે એની ખુશીની દુન્યા સમાઇ હોય. એવી પ્યાર ભરી રીતે એને જોઇ એ ખુશી ખુશી થઇ નિર્દોષ હાસ્ય ઝરણાંઓ વ્હાવી દેતો.

ઉર્મિઓને જાગૃત બનાવી દે એવી આ બાળ રમત હું જોતો જ રહ્યો.

બાળક એની રમતમાં તન્મય હતું ઢીંગલીને ઘડી ઘડીએ જોતો, કદી એને જરા દૂર કરી. મહોબ્બત સાથે પાછો ઉપાડી લેવા પ્રયત્નશીલ બની જતો

બાળક અત્યારે એની ખુશીની દુન્યામા એકતાર હતુ.

બાળકની ખુશીનુ કારણ હતુ, માત્ર એક નાનીશી ઢીંગલી?

મને થયુ કે આ બાળ રમતને લોકો માત્ર બાળ રમત ગણીને હસી દેતા હશે? 'પણ નહિ—આ બાળકની રમત નિર્દોષ રમત હોવા છતાએ એમાં મર્મ છે, આ રમત પાછળ માનવ પ્રકૃતિની જે દિવ્ય ભાવના છુપાઇ છે એનો વિચાર કરીએ તો બાળ રમત એ બાળકની ખાલિસ વૃત્તિનુ એક પ્રતિબિંબ છે, એમાં બાળકના જીવનની નરી નિર્દોષતા છલકાતી હોય છે.

કુદરતે બક્ષેલુ જીવન વિશુધ્ધ હોય છે અને એવું જીવન જ સાચું જીવન કહી શકાય.

સાચુ અને વિશુદ્ધ જીવન જીવવાની તમન્ના રાખનારા માણસે બાળક પાસેથી સાચું જીવન જીવવાના પાઠો શીખવા પડશે, બાળકના હલનચલનમાં એની રમત ગમતમાં એની પ્રત્યેક પ્રવૃતિમાં કળા છે એ કળામાં વિશુદ્ધતા ભારોભાર ભરેલી હોય, બાળક આ કુદરતી કળામાં તન્મય બની સાચું જીવન જીવે છે. એનું મન માને છે એની સાથે હસે છે રમે છે.

બાળકની નજર અમીરને આવકારતી નથી, કે ગરીબને તિરસ્કારતી નથી, એની નજરને યોગ્ય દેખાય એ તરફ બાળક હર્ષભેર દોડી એને વ્હાલથી વળગી પડે છે!

માનવ સમાજ, યોગ્યતા ધરાવનાર પ્રત્યેક માનવને સમાન નજરે જોઇ એની સાથે બાળકની જેમ સ્નેહભર્યો વર્તાવ રાખે તો?

બાળકનું કાર્ય કુદરત પ્રેરીત હોય છે, જો માનવ જાત શુધ્ધ રીતે જીવે તો એના ઉધ્ધાર સાથે માનવ સમાજનોએ ઉધ્ધાર થઇ જીવનને ધન્ય બનાવી દે.

સાચું ને કુદરતમય જીવન જીવવાથી ઉચ્ચ નીચના ભેદ ભાવો ભૂલાય, એક માનવ દ્વારા બીજા માનવને અન્યાય થવાનો પ્રસંગ ઉભો થાય નહિ. એથીએ વધીને કહીએ તો બાળક જેવુ નિર્દોષ જીવન જીવવાથી માનવ સમાજના તમામ અનિષ્ટો દૂર થઈ સમસ્ત માનવ જાતને આબાદ બનાવી શકે.

શુદ્ધ જીવનની આટલી વિશીષ્ટતા હોવા છતાં કોઇને આવું અનન્ય જીવન જીવવાની ઇચ્છા થતી નથી એ માનવ સમાજનું કમભાગ્ય છે.

વિચારોનો પ્રવાહ આગળ વધે ત્યાં તો બાળ રમતને જોતી મારી આંખો પાછી બાળક તરફ વળી

રમતાં બાળકના હાથમાંથી છટકી ઢીંગલી દૂરદૂર જઇ પડી, આ જોઇ બાળકનું દેહુ જોમે ચઢયુ એ ઉત્સાહી બન્યો અને ધસડાતો, ખસડાતો દોડી જઇ પડેલી ઢીંગલીને ઉપાડી લીધી, ને એને હૈયા સાથે લગાડી લીધી,

આ જોતાં મને થયું કે મોટા, નાનાની ભાવનાને અનુસરી સમાજનો મોટો વર્ગ નાના તરફ સુગ બતાવી માનવતાના નામને કલંક દે છે.

સમાજ આ બાળ રમત પાછળની નિર્દોષતાનું અવલોકન કરે, ઢીંગલી જેવી એક નાની ચીજને પ્રાણપ્યારી ગણી બાળક કેવા વ્હાલથી એની સાથે રમી, આનંદનો લ્હાવો લૂંટે છે.

આવીજ રીતે ઉચ્ચ, નીચના ભેદભાવો ભૂલી સમાજ સમગ્ર માનવતા તરફ આવી પ્રેમભરી રીતે જુવે તો ?

સમાજના તીરસ્કારએલા દબાએલા વર્ગ તરફ સમાજ સમભાવી દ્રષ્ટિએ વર્તે તો ?

સમાજ એક ગરીબને ગરીબ નહિ, પણ એક માનવ, એક આદમ અને એક ઇન્સાન તરીકે જોઇ, એમના તરફ હમદર્દી દાખવે, સહિષ્ણુતા બતાવે, એ ગરીબને એક ભાઇ ગણી હૈયે લગાડી લે તો ?

તો–તો–સ્વર્ગનું સુખ, સમાજમાં ઉતરી રહે, સમાજનું સંગઠન વિરાટ બને, સહુ સમાજ જનોના બનેલાં આ વિરાટ સંગઠનની સામે દુન્યાની કોઇ તાકત નથી, જે ઘડીભર એ ટકી શકે, પણ એવુ બની શકે ખરૂં ?

મારી કલ્પના મુંઝાઇ ગઇ, રીસાઇ નાસી ગઇ, બાળક હજુ એની રમતમાં મસ્ત હતુ. એજ નાની ઢીંગલીમાં એની ખુશીની દુન્યાં સમાઇ હતી.



## કત્આત

ચાર દિવસ ખોળીયામાં જાન છે,
માનવી આ જગ મહીં મેહમાન છે.
દુષ્ટ કૃત્યોને તજી દે માનવી,
બંદગી કર એ નબી ફરમાન છે.

× × ×

તારલા રૂપી નભે શણગાર છે,
તે છતાં પણ વીજનો ચમકાર છે.
છે ભયાનક રાત આવી કેમની,
ને યુવક નિદ્રા મહીં સરસાર છે.

× × ×

જોઇ લો કુદરતના ન્યારા ખેલ છે,
મુજ નિરાશા આશામાં પલટેલ છે.
કાવ્ય ગુલશનમાં પડી "ખુશનુદ" મે,
રક્ત મારૂં કેટલું સીંચેલ છે.

× × ×

યુવક છોડ શૈયાને બેદાર થઇ જા,
જોહુકમીની સામે ખબરદાર થઇ જા.
જીવનમાં બધાનો તુ આધાર થઈ જા,
ન કોઇની આડે તુ દિવાર થઇ જા.

× × ×

બધ પાપથી ખેલને તું ધ્યાન કર,
છોડ ગફલત ને હવે તું ભાન કર.
આપનો "ખુશનુદ" યાચે છે ખુદા,
મુસ્લિમોની એજ પાછી શાન કર.

"ખુશનુદ" ધોરાજવી

---

બ્રીટીશ પોસ્ટલ ઓર્ડર–માં
Vahshi Sahitya Karyalaya
Rander Post, Office
લખવું–ઓર્ડર ક્રોસ કરેલો સ્વીકારવામાં આવશે- નહીં.

# પલ્ટાતી છાયા

મઝધારમા નૈયા લહેરો પર શોધે છે કિનારો શા માટે?
ઘનઘોર ઘટાઓમાં ચમકે મુજ-ભાગ્ય-સિતારો શા માટે?

તકદીરની લેખીની ઉપર માનવના વિચારો ફાવે નહિ,
આ આજ થશે, તે કાલ થશે આવે છે વિચારો શા માટે?

'મૂસાના' કોહેતૂર ઉપર 'મન્સૂર'ના ધૂની સૂર ઉપર,
તસ્વીર જીવનની દોરે છે જીવનનો ચિતારો શા માટે?

છે આશ- નિરાશ પલ્ટાતી છાયા આજ અહિંને કાલ તહિં
'જીવનનો મુસાફિર શોધે છે રસ્તામા ઉતારો શા માટે?

છે જાય વહી નૌકા મારી તૂફાન ભરેલા સાગરમા
તે જોઈ હસે છે નૌકાને દરિયાનો કિનારો શા માટે?

છે દર્દ સમાયુ જીવનમા, ગુલશનના સરિતા ગાયનમા
આવે છે ખિઝાં કાં જીવનમા, ઉપવનમા બહારો શા માટે?

મહબ્બત તો બરબાદી છે, રુસ્વાઇ ને બદનામી છે,
શોધે છે પતંગો શમ્અ પર બળવાનો સહારો શા માટે?

છે મ્હારૂ જીવન એજ "કમર" પળવાર ચમકવુ આથમવુ
સત્કાર કરી ધૂત્કારે છે આ દુન્યાદારો શા માટે?

"કમર" કુત્યાન્વી.

# ગુનાહગાર નથી

આજ 'કાતિલ'! કોઇ હયથી બચનાર નથી;
એના હાથોમાં ભલે તીર કે તલવાર નથી.
આશને દિલમાં હો! દિલ પોપની બેકાર નથી;
કિન્તુ તે આશને શું કરવી જે ફળનાર નથી.

એ કૃપાળુની કૃપાનો કોઇ વિસ્તાર નથી;
એની સીમા નથી મર્યાદા નથી પાર નથી.
હશ્રમાં આવીને આવેશમાં કહેશે રહમત;
એ ગુનાહગાર ખરો છે જે ગુનાહગાર નથી.

સાકીની હઠથી થયું એવું સુરાલય સૂનું;
જામ છે, મય છે, સુરાહી છે ને પીનાર નથી
મુજને સૌ આહો ન ભર એમ કહે છે, કિન્તુ.
એ સિતમગરના સિતમ તો કોઇ જોનાર નથી.

સ્પષ્ટ દેખાઈ છે અંતરની વ્યથાઓ મુખપર;
દિલની વ્યાકુળતા દિલમાં કદી છુપનાર નથી.
અશ્રુઓ થોભો તમો મારા સહાયક ન બનો;
આગ મુજ દિલની હું જાણું છું કે બુઝનાર નથી

ઝિંદગી કેવી મને આપી તેં જગમાં યારબ:
જેમાં સુખ શાન્તિ મે જોયાં કદી પળવાર નથી.
રોષમાં આજ તે આવે છે ખુદા ખૈર કરે;
જેના પાષાણ હૃદયમાં દયા તલ ભાર નથી

વસ્લની માગણી મારી તે સુણીને, બોલ્યો;
કોઇ પણ વાતનો તારી મને સ્વીકાર નથી.
મુજ મરણ બાદ તે આવે તો કહેજો, ઝાલિમ;
તારા બીમારને તારી હવે દરકાર નથી.

ઝિંદગી જોડે જડેલી છે વ્યથાઓ દિલની;
મોત વિણ એનાથી મુક્તિ મને મળનાર નથી.
પારકી પીને નથી રિન્દ થવાતું નાસેહ!
નામનો માત્ર તું મજબૂર છે લાચાર નથી.

આ જગતમાં છે હો! સહચર તે નકામું જીવન;
જેમાં દુઃખ દર્દ નથી રંજની ભરમાર નથી.
કાળ કંજૂસ ન થા ઝુલ્મની હદ છાડી જા;
આફતોથી તો હવે હું જરી ડરનાર નથી.

પગલું પ્રત્યેક ભરે જોઈ વિચારી આજે;
એના જેવો આ જગતમાં કોઇ હુશ્યાર નથી.
મારા દમથીજ છે આ વિશ્વની રૌનક "બિસ્મિલ"
તે છતાં હાય હું શું ભોમ ઉપર ભાર નથી?

"બિસ્મિલ" ધોરાજવી

# હઝરત ઈમામ હુસૈન બિન અલી (રદી.)

અનુ:-જનાબ ઇબ્રાહીમ જી. શેખ.

[ગતાંકથી ચાલુ]

"સદ્‌ગૃહસ્થો! મારી વાત સાંભળો ઉતાવળ ન કરશો. મને થોડીક નસીહતો કરવા દો. આ પ્રસગે સત્ય વસ્તુસ્થિતિ રજૂ કરવાની મને તક આપો. અહિં મારા આવવાનુ કારણુ મને કહેવા દો. મારૂ કથન જો સત્ય હોય અને તમને યોગ્ય લાગે તો મારી સાથે ન્યાયથી વર્તો કારણુ કે તમારૂં ન્યાયી વર્તન તમારા માટે સદ્‌ભાગ્યનુ કારણુ બનશે. અને તમે મારી દુશ્મનીથી દૂર રહેશો. પરતુ સત્ય હકીકત જાણ્યા પછી પણુ તમારો દુરાગ્રહ કાયમ રાખી મારી સાથે અન્યાય કરશો તો પણુ હુ દરેક પરિણામો માટે તૈયાર છું. મને સહેજ પણુ તક આપ્યા વિના મારી ઉપર એકાએક તૂટી પડી તેની મને સહેજ પણુ પરવા નથી. દરેક સજોગોમા મને પરવરદીગાર ઉપર સપૂર્ણું વિશ્વાસ છે. તે તેના નેક બંદાઓનો મદદ કર્તા છે"

આપની બહેને બૈતે જ્યારે આ શબ્દો સાભળ્યા ત્યારે તેઓ અસહ્ય ચિંતાથી અત્યત વ્યાકુળ બની ગયા. તબુઓમાથી વિલાપ અને કલ્પાતની ચીસો સભળાવા લાગી આપે પોતાના ભાઇ અબ્બાસ અને પુત્ર અલીને ત્યા મોકલ્યા કે જેની તેઓને ખામોશ કરે. આપે ફરી કહ્યું "હજી તેઓને આથી વધુ રડવાનું બાકી છે" પછી આપ એકાએક બોલી ઉઠયા "ખુદા ઇબ્ને અબ્બાસની ઉમ્ર દરાઝ કરે" આ વાકય એટલા માટે કહ્યુ કે મદીનામાં અબ્દુલ્લા ઇબ્ને અબ્બાસે સ્ત્રીઓને સાથે ન લઇ જવા માટે ઘણો આગ્રહ કર્યો હતો. પરતુ આપે એ વાત ઉપર લક્ષ આપ્યું ન હતું હવે તેમના હોહાકાર અને કલ્પાંતથી અબ્દુલ્લા બિન અબ્બાસની સૂચના તેમને યાદ આવી. ફરી આપે પોતાનુ વિવેચન ચાલુ રાખ્યુ.

"એ લોકો તમે મારૂં ખાનદાન યાદ કરો. વિચાર કરો કે હું કોણુ છું? પછી આત્મ નિરિક્ષણુથી તમારા અતરના અવાજને ન્યાય આપો, પુષ્કળ વિચાર કરશો કે શું તમારા માટે મારૂં કત્લ કરવું અને મારી સાથેનો પવિત્ર સબધ તોડવો યોગ્ય છે? શું હું તમારા નબીની (સ.) પુત્રીનો પુત્ર અને તેના પિતરાઇ ભાઇનો પુત્ર નથી? શું સૈયદુશ શોહદા હમઝાહ મારા પિતાના કાકા નથી? શું ઝુલ જેનાહૈન જાફર તૈયાર મારા કાકા નથી? શું તમે રસૂલુલ્લાહ (સ.)નુ આ પવિત્ર કથન નથી સાભળ્યુ કે તેઓ મને અને મારા ભાઇને સ્વર્ગમા કિશોરોના સરદાર તરીકે સબોધતા હતા? જો આ હકીકત સત્ય હોય —અને મને સપૂર્ણું વિશ્વાસ છે કે એ તદ્દન સત્ય છે કારણુ કે વલ્લાહ હું આજ સુધી કદી પણુ અસત્ય બોલ્યો નથી-તો તમને વિચારવું જોઇએ કે શું નગ્ન તલવારથી તમે મને આવકારશો? જો તમને મારા શબ્દો પર વિશ્વાસ ન હોય તો તમારામાં એવા લોકો હયાત છે જેઓ તમને સત્ય હકીકત જણાવી શકશે. જાબિર બિન અબ્દુલ્લાહ અન્સારીને પૂછો, અબૂ સઇદ ખુદરીથી એ બાબતની તપાસ કરો, સોહલ બિન સઅદ સાએદીને એ વિષે પૂછી જુઓ, ઝૈદ બિન અરકમ અને અનસ બિન મલિક પણુ ગવાહ તરીકે મોજૂદ છે. તેઓ તમને જવાબ આપશે કે તેઓએ મારા ભાઇ અને મારા વિષે રસૂલુલ્લાહ (સલ.)ને મઝકુર શબ્દો કહેતા સાભળ્યાં છે કે નહિ.! વલ્લાહ આજે આ

વિશાળ પૃથ્વી ઉપર મારા સિવાય કોઇ નબીની પુત્રીનો પુત્ર નથી. શું તમે એટલા માટે મને કત્લ કરવા માગો છો કે મેં કોઇનો પ્રાણ લીધો છે? શું મેં ખૂન વહાવ્યું કે કોઇની દૌલત લુંટી છે? મને કહો કે વસ્તુસ્થિતિ શું છે? છેવટ મારા કયા અપરાધની આ શિક્ષા છે?

### કૂફીઓનો પ્રતિ ઉત્તરઃ-

આપે વારંવાર પૂછયું પરંતુ કેઇએ જવાબ ન આપ્યો છેવટે આપે આગેવાન કૂફીઆને સંબોધી પૂછયું" ઓ શબ્સ બિન રાબેઇ, ઓ હિજાબ બિન બજ્જુર, ઓ કૈસ બિન અલ-અશઅત, ઓ યઝીદ બિન અલ-હરિસ શું તમોએ મને ન હોતું લખ્યું કે ફળો પાકી ગયાં છે, ઝમીન હરીયાળી બની છે, નહેરો ઉભરાઇ રહી છે. જો તમે આવશો તો અમારી ફૌજ તમારી સહાય માટે તૈયાર છે. આપ જલ્દી આવો."

આ શબ્દોથી તેઓએ પોતાની ખામોશી તોડી અને જવાબ આપ્યો, "અમે કદી પણ આપને એવું લખ્યું નથી."

આથી આપ બોલી ઉઠયા "સુબ્હાનલ્લાહ! આ કેવું અસત્ય છે. વલ્લાહ! તમોએજ મને લખ્યું હતું." આ પછી આપે ઉમતાપૂર્વક કહ્યું "ઓ લોકો હવે જ્યારે તમે મને પસંદ કરતાં નથી તો બેહતર છે કે મને છોડી દો. હું અહિંથી પાછો જવા તૈયાર છું."

આ સાંભળી કૈસ બિન અલ-અશઅતે જવાબ આપ્યો. "શું તમારા માટે એ યોગ્ય નથી કે તમે તમારા ચિચાઝાદ ભાઇઓને આશ્રય મેળવો? તમારી ઇચ્છા મુજબ તેઓ તમારી સાથે વર્તાવ કરશે. તેઓએ તમને કઇ પણ કષ્ટ આપ્યું નથી"

આપે જવાબમાં કહ્યું, "હું હવે તમને સારી રીતે ઓળખું છું. શું તમે એ ઇચ્છો છો કે બની હાશમ તમરાથી મુસ્લિમ બિન અકીલ ઉપરાંત બીજા એક વધુ ખૂનના બદલાની માંગણી કરે? નહિ! વલ્લાહ હું કદી પણ અપમાનિત રીતે તેમના આશ્રયે જવાનો નથી."

આટલું કહ્યા પછી આપે પોતાના ઊંટને બેસાડી દીધો, આ પ્રસંગે દુશ્મનોએ પોતાના લશ્કરને આગળ વધવા આજ્ઞા આપી।

### કૂફીઓને ઝહીરનું સંબોધનઃ-

ઝહીર બિન અલકૈન પોતાનો ઘોડો આગળ ધપાવી દુશ્મનોના લશ્કર સમક્ષ પહોંચ્યા અને મોટા સાદથી કહ્યું "ઓ કૂફીવાસીઓ! ખુદાના અઝાબથી ડરો. પોતાના ભાઇને બોધ આપવો એ દરેક મુસ્લિમની ફરજ છે. જુઓ અત્યાર સુધી આપણે બધા ભાઇઓ છીએ. આપણે એકજ ધર્મના અનુયાયીઓ અને એકજ નિતિના પાબંદ છીએ જ્યાં સુધી આપણી તલ્વારો મ્યાનથી નીકળી નથી ત્યાં સુધી તમે અમારી નસીહત અને શુભેચ્છાઓના દરેક રીતે હકદાર છો પરંતુ તલ્વારોની ચમક આપણા સંબંધોને તોડી નાખશે અને આપણે એક બીજાના દુશ્મન બનીશું. જુઓ ખુદા પોતાના નબીની ઔલાદ સંબંધી આપણી કસોટી કરે છે. હમે તમને એહલે બૈતની સહાય માટે આવકારીએ છીએ અને ઉબેદુલ્લાહ બિન ઝિયાદની દુશ્મની માટે વિનંતિ કરીએ છીએ. યાદ રાખશો કે આ હાકિમોથી તમે કદી પણ સુખી થવાના નથી. એ તમારી આંખો ફોડશે, તમારા હાથ-પગ કાપશે, તમારા ચહેરાઓને કદરૂપા કરશે, તમને ઝાડો ઉપર લટકાવી ફાંસી આપશે. સદ્ગૃહસ્થોને શોધી શોધી કત્લ કરશે. અરે એવું તો અત્યાર સુધી

તેઓ ઘણું કરી ચુકયા છે. હજી દિન્દ બિન અદી, હનિઇ બિન ઉર્બહ વગેરેના બનાવો એટલા પુરાણા નથી કે તમે ભૂલી જાઓ."

કૂફીઓએ આ પ્રવચન સાંભળી ઝહીર વિષે ગમે તેમ અપશબ્દો બોલી ઇબ્ને ઝિયાદની પ્રસંશા કરવા લાગ્યા ' તેઓએ ઉદ્દતાઇથી જવાબ આપ્યો. "વલ્લાહ હમે જ્યાં સુધી હુસૈન અને તેના સાથીઓને કત્લ કરીશુ નહિ અથવા અમારા અમીર સમક્ષ તેમને રજુ ન કરીએ ત્યાં સુધી અહિંથી અમે સહેજ પણ ડગવાના નથી."

તેમના આવા અહમભાવથી ઝહીરે ફરી પડકાર કર્યો "ફાતેમહનો પુત્ર, ઇબ્ને ઝિયાદથી વધુ તમારી સહાય અને સહકારનો હકદાર હોય તો કમ અઝ કમ ઔલાદે રસૂલ માટે એટલી તો લાગણી દર્શાવો કે તેમને કત્લ ન કરતાં, તેમને અને તેમના પિત્રાઇ ભાઇ યઝીદ બિન મુઆવીયહને પરસ્પર પોતાનો ફેસલો કરી લેવા દો હું સોગંદ પૂર્વક કહું છું કે યઝીદને પ્રસન્ન કરવા માટે હુસૈનને કત્લ કરવા એ તમારા માટે આવશ્યક નથી."

## હુર બિન યઝીદનો સહકાર:-

અદી બિન હુરમલાથી રિવાયત છે કે જ્યારે ઇબ્ને સઅદે પોતાની ફોજને ગતિમાન કરી ત્યારે હુર બિન યઝીદે કહ્યુ "ખુદા આપને સદ્બુદ્ધિ આપે. શું આપ એટલે રસૂલથી ખરેખર લડશો?"

ઇબ્ને સઅદે જવાબ આપ્યો "હાં વલ્લાહ લડીશું અને તે પણ એવી લડાઈ જેમાં માથાઓ ધડથી જુદા થશે અને ખૂનની સરિતાઓ વહેશે."

હુરે કહ્યું "શું જે ત્રણ શરતો રજુ કરવામાં આવી છે તેમાંથી એક પણ સ્વીકારવા યોગ્ય નથી?"

ઇબ્ને સઅદે કહ્યું "વલ્લાહ! એ વિષે જો મને અધીકાર હોત તો હું જરૂર તેનો સ્વીકાર કરતે પરંતુ અફસોસ છે કે તમારા હાકિમને એ માન્ય નથી."

આ સાંભળી હુર બિન યઝીદ પોતાની જગ્યાએ પાછો આવ્યો એની પાસેજ એના કબીલાનો બીજો માણસ કુર્રહ બિન કૈસ ઉભો હતો. હુરે તેને કહ્યું "શું તમારા ઘોડાને પાણી પાયુ?"

પાછળથી કુર્રહ કહેવા લાગ્યો કે હુરના આ સવાલથી હું તરતજ સમજી ગયો કે તેને લડવાની ઇચ્છા નથી અને કોઇ પણ બહાનાથી દૂર કરવા માંગતો હતો જેથી એની શંકાશીલ વર્તણુક વિષે હુ હાકિમ સમક્ષ તેની કંઇ પણ શિકાયત કરી શકું નહિ "મે ઘોડાને પાણી પાયું નથી અને હુ હમણાંજ જાઉં છુ." એમ કહી હું ત્યાંથી ખસી ગયો. આ પછી હુરે ધીમે ધીમે હુસૈન (રદી)ની ફોજ તરફ સરકવા માંડયુ

મુહાજીર બિન ઓસ નામના તેના કબીલાના એક માણસે કહ્યું "શું આ રીતે તમે દુશ્મન ઉપર હુમલો કરવા માંગો છો?" હુર તદ્દન શાંત રહ્યો, કંઇ પણ જવાબ ન મળવાથી મુહાજીરને વહેમ પડયો તેણે કહ્યું "તમારી ખામોશી શંકાજનક છે. કોઇ પણ બીજા સંગ્રામમાં મેં તમારી આવી હાલત જોઇ નથી. જો મને પૂછવામાં આવે કે કૂફીઓમાં સૌથી વધુ પરાક્રમી કોણ છે તો હું તમારૂંજ નામ આપું પરંતુ આ પ્રસંગે તમારૂં આવું વર્તન હું સમજી શકતો નથી."

બાકી

# શુદ્ધ અને સાદું ઉર્દૂ શી રીતે બોલશો ?

લેખક શશિકાન્ત ચીમનલાલ જરદોશ વકીલ

જેમ હાથી રાજદરબારે શોભે તેમ વ્યાકરણ પાઠ્ય પુસ્તકમાંજ શોભે આવી માન્યતા ધરાવનાર વર્ગ પરમાત્માની કૃપાથી મોટો છે, અને હું પણ તેમાંનો એક છું. કોઇ પણ ભાષામાં પોતાના વિચારો વ્યક્ત કરવા માટે, અને ખાસ કરીને બોલવા માટે વ્યાકરણની ગાઢ મૈત્રીની આવશ્યકતા નથી. તેમ છતાં વ્યાકરણની અવગણના કરવી પણ પાલવે એમ નથી. વ્યવહારૂ ઉપયોગમા જરૂરી એટલું વ્યાકરણ નવા અભ્યાસીઓએ શીખવું જ જોઇએ પરંતુ આ કડવી ગોળી શી રીતે ગળે ઉતારવી તે ગંભીર વિચારણા માંગી લે છે. ઘણાને અનુભવ હશે કે વ્યાકરણ તેના અસલ સ્વરૂપમાં જેટલુ શુષ્ક અને નિરસ છે તેટલો ભાગ્યેજ કોઇ બીજો વિષય હશે. એની શુષ્કતાને ભગાડનાર એકજ ચીજ છે-નેતર, અસંખ્ય વિભક્તિઓ અને ક્રિયાપદના વિધવિધ રૂપો યાદ કરવાની મહત્વાકાંક્ષા વીરલાઓનો જ હોય છે,

આ લેખનો મારો ઉદ્દેશ ઉર્દૂ વ્યાકરણ શીખવાનો નથી. માત્ર ઉર્દૂની કેટલીક સામાન્ય વ્યાકરણીય ભૂલો તરફ અભ્યાસીઓનું ધ્યાન ખેંચવાનો છે. જેથી બોલચાલમાં તે ભૂલો થતી અટકે અને તેટલે અંશે તેમની ભાષા શુદ્ધ બને. લેખમાંના કેટલાક નિયમો અનાયાસે હિંદી અને હિંદુસ્તાનીને પણ લાગુ પડે છે.

ઉર્દૂ વાતચીતમાં સૌથી વધુ સામાન્ય ભૂલો લિંગભેદ યાને જાતિભેદને લગતી છે. નવાસવા મહારાષ્ટ્રીય સજ્જન ગુજરાતની સ્કૂલમાં માસ્તર થઇને આવ્યા હોય ત્યારે શરૂઆતમાં છોકરાઓને પણ, તુ ગઇલી, આવેલી-એમ નારીજાતિમાં સંબોધે એવી ઘણી કિંવદન્તીઓ જાણીતી છે આ સાંભળીને આપણે હસીએ છીએ, પણ બરાબર આવીજ જાતિભેદની ભૂલો આપણે સધારણતઃ ઉર્દૂ બોલતી વખતે કરીએ છીએ.

આનુ એક કારણ છે કે ગુજરાતી ભાષામાં એ ભૂલો રૂઢ થઇ ગએલી છે. ખાસ ધ્યાન ન અપાય તો, અને બોલતી વખતે માત્ર ગુજરાતીનું તરજુમીઆ ઉર્દૂ કરવામાં આવે તો એ ભૂલો કાયમ રહેવાનો સંભવ છે અને માત્ર હિંદુઓથી જ થાય છે એમ નહીં પણ ઘણા મુસલમાન ભાઇઓ પણ પોતાના ઉર્દૂમાં તે ભૂલો કરે છે.

હવે નીચેના શબ્દોને એક પછી એક વિચારી જુઓ અને એ શબ્દોને જો તમે ઉર્દૂ વાક્યમાં વાપરવા માગતા હો તો તેને કઇ જાતિના ગણશો તે વિચારી જુઓઃ

સલામ આલમ મઝાર કોલેજ રાઝ કલમ ફિકર
સનમ સ્કૂલ ફિકર ફરઝ મઝાક ખ્વાબ મોસમ
કત્લેઆમ સફર ચર્ચા પ્રમિનદાન સાલ
આરઝ સબ્ઝ નોવેલ કમાલ
અસર ઇલ્મ મત્લબ લાલચ

કહેવાની જરૂર નથી કે ઉર્દૂમાં ઉપલા શબ્દો નર જાતિના-પુલ્લીંગી છે છતાં એમાંના લગભગ દરેકને આપણે ઉર્દૂમાં પણ નારીજાતિના હોય એમ વપરાતા સામાન્ય વ્યવહારમાં અનેક વાર જોઇશું કેમકે ગુજરાતીમાં આ શબ્દોને નારી જાતિના ગણવામાં આવે છે.

તેજ મુજબ હવે નીચેના શબ્દો એક પછી એક વિચારી જુઓ અને તેમની જાતિ નક્કી કરવા પ્રયત્ન કરો. પોશાક તપ તનખ્વાહ રીપોર્ટ ખોરાક પ્યાઝ ધૂપ પેશાબ આવાઝ જાન બાઝાર દવાત
શરાબ કસમ ગુસ્સ્ફ

સાંસ માર તાર
બારિખ ગભરાટ ફીમીઆ

આ શબ્દો ઉર્દૂમાં નારી જાતિના શબ્દો છે છતાં આપણે તેને નર જાતિના હોય એમ બોલીએ છીએ કેમકે ગુજરાતીમાં તે નર જાતિના તરીકે વાપરવામાં આવે છે

ઉર્દૂમાં નાન્યતર જાતિ ન હોવાને લીધે જ્યારે ગુજરાતીમાં વપરાતા કેટલાક નાન્યતર જાતિના શબ્દોને આપણે ઉર્દૂમા વાપરવા હોય ત્યારે તેને કયાં તો પુલ્લીંગી કે સ્ત્રિલીંગી બનાવવા જ પડે. જો થોડો અભ્યાસ અને મહાવરો હોય તો આ ધર્મસંકટમાંથી સ્હેલાઇથી ઉગરી જવાય છે. થોડાજ દાખલા નમૂના તરીકે બસ થશે. ગુજરાતીમાં "દર્દ" એ શબ્દની જાતિ આપણે નાન્યતર માનીએ છીએ પણ ઉર્દૂમા દર્દ એ પુલ્લીંગ શબ્દ છે ગુજરાતીમાં નાક, ધ મ, મૌત, બહિશ્ત એ શબ્દો આપણે નાન્યતર જાતિના માનીએ છીએ છતા ઉર્દૂમાં એ સર્વ સ્ત્રિલીંગી છે. આવા અનેક દાખલાઓ હશે અને અભ્યાસીઓએ તે નોંધતા રહેવુ જાઇએ ટીકાને અવકાશ ન રહે તે ખાતર એટલુ કબૂલ કરી દેવું જોઇએ કે ઉપલા દાખલાઓમાંથી કોઈ શબ્દ બાબત મતભેદ હોવાનો સભવ છે ખરો.

ઉર્દૂ બોલવામાં એક ખરેખર રીતે અક્ષમ્ય કહી શકાય એવી ભૂલ-મુઝે તુઝે શબ્દના ઉચ્ચાર વિષેની છે. નવજીવન પ્રેસે પ્રકાશિત કરેલી શ્રી હંસરાજ જૈન અને નગીનદાસ પારેખ લિખિત "હિંદુસ્તાની વ્યાકરણ પ્રવેશ" ની પુસ્તિકામાં આ બાબત તરફ ધ્યાન ખેંચવામાં આવ્યું છે. કેટલાક લોકો મુઝે તુઝે એ શબ્દોના ઝકારને "આઝાદ" શબ્દના ઝકારની માફક ઉચ્ચારે છે. આ માત્ર ખોટું જ નહીં પણ અત્યંત ક્લિષ્ટ અને કંટાળાજનક લાગે છે. મુઝે તુઝેના ઝકારનો ઉચ્ચાર જહ જેવો અથવા ઝાડ એ શબ્દના ઝકાર જેવો હોવો જોઇએ. પ્રસ્તુત પુસ્તિકામાં ઉપલી ભૂલો કરનારને મારેલી ટીકા અત્યંત કડક શબ્દોમાં હોવા છતાં તે વાજબીજ છે. એ પુસ્તિકામાં એમ જણાવવામાં આવ્યું છે કે જેમ કોઈ માણસ ગુજરાતીમાં "મોહન કાવ્ય દોહન લાવ" તેને બદલે ઉમળકાભેર "મોસન કાવ્ય દોસન લવ" એમ કહે ત્યારે તેને માટે આપણા પર જે છાપ પડે તેવી જ છાપ મુઝે અને તુઝે એ શબ્દો સંબંધીની ઉપરોકત ભૂલ કરનાર માટે પણ પડે છે. એવાંજ બીજાં ઉદાહરણો આપવાનું પ્રલોભન હું પણ રોકી શકતો નથી. જેમકે આજે ને બદલે આઝે, તાજમહલ ને બદલે તાઝ મહલ, જમે જમશેદ ને બદલે ઝમે ઝમશેદ, અને હો કહાં અને જહાં ને બદલે ઝાને હો કહાં ઝને ઝહાં, જવાહરલાલ જાપાન જાકર આયે ને બદલે ઝવાહરલાલ ઝાપાન ઝા કર આયે વગેરે વગેરે!

આ સંબંધી એક સુચન હું કરી દઉં તો તે અસ્થાને ગણાશે નહીં. મુઝે એ શબ્દને વારંવાર "મુજહે" એ રીતે દેવનાગરી અથવા ગુજરાતી લિપિમાં લખવામા આવે તો ઉપલી ઉચ્ચારની ભૂલ થવાનો સંભવ આપણે માટે ઘણો ઓછો થઇ જાય—પરંતુ તેમ ન થાય ત્યાં સુધી તો એ કર્ણકર્કશ અને ઘૃણાજનક ભૂલ ચાલુ જ રહેવાની.

ઘણાના મનમાં એમ છાપ હોય છે કે "જ" ને બદલે ઉર્દૂમાં બધે "ઝ" છે અથવા તો હોવો જોઇએ. અને તેથી ભાષામાં ઉર્દૂ શાહી ઝમક લાવવા માટે માય કાંગલા "જ" ને બદલે મરદાની અને રૂવાબદાર "ઝ" વાપરવામાં આવતો હોય એ બનવાજોગ છે.

. આવો જ બીજો ટુંકો રસ્તો "વ" બાબતમાં છે. જ્યાં કોઈ શબ્દમાં "વ" આવ્યો કે તેનું ઉર્દૂ બોલતી વખતે "બ" માં રૂપાંતર કરી નાંખવું એ કીમીઓ ઘણાએ હસ્તગત કરી દીધો હોય,છે. જેમકે વાતચીતનું બાતચીત –વરસને બદલે બરસ, વસંતને બદલે બસંત. કમનસીબે આ રસ્તામાં પણ ઠોકરો શરૂ થય છે. આ નિયમ એવા શબ્દોને જ લાગુ પડી શકે જે મૂળ હિંદી હોય જ્યાં આપણે તળ ફારસી–કે તળ–અરબીમાં શબ્દોને એ નિયમ લગાડવા જઇએ કે તરત ભાષાશાસ્ત્રી મોં બગાડશે. જેમકે વકીલને બદલે બકીલ ખોટું–વારસને બદલે બારસ ખોટું છે, કેમકે બંને અરબી શબ્દો છે

વીમાને બદલે બીમા ખરૂં તથા વસ્તીને બદલે બસ્તી ખરૂં પણ વાજબીને બદલે બાજબી ખોટું અને વિદાયને બદલે બિદાય ખોટું. વચનને બદલે બચન ખરું, વખતને બદલે બખત ખોટું, વતનને બદલે બતન ખોટું. વજનને બદલે બજન ખોટું તે જ મુજબ નીચેના શબ્દોમાં પણ વને બદલે બ કરી શકાય નહી. વફા, વઝીર, વાયદા, વાકિફ, વિલાયત વગેરે.

મુઝે ના જેવો એક બીજો સામાન્ય વપરાશને ઉર્દૂ શબ્દ "તૂ" છે–આપણે એના ઉચ્ચાર ઉર્દૂમાં પણ ગુજરાતીની માફક તુ–રસ્વઉ અને અનુસ્વાર સાથેનો કરવા પ્રેરાઇએ છીએ જ્યારે ખરી રીતે ઉર્દૂમાં એ "તૂ" અનુસ્વાર વિના અને દીર્ઘઉથી બોલાય છે.

ઉર્દૂમાં કેટલાક શબ્દોમાં આવતા "શ" નું રૂપાંતર "સ" માં કરવું જોઇએ –જેમકે શહના, શીખના, શોચના, દેશ, વગેરેના ઉર્દૂ રૂપાંતર નીચે મુજબ થાય છે–સહના, સીખના, સોચના, દેસ, વગેરે

હસન અને હુસૈન એ બંને વિશેષ નામો જોડણીએ ખરા હોવા છતાં તેમને હશન અને હુશૈન એમ ખોટી રીતે લખાતા આપણે જોઇએ છીએ

કેટલીક વાર હમારા તુમ્હારા એ શબ્દોના ઉચ્ચાર હમેશ તુમેશ જેવો સાંભળવામાં આવે છે– આ પણ એક પ્રાથમિક અને મોટી ભૂલ છે.

હમ ક્રિયાપદ એક વચનનું છે–બહુ વચન વખતે તેનું હય થઇ જાય છે. શિખાઉઓથી આ નિયમ અનેકવાર ઉલ્લંઘાતો જોવામાં આવે છે. તે પ્રમાણે ઇસ–એ તાજી અને નજીકની ચીજને માટેનું સર્વનામ છે, જ્યારે ઉસ–એ પ્રથમની અને દૂરની ચીજને માટેનું સર્વનામ છે. તે જ ભેદ બહુ વચનમાં ઇન્કો અને ઉન્કોને લાગુ પડે છે.

હવે કેટલીક શાબ્દિક ભુલો જોઇએ. મિજાજ એટલે ગુસ્સો નહી પણ તબીઅત. ખૂબ એટલે ઘણું નહીં પણ સારું, મામુલી એટલે નકામા જેવું અથવા સ્ટેજસાજ નહીં, પણ રિવાજ મુજબનું દેવ એટલે દેવતા નહીં પણ રાક્ષસ, ખૂન એટલે કતલ નહીં પણ લોહી, દારૂ એટલે શરાબ નહીં પણ દવા, નેશ એટલે ઉમરો નહીં પણ ઉસ્કેરવું. વગેરે.

કેટલાક મૂળે ફારસી શબ્દોમાં પ અને ફ તથા પ અને બ એમ બંને રીતના ઉપયોગ રૂઢ અને ખરા છે. જેમ કે પોલાદ અને ફોલાદ, બંને શબ્દો ખરા છે તેજ રીતે સફેદ અને સપેદ, તરા પાદશાહ અને બાદશાહ શબ્દોછે.

હવે આપણે એવા શબ્દો જોઇશું કે ઉર્દૂમાં વાપરતી વખતે જેના ઉચ્ચાર અને જોડણીમાં સામન્ય રીતે ભૂલ થાય છે. જેમ કે અનામત એ ખોટો શબ્દ છે તેને બદલે અમાનત હોવું જોઇએ. કાગળને બદલે કાગઝ,

દુવાને બદલે દુઆ. ખાણીને બદલે ખાકી, મલમને બદલે મરહમ, ગદકીને બદલે ગંદગી ઉજડને બદલે ઉજાડ. દીવાલને બદલે દીવાર. વકીલાતને બદલે વકાલત હોવા જોઇએ.

હમનાને બદલે હંસના અને બેલાશકને બદલે બેશક કે બિલાશક જોઇએ પડદાને બદલે પરદા અને મુડદાને બદલે મુરદા જોઇએ. અનાદીને બદલે અનાદી, લોહીલુહાણને બદલે લહૂલુહાન, જનાવરને બદલે જાનવર, ભૂખને બદલે ભૂક, અને સુકાને બદલે સૂખા હોવુ જોઇએ

ઉર્દૂ વાક્યોમા ઘણી વાર નકાર બતાવવાને માટે બે વાર ન વાપરવાને બદલે એક જ વાર વાપરી તેની ડબલ સર્વીસ લેવામા આવે છે- જેમ કે ઘરકા ન ઘાટકા એટલે ન તો ઘરનો અને ન ઘાટનો; ખાના ન પીનાએ ટલે ન તો ખાવુ અને ન તો પીવુ; આયે ન ગયે એટલે ન તો આવ્યા અને ન તો ગયા

ગુજરાતીમા આપ–એ શબ્દ બીજા પુરૂષમાં વપરાય છે જ્યારે ઉર્દૂમા બીજા તેમજ ત્રીજા એમ બને પુરૂષોમા એ વાપરી શકય છે. અને તેને લગતુ ક્રિયાપદ ત્રીજા પુરૂષનુ જ હોય છે જેમ કે "આપ આ ગયા" નહી પણ "આ ગયે" આપ તશરીફ લાવને બદલે આપ તશરીફ લાઐ એમ હોવું જોઇએ આપ આ જાઓ, ને બદલે આપ આ જાએં, હોવુ–જોઇએ.

ઉર્દૂમાં ચાદી સિવાયની તમામ ધાતુઓ સાધરણ રીતે પુલ્લીગ ગણીને બોલવામા આવે છે. પૃથ્વી સિવાય તમામ ગ્રહ અને તારાઓ પણ પુલ્લીગી ગણીને બોલવામા આવે છે

ઉર્દૂના નીચેના પ્રયોગો પણ ધ્યાનમાં રાખવાની જરૂર છે. કિતાબ પડની નહી પણ કિતાબ પઢના, ચાઇ પીની ને બદલે ચાઇ પીના, બૈગત દેની ને બદલે બૈનત દેના, મેહનત કરની ને બદલે મેહનત કરના, નોકરી કરની ને બદલે નોકરી કરના, કલેજા ફટ જાતા થા ને બદલે કલેજા ફટા જાતા થા. શાએરીકો બલન્દી પર પહોછાઈ ને બદલે પહેચાયા, ખુબીઓં કો ભુલા નહીં જા સકતા, એમ બોલવું જોઇએ.

ઉર્દૂમા ચાંદ (મેડલ) ને બદલે તમગા ખરો શબ્દ છે. મગાભાઇને બદલે હકીકીભાઇ, ગારામારીને બદલે હાથાપાઈ ફોઇને બદલે ફુપી, લીબુ ને બદલે નીબૂ થાકેલા પાકેલાને બદલે થકેમાન્દે શબ્દ વપરાય છે.

"જુદા" એ શબ્દ અવ્યય જેવો ભલે દેખાતો હશે પણ ઉર્દૂમાં એ અવ્યય તરીકે વપરાતો નથી.–જુદી એ શબ્દ પણ વપરાશમાં છે–જેમકે જુદી હો ગઇ સબ તદબીરેં.

પરતુ "જુદા" એ શબ્દ શુધ્ધ અવ્યય છે. અને એના જુદી કે જુદું એવું રૂપ ઉર્દૂમાં હોઈ શકતા નથી મેરી અપની માસે જુદી હુઇ–એ ખોટું છે–જુદા હુઈ એમ કહેવુ જોઇએ.

ગુજરાતીમાં આપણે ખુશામત શબ્દ વાપરીએ છીએ તેમાં "ત" ખોટો છે એને બદલે ખુશામદ કહેવું જોઇએ.

ફુરસદ અને રૂખસદ એ શબ્દોમાંના દ ખોટા છે એને બદલે ફુરસત્ અને રૂખસત્ કહેવુ જોઇએ.

સરખામણી કરતી વખતે જેવા અને જેવી ને માટે ઉર્દૂમાં જેસા અને જેસી બોલીએ છીએ. ઘણી વાર જેસા ને બદલે કાસા અને જેસીને બદલે કીસી બોલાય છે ગુલાબ કાસા, એટલે ગુલાબ જેસા; હીરે કીસી, એટલે હીરે જેસી.

• ફારસીના અને અરબીના કેટલાક નિયમો એટલા સાદા અને સહેલા છે કે યાદ રહી જ જાય અને તે યાદ રાખવાથી સારી મદદ ઉર્દૂમા થાય છે જેમકે નરજાતિના શબ્દનુ નારી કરવુ હોય તો એક અરબી નિયમ એવો છે કે તે શબ્દને છેડે "હ" લગાડવો દાખલા તરીકે સાહબનુ નારી જાતી સાહેબહ મલેકનું મલેકહ, વાલિદનુ વાલિદહ વગેરે

ઉર્દૂમા ઘણી વાર ચાર અક્ષરના કાના માત્ર વગરના અને 'અ' થી શરૂ થતા શબ્દો જોશો તે અરબીમા સરખામણીની ઉત્કૃષ્ટ કક્ષા બતાવે છે જેમકે અશરફ એટલે સૌથી વધારે શરીફ, અનવર એટલે સૌથી વધારે તેજસ્વી અહમદ એટલે સૌથી વધારે સ્તુત્ય, અજમલ એટલે સૌથી વધારે સુદર અસલમ એટલે સૌથી વધારે શાંત અકબર એટલે સૌથી વધારે મહાન, અફઝલ એટલે સૌથી વધારે ઉમદા વગેરે

એક વચનનુ બહુ વચન કરવાના પણ કેટલાક સાદા અરબી નિયમો અનુસાર જાણીતા શબ્દોના દાખલાઓ નીચે આપ્યા છે, એ ઉર્દૂમા ઘણા જ પ્રચલિત છે અને યાદ રાખવાથી ઉર્દૂ બોલતી વખતે આપણા મનમા તે બાબતની ભૂલ થવાનો જે દહદહો કે ખટકો રહે તે દૂર થઇ જશે

તારીખનુ બહુ વચન તવારીખ એવાજ કેટલાક વ્યાકરણમાના એક વચન બહુ વચનના જોડકા આપ્યા છે

ખબર–અખબાર    જવહર–જવાહર,
અખિર–અવાખિર    લકબ–ઇલ્કાબ,
કાફિર–કુફ્ફાર,    હમીન–અહમાન,
હર્ફ–હુરૂફ,    આલિમ–ઉલમા,
હદ–હુદૂદ    હાલ–એહવાલ
અફઝલ–અફઝાલ    હક–હુકૂક
વલી–ઓલીયા    સુલતાન–સલાતીન
રઇયત–રિઆયા    અમીર–ઉમરા,
હકીકત–હકાયક    સૈયદ–સાદાત
ગરીબ–ગુરબા,    ફાયદા–ફવાયદ
આદત–આદાત    વિલાયત વિલાયા
યોમ–અઇયામ

કહેવાની જરૂર નથી કે આ લેખમા આપેલા દાખલાઓ સિવાય પણ બીજા અસખ્ય દાખલાઓ તથા ઘણા નિયમો અભ્યાસીઓને જડશે ઉપલા દાખલાઓ અને જેમ સુઝતા ગયા છે તેમ મે લખ્યા છે એમાં કઇ ક્રમબદ્ધતા કે નિયમ અનુસરવામા આવ્યો નથી

આ લેખ વાચ્યાથી તેમા જણાવેલી થોડીક ભૂલો થતી પણ અટકશે, અથવા એમાના કેટલાક નિયમો પણ ધ્યાનમા રહેશે તો એ લખવાની મ્હેનત સાર્થક સફળ થએલી હુ માનીશ

[ગુજરાત મિત્ર' માથી]

દુવાને બદલે દુઆ, ખાખીને બદલે ખાકી, મલમને બદલે મરહમ, ગંદકીને બદલે ગંદગી ઉજાડને બદલે ઉજાડ, દીવાલને બદલે દીવાર, વકીલાતને બદલે વકાલત હોવા જોઇએ.

હસનાને બદલે હંસના અને બેલાશકને બદલે બેશક કે બિલાશક જોઇએ પડદાને બદલે પરદા અને મુડદાને બદલે મુરદા જોઇએ. અનાડીને બદલે અનાદી, લોહીલુહાણને બદલે લહુલુહાન, જનાવરને બદલે જાનવર, ભૂખને બદલે ભૂક, અને સૂકાને બદલે સૂખા હોવુ જોઇએ

ઉર્દૂ વાક્યોમા ઘણી વાર નકાર બતાવવાને માટે બે વાર ન વાપરવાને બદલે એક જ વાર વાપરી તેની ડબલ સર્વીસ લેવામા આવે છે- જેમ કે ઘરકા ન ઘાટકા એટલે ન તો ઘરનો અને ન ઘાટનો, ખાના ન પીના એટલે ન તો ખાવુ અને ન તો પીવુ; આયે ન ગયે એટલે ન તો આવ્યા અને ન તો ગયા

ગુજરાતીમા આપ-એ શબ્દ બીજા પુરુષમાં વપરાય છે જ્યારે ઉર્દૂમા બીજા તેમજ ત્રીજા એમ બને પુરુષોમા એ વાપરી શકાય છે. અને તેને લગતુ ક્રિયાપદ ત્રીજા પુરુષનુ જ હોય છે જેમ કે "આપ આ ગયા" નહી પણ "આ ગયે" આપ તશરીફ લાવને બદલે આપ તશરીફ લાએ એમ હોવું જોઇએ. આપ આ જાઓ, ને બદલે આપ આ જાએં, હોવુ-જોઇએ.

ઉર્દૂમાં ચાંદી સિવાયની તમામ ધાતુઓ સાધરણ રીતે પુલ્લીંગ ગણીને બોલવામા આવે છે. પૃથ્વી સિવાય તમામ ગ્રહ અને તારાઓ પણ પુલ્લીંગી ગણીને બોલવામાં આવે છે.

ઉર્દૂના નીચેના પ્રયોગો પણ ધ્યાનમાં રાખવાની જરૂર છે. કિતાબ પડની નહી પણ કિતાબ પઢના, ચાય પીની ને બદલે ચાય પીના, ખેરાત દેની ને બદલે ખેરાત દેના, મેહનત કરની ને બદલે મેહનત કરના, નૌકરી કરની ને બદલે નૌકરી કરના, કલેજા ફટ જાતા થા ને બદલે કલેજા ફટા જાતા થા. શાએરીકો બલન્દી પર પહોંચાઈ ને બદલે પહોચાયા. ખૂબીઓં કો જાના નહીં જા સકતા, એમ બોલવું જોઇએ.

ઉર્દૂમાં ચાંદ (મેડલ) ને બદલે તમગા ખરો શબ્દ છે. ખગાબાજને બદલે હકીકીબાજ. મારામારીને બદલે હાથાપાઈ ફોઇને બદલે ફુપી, લીંબુ ને બદલે નીબૂ થાકેલા પાકેલાને બદલે થકેમાન્દે શબ્દ વપરાય છે.

"ઉલ્ટા" એ શબ્દ અવ્યય જેવો ભલે દેખાતો હશે પણ ઉર્દૂમાં એ અવ્યય તરીકે વપરાતો નથી.-ઉલ્ટી એ શબ્દ પણ વપરાશમાં છે-જેમકે ઉલ્ટી હો ગઇ સબ તદબીરેં.

પરતુ "જૂદા" એ શબ્દ શુધ્ધ અવ્યય છે. અને એના જુદી કે જુદ એવું રૂપ ઉર્દૂમાં હોઈ શકતા નથી બેટી અપની માસે જુદી હુઇ-એ ખોટું છે-જુદા હુઈ એમ કહેવુ જોઇએ.

ગુજરાતીમાં આપણે ખુશામત શબ્દ વાપરીએ છીએ તેમા "ત" ખોટો છે એને બદલે ખુશામદ કહેવું જોઇએ

ફુરસદ અને રૂખસદ એ શબ્દોમાંના દ ખોટા છે એને બદલે ફુરસત્ અને રૂખસત્ કહેવુ જોઇએ.

સરખામણી કરતી વખતે જેવા અને જેવી ને માટે ઉર્દૂમાં જેસા અને જેસી બોલીએ છીએ. ઘણી વાર જેસા ને બદલે કાસા અને જેસીને બદલે કીસી બોલાય છે ગુલાબ કાસા, એટલે ગુલાબ જૈસા: હીરે કીસી, એટલે હીરે જૈસી.

દરેક કવિતા માટે લાગણી હોય છે. પરંતુ ગાલિબે પોતાની એ લાગણીઓનું બલીદાન આપ્યું, એણે પોતાને અણગમતી પોતાની ઓલાદને પોતાને હાથેજ હતી ન હતી કરી નાખવા જેટલી વિરતા દાખવી. ગાલિબે મૂકેલી એ સરણી કવિઓ માટે કેટલી ઉચ્ચતમ છે?

જુઓ ગાલિબની આ કુલ પ્રસિધ્ધ કાવ્ય પુઞ્જ, કસાયદ (પ્રશસ્તિ કાવ્યો) મનકબત' કત્આ (મોકતકો) વિગેરે જેની સખ્યા પણ જુજ છે. કઢી નાખો તો એ મહાન કવિની આપણને માત્ર ૨૩૨ ગઝલો મળે છે, એ બસો બત્રીસ ગઝલો દ્વારા આપણને ગાલિબ ફક્ત ૧૪૬૭ શેઅર (કડીઓ) આપે છે. જે સરાસરી રીતે જોતા એક ગઝલમા ૬૩/૪ શેઅર આવે. જ્યારે એની કેટલીક ગઝલો તો માત્ર બેજ શેઅરમાં લખાયલી છે. કદાચ કાવ્ય સાહિત્યના વિવેચકો એને ગઝલ ન પણ કહે, મત્લાઅ (ઉઘ્યા) અને મકતાઅ (અસ્તા) વિના એને ગઝલ ન મનાય તે પણ ઉચિત છે છતાં ગાલિબે ગઝલ પુરી કરવા માટે કે પુરી કહેવાય તેટલા મ ટે નકામી ભરતી કરી નથી એના દીવાનમાં આવા અનેક ઉદાહરણો મળી આવે છે.

જ્યારે કેટલીક ગઝલો ચૌદ શેઅર જેટલી હદે પણ પહોંચે છે પરંતુ એમાંય એણે પ્રાસ –પૂનરોકિત દોષ જવલ્લેજ વહોર્યો છે. અર્થાત એકજ કાફિયાને ફરી ફરીને લાવવાની લાલચ તેણે કરી નથી એકજ કાફિયા ઉપર તેણે એકજ બેહ્ર (મેળ)માં જુદા જુદા ભાવો પ્રદર્શિત કરતા શએરો જરૂર કહયાં હશે, પરંતુ એમાંથી ચૂટી લઈ ઉત્તમ શેઅરને સ્થાન આપી, બાકીનું જતું કરવા જેટલી ઉદારતા ગાલિબે દાખવેલી જણાઈ આવે છે.

કાફિયા આગળ-પ્રાસમાં અસખત ગાલિબે નાવિન્યતું લાલિત્ય સિંચ્યું છે. શેઅરમાં ધણા-ફતો વિભકિતક આયેજનો અને ઇસતેલાઓ, નવા શબ્દોની રચનામાં એમણે કસર રાખી નથી. વિચારોમાંએ પોતાના પૂર્વિય અને સમકાલીનોથી અહુજ આગળ વધી ગયા છે. ગાલિબની પુઞ્જમાં એની ઉપરોકત સામગ્રી કીમતી છે. ઓછામાં ઓછા શબ્દોમાં વધારેમાં વધારે ભાવ વહેણુ એ ગાલિબની હરોટી છે.

ગાલિબ એ ગઝલની પ્રચલિત બેહ્રોમાંજ ઘણા ભાગે લખ્યું છે. એટલે છંદાયોજનને ચીલે ગાલિબે પોતાનું ગાડું જ્યાં ત્યાં હાંકયું નથી. એણે પોતાની વેલ ચાલુ ચીલે ચલાવી છે. પરંતુ એની ચાલ–ગતિની અંતિમ સિમાએ પહોંચેલી દેખાઈ આવે છે. ગાલિબના ચર્ણોની છટા અને એની અર્ણ ધૂલી બીજાઓ કરતાં જુદીજ તરી આવે છે એટલે ગઝલ સરિતાના કિનારાઓ અને ભુમિકા વચ્ચે અને ઉપર વહેતો ગાલિબનો પ્રવાહ નિરાલો, જોમવંતો, અને અદ્વિતિય દેખાય છે.

કાફિયા બાબત ગાલિબે ખૂબજ ચિવટથી કામ લીધેલું છે. એણે હલકા કે ઉતરતા પ્રકારના કાફિયાઓ કામમાં લીધાં નથી. તેમજ રદીફ 'તૂકાંત-પ્રાસ' બાબત પણ તેણે તેટલીજ કાળજી દાખવેલી છે. ઘણાં ભાગે તે તૂકાંત પ્રાસ તરીકે ક્રિયાપદ, ક્રિયાવિશેષણ, કે ક્રિયા-દર્શક પ્રયોગજ કરે છે. જવલ્લેજ એણે જુજ ગઝલોમાંજ તૂકાંત નામ કે સર્વનામનો ઉપયોગ કરેલો દેખાય છે. ઉપલા કારણોથીજ ગાલિબના તૂકાંત પ્રાસો 'રદિફો' સુરેખ અને છટાવદાર દેખાય છે.

કાફિયા અને રદીફ બાબત એમ ગાલિબે ખૂબજ ચોકસાઇ જાળવી છે. જ્યારે ઉર્દૂના નામાંકિત ગઝલકારો અને ઉસ્તાદો એ મળી આવતા વધારેમા વધારે કાફિયાઓ ઉપયોગ્યાં છે, ત્યારે ગાલિબ માત્ર ચૂંટી કાઢેલા કાફિયાઓજ બાંધી અટકી ગએલા દેખાઇ આવે છે. ગાલિબની ગઝલો ટુંકી અને ઓછી હોવાનું એક કારણ એ પણ છેજ અને એ કારણના લીધે પણ ગાલિબની ઓછી પુંજી મહામૂલી બની રહી છે.

ગાલિબની ૨૩૨ ગઝલો પૈકી માત્ર ૩૫ ગઝલોને આપણી રીતે જોઇએ તો અંતિમ લઘુ આવે તેવી રીતે લખાયલી છે બાકીની ૧૯૭ ગઝલોમા અંતે ગુરૂનો ઉપયોગ થએલો છે. અલબત્ત તેમાં બે લઘુ સાથે આવતાં અને સંયુક્તપણે ઉચ્ચારાતાં–ફારસી ઉર્દૂની સરણીએ ગુરૂ ગણાય છે તેવાનો સમાવેશ થઇ જાય છે.

અંતે ગુરૂ આવતાં કે ઉચ્ચારાતાં ભાવામાં જે છંદ આવી જાય છે તેનાથી કાવ્ય રસનો પરિચીત છેજ.

આજે જ્યારે ગુજરાતમાં ઉચ્ચ અભ્યાસ અને સંશોધનનું કાર્ય અમલી બન્યું છે ત્યારે અતિ ભવ્ય એવા ગાલિબના પણ પંડોરાં અભ્યાસ માંગી લે છે. એની માટી ચૂના અને ઘાટ ડીઝાઇનમાંથી ગુજરાતનેજ નહિં જગતના કાવ્ય સાહિત્યને ઘણું ઘણુએ મળી શકે તેમ છે ગાલિબની પુંજી ઉર્દૂમાં તો ખૂબજ તપાસાઇ અને અંકાઇ છે, પરંતુ ગુજરાતમાં એની તુલના લિધી થઇ નથી. જો થોડાક અભ્યાસીઓ આ બાજુ નજર કરે તો એ થોડી પુંજીમાંથી ગુજરાતને ઘણુંજ એવું મળી શકે તેમ છે.



પુ. ૯ : અંક ૧ : સપ્ટે. ૧૯૪૭



## 'કારવાંની કુચ'

સફળતાને પંથે કદમ માંડતું, શુભેચ્છકના સહકારે આગે જતું.
એ લેખકને, વાંચકને સન્માનતું, નવા આવનારને સત્કારતું.
નવી આશા-લઇને વિચારો નવા,
વધે કારવાં છે વધે કારવાં.

થયા અષ્ઠ વર્ષો છે એ પંથ પર, ને સાહિત્ય મેદાન કરીને એ અસર,
વધે છે સવારી બહુમાન ભર, છતાં લેશ ગર્વિત થાતો મગર
શુભેચ્છક ને મિત્રો લઈ સાથમાં,
વધે કારવાં છે વધે કારવાં.

નતન વર્ષ એનું શરૂ થાય છે, મુરાદ' આજ દિલ મારૂં હરખાય છે,
કવિ-ઉર્મિઓ દિલમાં ઉભરાય છે, અનેક ભાવો દિલમાંહી સર્જાય છે.
ઇલાહી! કરૂં પ્રગતિની દુવા
ફળે, ફૂલે વિકસે વધે 'કારવાં.'

મુરાદ કુત્યાણવી

# અનુક્રમણિકા





[ આધણુ પાનું ૬ ]

તરીકે પ્રગટ થયો છે. જનાબ ખેરાની સિદ્દીક, પલેની, 'રહીમ' પુનાવાલાના લેખો એ ખાસ આકર્ષક છે. કી. ચાર આના. પ્રસિદ્ધિસ્થાન પાકિસ્તાન પબ્લીશિંગ હાઉસ, સાઉથ નેપીઅર રોડ, કરાચી (પાકિસ્તાન)

'બે ઘડી મોજ' જનાબ 'શયદા' સા૦, એ ઇદુલ ફિત્ર પ્રસંગે ઇદ અંક રાબેતા મુજબ બહાર પાડયો છે. અંક ઉઘાડતાંજ 'કાલની દુઆ આજે ફળી' કાવ્ય હૃદયને ખેંચી લ્યે છે જ. શેખ, 'સાબિર' (વટવા), ડૉ. મે. સૈયદ, 'બેકાર', 'નસીમ' એચ લાલાણી અહમદભાઇ પટેલના પ્રસંગોચીત લેખો અને જાણીતા કવિ બંધુઓના કાવ્યોથી અંક સભર બન્યો છે કી રૂ ૧) ૧૨-૧૪ બેંક હાઉસ લેન, કોટ, મુંબઇથી તે પ્રાપ્ત થઇ શકે છે

'મોજ મજાહ' સિનેમા આલમના આ સાપ્તાહિકે તા ૧૫-૮-૪૭નો અંક મુક્તિ અંક તરીકે પ્રગટ કર્યો છે. કી. આના ૪. આઝાદી દીન અંગેના અને સિને જગતને લગતા લેખોથી તેમાં સજાવટ થઇ છે. 'રૂપાળી ભરવાડણ'ના લેખને આ અંકમાં સ્થાન નહીંજ અપાયું હોત તો વધારે સારૂં હતુ. મુક્તિ અને આઝાદીના શુભ પ્રસંગે કોમ કૌમ વચ્ચે વૈમનસ્ય ઉપસ્થિત થાય યા તિરસ્કાર વૃત્તિ કેળવાય એવા લેખોને સ્થાન તો મળવુંજ નહીં જોઇએ એવાસ રાજવીઓ દરેક કૌમમાં મળી આવે છે તો પછી લેખકે.એ પારકી કૌમમાથી પાયો શા માટે શોધવા જોઇએ ? લેખકો હવે આવું ધ્યાન રાખે તો સારૂં પ્રાપ્તિસ્થાન: 'મોજ મજાહ' કાર્યાલય. ખટાઉ વાડી, ગિરગામ મુંબઇ ૪.

Printed by:-Maganlal Mangaldas Patel, at 'Gangotri' Printing Press Kanpith, Khand Bazar, SURAT.
Published by:-Azum Ahmed Esmail 'Vahshi' for Vahshi Sahitya Karyalaya.

# ફોરવાં



## મૂર્તિનું ખંડન બાકી છે!

ભ્રમરોનું ગુંજન બાકી છે, કળિઓનું રંજન બાકી છે.
ખાખા દાંતોએ ઘસ્વાનું, હા! પ્રેમનું મંજન બાકી છે!
રોમાન્સથી શાને ભડકો છો? જ્યાં પ્રેમનું પીંજણ ચાલુ છે,
શી રીત થશે ઝખમી સાજા? ત્યાં આંખમાં અંજન બાકી છે!
શું વિક્રમ, હાતમ, કર્ણ જતાં, આ ધરતી વાંઝણી થઇ જાશે?
બ્લેક માર્કેટમાં હોલસેલ ઘણાએ પરદુઃખ ભંજન બાકી છે!
ભાષા ઉપર ભાષા ભાષી, બસ છોને બધે બધ ભસ્તા ફરે;
ભાષાનું કચુંબર છોને થયું, જો સ્વરને વ્યંજન બાકી છે!
નિજ દેહ તણી.મુક્તિ માટે, હરદ્વાર બનારસ જઈ આવો;
પણ ફેશનની મુક્તિ માટે, પારિસને લંડન બાકી છે!
હોળી પ્રગટાવા દેશ મહીં નવ અન્ય સ્થળે દ્રષ્ટિ નાખો;
સદ્ભાગ્યે. ભારતવર્ષ મહીં એવાં તો ઈંધન બાકી છે!
તે મૂછ નથી, તે તાલ નથી, ને મર્દ સમી તે ચાલ નથી;
શિર પર પટિયાં ઘડીઆળ સમું કાંડ પર કંગન બાકી છે!
દુન્યાને ઘોળી પી જાઓ, નહિતો દુન્યા ઘોળી પીશે;
શત્રુનાં વંદન ખૂબ ઝીલ્યાં, મિત્રોનાં મૂંડન બાકી છે!
'એકાર' તું વાહવાથી રાચે, ને દિલ તારૂં મનમાં નાચે;
તુજ દિલ કેરા અભિમાન તણી મૂર્તિનું ખંડન બાકી છે!

'એકાર'

# આવાઝકી દુન્યા

સંભળાવનાર : 'એકાર'

### દોનો તરફ હય આગ બરાબર લગી હુઈ!

પહેલાં ચોરો અને પ્રેમીઓ મધ્યરાત્રીના શુભ ચોઘડીએ પોતાના કામનો આરંભ કરતા હતા પણ હવે આઝાદ સરકારની સ્થાપના. તા. ૧૪મી ઓગસ્ટે મધરાત્રીએ બાર પર એક મિનિટે થઇ! કેમ કરે. શુભ ચોઘડીઉં જોવુંજ પડે ને! જ્યોતિષિએ એ શુભ ઘડી ઠેરવી હતી એટલે મધરાત્રીએ આઝાદીની સ્થાપના થઇ! રોશનીની દીપમાળા શહેરે શહેર અને ગામે ગામમાં એવી થઇ કે બિચારાં ઘુવડ અને વનવાગળાંને સતાઇ જવું પડ્યુ! ઠીક છે લોકોએ ત્રણ દિવસનો તમાશો ઉજવી લીધો. રાષ્ટ્ર ધ્વજ ફરકાવ્યા, જમણવાર થયા, શાળાઓમાં મિઠાઇઓ અને નિશાળના બિસ્લા વહેંચાયા, આતશબાજી છુટી અને ઘેલા લોકોએ સારી રીતે ઉત્સવ માણ્યો, પણ એ ત્રણ દિવસના તમાશા પછી ચોથાજ દિવસે લોકોને રેશનની ફિકર પડી!

આપણી હાલની સરકારે અનાજનો પ્રશ્ન તો જાણે અભરાઇ ઉપરજ મૂક્યો છે. ચોતરફ છાપા બસડા પાડે છે કે બે ત્રણ અઠવાડિયામાં અનાજ ખલાસ થશે. પણ પ્રધાનો તો જાણે એમજ ઠંડા કલેજે સમજી રહ્યા છે કે "ભલે લોકો આઝાદીની હવા ખાઇને પેટ ભરી લે!" આમ આઝાદીનાં મંડાણ થયાં ને તેમ પુનઃ ગુંડાગીરીના મંડાણ થયાં! લાલ લુગડાને જોઇને. આબ્ઝર્વર, બાર્ક એન્ડ, સ્ટીમ, ડમીએનરો, રિપોર્ટ જોઇને પંજાબના ગુંડાઓ ભડક્યાં. પૂર્વ પંજાબ અને પશ્ચિમ પંજાબમાં કત્લેઆમ ચાલુ થઇ! ચંગેઝખાં અને હલાકુખાંને ભૂલાવે એવી, તૈમુર અને નાદીરશાહને પાછા હઠે એવી કત્લેઆમ ચાલી! હિંદુ, હિંદુ હોવા માટે ગુનેહગાર, શીખ, શીખ હોવા માટે મારવાને લાયક, અને મુસલમાન, મુસલમાન હોવા માટે ધરતી પર જીવવાનો અધિકારી નહિ; એવુંજ ઠર્યું. જ્યાં જેને જે ફાવ્યું તે કર્યું. અને માનવતાને નામે પૂળો મૂક્યો! લાખો માનવીઓ કોમવાદના શિકાર બન્યાં, લાખો આશ્રીતોથી છાવણીઓ અને હજારો ઘાયલોથી હોસ્પીટાલો ભરાઇ ગઇ! પંજાબની પાંચે નદીઓ શોણિતથી ઉભરાઇ, અને મત્સને સ્થાને માનવીનાં મૂડદાં ખેંચાવા લાગ્યાં!

'દોનોં તરફ હય આગ બરાબર લગી હુઈ' જેવું થયું છે. પાકિસ્તાનવાળા હિંદુસ્તાનવાળા પર દોષનો ટોપલો ઢાલવે છે; તો હિંદુસ્તાનવાળા પાકિસ્તાનવાળાને દોષિત ગણે છે. આમ લીડરો અને છાપાંવાળા તો પોતપોતાના પક્ષની બડાઇ હાંકતાજ રહ્યા છે અને મરનારો બને પક્ષની આમ જનતાનો છે. માણસ, પ્રથમ માણસ છે અને પછી ધર્મ; તો ધર્મના નામે આ કાપાકાપી શા માટે? લાખો અને કરોડોની માલ મિલકતો બળાઇ અને લુટાઈ છે આથી હિંદ અને પાકિસ્તાન બંનેને આખરે શોષવું પડશે! કોમી ઝનૂનને કારણે માનવો માનવતા વિસરી છેક ઝનૂની, ક્રૂર પ્રાણી સમા બની ગયા છે. ભલા એક માણસ લાહોરમાં ખૂન કરે તો તે ખૂનીનો બદલો કલકત્તામાં તેજ કોમના બીજા નિર્દોષ માણસને મારીને લેવો એ ક્યાંનો ન્યાય! હિંદુસ્તાન અને પાકીસ્તાન આવી આઝાદી પર ભલે મલકાતાં હોય પણ એ ખુદઇ અઝાબ રૂપે અવતરી હોય એમ લાગે છે! અલમસ્ત રસ્તે જતાં કોઇ પણ માણસને મારી નાખતા જેટલી આઝાદી આવી છે! વિમાન, મશીનગન, બોંમ્બ, ટોમીગન, બ્રેનગન જેવાં લશ્કરી હથિયારો, પ્રજાજનો પાસે ક્યાંથી આવ્યાં? શું પોતપોતાનો કકડો ખરો કરવા પ્રજાને તો કોઇએ છુપાં હથિયારો આપ્યા નથી? અગ્રેજો એકદમ ડાહીમાના

દીકરા બનીને હિંદ છોડીને ચાલ્યા ગયા તેનું કારણ હવે કંઇક સમજાય છે કે "એમણે બળતું ઘર ભાડે આપ્યું છે." અને ભાડુતો તેને હોલવવા માટે પાણીને બદલે પેટ્રોલનો પ્રયોગ કરી રહ્યા છે। બાકી ખુદા કે ભગવાનને ગજવામાં રાખીને ફરનારને ખુદા કે ભગવાન સદ્‌બુદ્ધિ તો ક્યાંથી અર્પી શકે ?

●

## હિંદનું પત્રકારિત્વ !

હિંદનું પત્રકારિત્વ પણ જગતમાં કોઇ અનોખુંજ સ્થાન ધરાવે છે? એડીટરની પાસે લગભગ ભાડુતીજ કલમ હોય છે। બકકલમાં ઉત્તરે આવી દલીલથી એ લગભગ કોરજ હોય છે। ફક્ત સામાવાળાને હલકો પાડીને પોતાની બઢાઇ હાંકવી એમાં એ પોતાની બડાઈ માને છે। એ કલમના ઘોડાને બે કાબુ બનાવી મન ફાવે તેમ દોડાવતો રહે છે। સારૂં શું ને નઠારૂં તેનો વિવેક રાખતો નથી। કોઈ વેળા કલમથી એવું કીચડ ઉછાળે છે કે સારા કે નઠારા ગમે તેને ખરડી નાખે છે। હિંદમાં શયતાન જો કોઇથી હારતા હોય તો તે ફક્ત એડીટરોથીજ। જો એની કલમ કોઇની પાછળ લાગી જાય છે તો તેની સાત પેઢી ખોદી નાખે છે, અને જો કોઈની તારીફ કરવા પર અડી જાય છે તો તેને સાતમા આસમાને ચઢાવી દે છે।

જો ફક્ત વેપાર માટેજ પત્ર ચલાવવાનું હોય તો કંઇ વાંધો નહિ; પણ સમાજ સેવા, દેશસેવા, કોમ સેવાના નામે ગમે તેવો શબ્દ વિહાર કરે તે કેમ ચાલે. જેમ ઢાલને બે બાજુ હોય છે તેમ આપણા જર્નાલિસ્ટોની કલમને પણ બે બાજુ હોય છે, વ્હાઇટમેલીંગ અને બ્લેકમેઇલીંગ સામાન્ય રીતે છિદ્રો શોધી કાઢી પૈસા પડાવવામાં ઉત્તર હિંદના પત્રકારો ધ્યાનમાં આવે ખરા। અને વહેપારીઓને બનાવી જાહેરાત મેળવવા માટે ૨૦૦ ને બદલે ૨૦૦૦ કોપિની જાહેરાત કરવી કે ૫૦૦ ને બદલે ૫૦૦૦નો આંકડો બતાવવો એ તો એમનો ડાબા હાથનો ખેલ છે। મોટી મોટી સરકારી જાહેરાતો મેળવવા માટે નાના અમલદારો સાથે 'સાહેબ સલામ'નો વ્યવહાર રાખી, મોટા અમલદારોની ખુશામદ કરી, કેટલાકોને ફ્રી પેપરો મોકલાવી અને હાથ નીચેના માણસોને કમીશન આપીને પણ સરકારી જા. ખ. લેવાય છે।

એક તો અમલદારો અને મોટા માણસો સાથે ઓળખાણ થતાં નાના માણસોને ડરાવી શકાય છે। બીજું કોટાના કાગળો અનેક ગણા નફાથી બ્લેક માર્કેટમાં વેચી શકાય છે। નાટક સિનેમાના પાસ મફત મળે છે અને ઉપલા વર્ગમાં બેસી રોફથી સિનેમા જોવાય છે। પ્રેસકોન્ફરન્સના નામે કે બીજા નામે પ્રસિદ્ધિ મેળવવાની ઝંખના કરનારાઓ તરફથી વારંવાર ટી પાર્ટિઓ પણ મળતી રહે છે। આ રીતે જુદી જુદી પાર્ટિઓમાં પેટ ભરતાં છાપાવાળા ધારે તો ઘેર ખાવા જવાની જરૂરજ ન પડે। જો પેપર બરાબર વેચાતું ન હોય તો હિંદુ મુસ્લિમ એકતામાં દિવાસળી ચાંપે એવા લેખો, અને ભડકતાં હેડીંગો પ્રગટ કરી કરાવીને એ પેપરની ખપત વધારી પોતાનું પેટ સ્હેલાઈથી ભરી શકે છે! આજ કાલ વાંચકો પણ એવી કક્ષાના થઇ ગયા છે કે પર કોમને ગાળો ભાંડવાથી જ પોતાની કોમનાં પેપરો પર વારી વારી જાય છે! આવા સમયમાં જે કુશળતા પૂર્વક સામા પક્ષને ગાળો દઇ શકે તે પત્રકાર વધુ ફાવી જાય છે। ઠરેલ અને શાંત ચિત્તે કામ કરનાર પત્રકારોને નમાલા ગણવામાં આવે છે।

ખૂનરેજી, આગ, કે લૂટફાટના બનાવો, કુસ્સા કે દંગો ફસાદ સાંભળીને ખુશ થનારા પત્રકારોને આજે ઘી કેળાં છે. કબ્રસ્તાન કે મશાણમાં બેસીને પણ જાફ્ત ઉડાવવા જેવી આ મનોદશા ધિક્કારને પાત્ર ગણાય; પણ નગાર ખાનામાં પીપુડીનો અવાજ કોણ સાંભળે? આવા પેપરો આજે સમાજ કે દેશને માટે પ્લેગ કે કોલેરાની ગરજ સારી રહ્યાં છે અને અત્યારે તો સદ્‌બુદ્ધિ અર્પવાનું ગજું ભગવાનનું પણ નથી. અને હોય તોય એ ભગવાનનુંય સાંભળે એવા નથી! પ્રાર્થના કરો કે કંઇ વાંચકો ઠરેલ મેજાંના થાય, અને એમની સમજ શક્તિનું સ્ટાન્ડર્ડ સુધરે તો આપો આપ એવાં અળસીયાનું અવસાન થાય! બાકી આજે તો પ્લેગના ઉંદરની પેઠે જ્યાં ને ત્યાં નવાં નવા પેપરો નીકળતાંજ જાય છે, અને સદ્‌ભાગ્ય સમજવું કે દુર્ભાગ્ય એ તો સૌ સૌની સમજની વાત છે. બાકી અક્કલની પાછળ લઠ્ઠ લઇને ફરે એવા આસામીઓ પણ આજે એડીટર બની શકે છે!

## દીનકાભી ભલા ઓર દુનિયાંકાભી ભલા!

તે તવાયફ કે જે નાચ મુજરો પણ કરે અને ગાવાની મેહફિલમાંજ રાતના બાર વાગે તોહજજુદની નમાઝ પણ પઢે! તે પાકો નમાઝી કે જે ઇશાની નમાઝ પણ પઢે અને ૧૦ના શોમાં સિનેમા જોવાનું પણ ન ચૂકે! તે ઇમામ સાહેબ કે જે મિમ્બર ઉપર કવ્વાલીની વિરૂદ્ધ વાએઝ કરે અને બદ્‌રમામ કોઇની બરાતમાં જાય તો રંડીનો નાચ જોવાનું પણ ન ચૂકે! તે મુજાવર કે જે કબર પર સંદલ ઘસે અને ઓરસ પણ શ્રધ્ધાળુઓએ ચઢાવેલા નવા ગિલાફને પણ કાળાં બજારમાં વેચે! તે 'મુસ્લિમ પેપરવાળા કે જે બ્હાઇહોસ્ક' બ્રાન્ડી કે બ્હીસકીની એક પેજની જાહેર ખબર' છાપી મુસલમાનોને શરાબ પીવાની આડકતરી દાવત પણ દે અને બીજા જ પાને કુરઆનની આયતો છાપી ખુદાના અહકામો રજુ કરે! તે પીર કે જે મુરીદોને વિર્દો-વઝાઈફ પણ બતાવે અને કુવ્વતે બહાની ગોળીઓ તથા જાદુઇ તીલા પણ વેચે!

તે મોલ્વી કે જે ગામે ગામ તબ્લીગ કરે અને સાથે સાથે કિતાબો, સુરમો અને અત્તરે પણ વેચે! તે નેકબખ્ત બીબી કે જે પહેલી તારીખે થાકેલા હારેલા ધણીનું માથું દબાવી તેને ઉંઘાડી દે, અને પછી ધીરેથી આસ્તે કદમ બાસ્ને, તેનું ગજવું પણ ફંફોસે! તે શેઠીયા કે જે મોકો આવતાં કાળું બજાર પણ કરે અને લોકોને બતાવવા હજ પઢવા પણ જાય! તે શ્રધ્ધાળુ કે જેના ગજવામાં પૈસા હોય છતાં વગર ટિકિટે અર્જમેર શરીફ ખ્વાજાની દરગાહ પર ફાતેહાખ્વાની માટે હાજર થાય! કોઇ મસ્જીદના ટ્રસ્ટી પોતાના તરફથી મસ્જીદમાં ૧૦૦ રૂા-ની શીત્રંજીઓ ભેટ આપે અને મસ્જીદની કોઇ મિલ્કત ખાનગી રીતે વેચી મારીને છોકરાની બિસ્મિલ્લાહ પણ પઢાવે!

તે સુરી ફેશનના વહેપારી કે જે લાંબી દાઢી રાખતા હોય, તસ્બીહ પણ ચોવીસે કલાક ફેરવતા હોય અને વ્યાજે પૈસા પણ ધીરતા હોય! તે જુવાન કે જે પ્રેમમાં સફળ થવા માટે ચિલ્લા કશી કરે તાવીજ ધાગા

અનુસંધાન ટાઇટલ ૩ જું

---

**નોંધી રાખોઃ—**

હવેથી પત્ર વ્યવહાર નીચેના સરનામે કરવોઃ—

'એકાર'

રાંદેર (જી. સુરત.)

# ઓલ ઈન્ડીયા કલમ ખડીયા કોન્ફરન્સ.

મુન્શી ઇસ્માઇલ એ. પટેલ (રાંદેર)

કેમ સાહેબ! દુન્યામાં મહા મોટું પરિવર્તન થનાર છે. તે સાંભળ્યું કે નહિ? ઉપર પ્રમાણેના શબ્દો મારા વંશપરંપરાના હજામે મને છેલ્લા આઠવાડિયેજ સંભળાવ્યા છે તેણે આગળ ચાલતાં વધુમાં ઉમેર્યું કે સાહેબ! આપણા હિંદુસ્તાનના એક ખુણામાં કલમાબાદ કરીને એક નાનું રાજ્ય આવેલું છે. જ્યાંના રાજા સાહેબનું નામ મહારાજા ઇન્ડીપેન સાહેબ બહાદુર છે. તેમના ટાઇટલો અ-બ-ક-ડ-ઇ-ફ-જ-ચ થી લઇ ઝ સુધીના છે. જેની અત્યાર સુધી કોઇનેજ ખબર નથી જો આપને મારા કહેવા પર શ્રદ્ધા ન હોય તો આપ પોતે એની ચોકસાઇ કરી શકો છો. ને મને બીજી વધુ માહીતી આપી શકો છો.- પણ જો આપથી એટલુંય બની શકે એમ ન હોય તો પછી મારી વાત સાચી માનેજ આપને છુટકો છે. ખેર! તમે માનો કે ન માનો તેની સાથે મારે જરાએ લેવાદેવા નથી. મે એ વિષે જેટલી માહિતી મેળવી છે તે મારે આપને કહેવીજ જોઇએ. એ આધારે હું કહું છું કે એ રાજ્યમાં પાંચ પક્ષના લોકો વસે છે. પ્રથમ પક્ષના લોકો પોતાને ઇન્ડીપેનના રૂડા નામથી ઓળખાવે છે. એમનો વંશ શાહી કુટુંબ સાથે સંબંધ ધરાવે છે. એ સાંભળી મેં તરતજ તેને પ્રશ્ન પૂછયો કે એ પક્ષ બન્યો કેવી રીતે? અને તેણે રાજ્ય સત્તા કેવી રીતે હાથ કરી? મારા આ પ્રશ્નો સાંભળી તે આનંદમાં ને આનંદમાં મારી જિજ્ઞાસા સતોષવા ખાતર બોલ્યો કે એ રસિક હેવાલ પણ હું આપને કહેવાનો હતો. એ વિષે મને જેટલી માહિતી મળી છે તે એ કે હાલ રાજ્યની લગામ એ પક્ષના હાથમાં છે અને સારી રીતે એ પોતાનું રાજ્ય કર્યે જાય છે. કારણ એ પક્ષ વખતના વહેણુ સાથે પોતાનું વર્તન બદલ્યે જાય છે. અને પાની દિશા પારખી તે તરફજ ચાલવું ઉચિત ધારે છે. તેમ હાલી સાહેબની પેલી શેર સાંભળી નથી કે "ચલો તુમ ઉધરકો હવા હો જીધરકી" એ શેર એમના માટેજ લખાયો હોય એમ મને તો લાગે છે. એ નવી રોશનીમાં માનનારો પક્ષ છે. એટલેજ સત્તારૂઢ થયો છે. હા તો બીજા પક્ષનું નામ પેન્સીલ છે. એ પક્ષ ધાર્મિક છે. બીજા બધા પક્ષો કરતાં એનું દ્રષ્ટિબિંદુ જુદુજ છે. એ પક્ષ સાદું સીધું અને પવિત્ર જીવન ગાળે છે. અને અન્યોને આશ્રય જીવન ગાળવાને મહાપાપ માને છે. એ પીર સિક્કાખાંને પોતાના પીર તરીકે માને છે અને તેમના પડતા બોલ પર જાન કુરબાન કરવા હર પળે તૈયાર રહે છે. એમ એ પક્ષ રૂઢીચુસ્ત હોઇ પોતાની સ્થિતિ બદલવા માટે જરાએ પ્રયત્ન કરતો નથી. ત્રીજા પક્ષનું નામ કલમખડિયા પક્ષ છે. કહેવાય છે કે એ પક્ષના લોકો પૃથ્વી પર પ્રથમ અવતર્યા હતા. એટલેજ એ નાનકડા રાજ્યનું નામ કલમાબાદ પડ્યુ છે. એ લોકોની જો કે વધુમતિ છે. પણ નિર્ધન હોવાને લીધે એમને કોઇજ લેખામાં લેતુ નથી. "ગરીબકી જોરૂ સબકી ભાભી" જેવો એમનો ત્યાં ઘાટ છે. ખરૂં તો એ છે કે એ પક્ષ પોતાની પોઝીશન ભૂલી બેઠો છે. ત્યાંનો ચોથો પક્ષ પોતાને હેલ્ડર પક્ષ કહેવડાવે છે. એ ગુંડાઓનો પક્ષ છે જે યુદ્ધ કાળે ઘણીજ બહાદુરી બતાવે છે. અને મોકે કમોકે વેચાતી વહોરી લે છે, એટલે કે ટંટા-ફિસાદ કરવામાં એઓ એકકા છે. એને લઇ બીજા બધા પક્ષો એમનાથી કંઇક બીતા રહે છે. અને નઠારાને છેડી ખૂણે બેસવું એ કથનાનુસાર એમની સાથે જરાએ સંબંધ રાખતા નથી પાંચમો અને છેલ્લો પક્ષ પોતાને

પેન કહેવડાવે છે. અત્યારે એ રાજ્યમાં એની કંઈજ ગણના નથી. એ ફક્ત વિદ્યાર્થીઓના વપરાશ માટેજ પોતાને ગણે છે જો કે વિદ્યાર્થીઓ આખો આખો દહાડો સ્લેટ પર એને ઘસડયાંજ કરે છે તોએ એ પક્ષ રીઢો થઇ ગયો હોવાને લીધે ઊફ પણ કરતો નથી. અને પોતાનું કાર્ય મૂગે મોઢે કર્યે જાય છે. કારણ એ પક્ષ એટલુ તો સમજેજ છે કે જો આપણે જરાએ ઊં કે ચાં કરીશું તો તો વિદ્યાર્થીઓ આપણા ટુકડા કરી નાખશે. આ છે તે રાજની ટુંક માહિતી.

હું તરતજ ત્યાંથી ઘર તરફ આવતો હતો. કે એક સાપ્તાહિક પત્રના તંત્રી સાહેબ સાથે મારો ભેટો થયો. તેમણે મે સઘળી હકીકતથી વાકેફ કર્યો. તેમણે તરતજ મને કહ્યું કે હમણાંજ અમારા પત્રના ખાસ ખબરપત્રી મિસ્ટર ધનચક્કર બરાબર છ મહિને પત્રની ઓફિસમાં આવ્યા અને એક ખાસ બાતમી આપી ગયા છે કે હુ પગરસ્તે ચાલીને આપને આમદની ખબર આપવા આવ્યો છું. કે હિન્દુસ્તાનના એક ખુણામાં કલમાબાદ કરીને એક નાનું રાજ્ય છે તેમાં એક પક્ષ કાયમ થયો છે. જેણે પોતાનુ નામ "ઓલ ઇન્ડીયા કલમખડિયા કોન્ફરન્સ" રાખ્યું છે. જેનુ પ્રથમ અધિવેશન તા. ૧૫ સને શૂન્યમાં થશે જેની સંપૂર્ણ માહિતી હુ આપને હવે પછી મોકલતો રહીશ. હુ એ સાભળી ઘણોજ ખુશ થયો. કે આવી મહત્વની ખબરો જો અમારા સાપ્તાહિકમાં પ્રગટ થતી રહેશે. તો જરૂર અમારી ઉન્નતિ થશે કેમકે અમે એવી ખાસ ખબરોના વારંવાર વધારા કાઢતા રહીશું કે જેથી જનતાને સમાચાર મેળવવામાં અગવડ પડે નહિ. તંત્રી સાહેબનું ઉપર પ્રમાણેનું કહેવું સાંભળી મે પોતે બધાથી પહેલાં એ વિષેની સંપૂર્ણ માહિતી મેળવી લેવા માટે એ રાજ્યનો ઇતિહાસ મંગાવવા ઓર્ડર આપી દીધો છે. તે આવેથી હું આપને પત્રદ્વારા જરૂર બધી માહિતી આપીશ. જો આપ પણ મારા જેમ ધીરજ ખોઇ બેઠા હો તો નીચેના સરનામેથી એ ઇતિહાસ મંગાવી લેશો. જેના એક નંગની કિંમત ફક્ત રૂપિયા પાંચ છે.

સરનામું નોંધી રાખશો.

મુકામઃ—કલમાબાદ  
પોસ્ટઃ—નીબ  
તાલુકેઃ—કોઇ નહિ.  
જિલ્લેઃ—કોઇ નહિ  
વાયાઃ—ખડિયાપુર થઇને

(સુચિત)

## સાભાર—સ્વીકાર

'શાહીન' પાકિસ્તાન અંક. તંત્રીઃ જ. યુસુફ અ. ગની માંડવિયા તરફથી ઇકબાલી આદર્શોના પ્રતિનિધિ તરીકેના માસિકનો પ્રથમ અંક મળ્યો છે શાહીનઃ શું અને શા માટે! માં તંત્રીએ માસિકના ધ્યેય વિષે સ્પષ્ટીકરણ કર્યું છે. જ. શયદા, મુનાદી કલીમ-વાકિફી, કાઝી અખ્તર સાહેબોનો કમની સહકાર તે મેળવી શક્યું છે. ભપકો અતિશય ઉર્દૂમય બની ગઇ છે તે પ્રતિ નમ્રપણે લક્ષ દોરવાનું મન થઇ આવે છે. ગુજરાતના મુસ્લિમ સાહિત્યમાં તે અનેખો પ્રભાવ પાડે અને ફૂલે-ફાલે છૂટક નકલ આઠ આના લવાઝમ દેશમાં રૂ. ૫. પરદેશમાં શી. ૧૦; પ્રાપ્તિસ્થાન ઇકબાલ પ્રિન્ટરી. કુતિયાણા (કાઠિયાવાડ)

'પાકિસ્તાની આલમ' પાકિસ્તાનના પાટનગર કરાચીથી પ્રગટ થતા સાપ્તાહિકનો પ્રથમ વર્ષનો બારમો અંક આઝાદી-ઇદ-અંક

[ અનુસંધાન ટાઇટલ ૨ જુ ]




મૌલાના : અહમદ અશરફ રાંદેરી

**સવાલઃ**–એક જણે પોતાની સ્ત્રીને તલાક આપી તે સ્ત્રીએ મહેર માફ કરી દીધી તેના બે ત્રણ ગવાહ છે. ત્યારે ધણીએ સ્ત્રીને ઇદ્દત માફ કરી આપી તેણીને કોઇ ખવડાવનાર નથી ઇદ્દત પૂરી થયા વિના બીજા સાથે નિકાહ કરી શકે છે કે નહિ ?

**જવાબઃ**–પૂછેલી હાલતમાં ધણીને ઇદ્દત માફ કરવાનો હક નથી, તેમનું કહેવું નકામું છે તેણીએ ઇદ્દત પૂરી થયા વિના બીજા સાથે નિકાહ કરવા દુરસ્ત નથી જો તેના કોઇ સગાં-સ્નેહી ખવડાવનાર ન હોય તો ગામના બધા મુસલમાનોએ મળી તેની મદદ કરવી જોઇએ નહિ તો બધા ગુનેગાર થશે. (શામી–દુર્રે મુખ્તાર)

**સવાલઃ**–એક માણસ એક જગા પર બેઠો હોય અને તેના માથા ઉપર છત હોય ઉપરથી ચીચી પડી તેના માથા ઉપર અને પછી કપડાં ઉપર આવી ભાંગી ગઇ તો શું મજકુરને ગુસલ કરવું પડશે? તેમજ લુગડાં બદલવાં પડશે ?

**જવાબઃ**–હલાલ પતંગીની બીટ (ચીચી) પાક છે તેને ધોવું વાજિબ નથી. હરામ પતંગીની ચીચી નાપાક છે, બદન અથવા કપડાંને જે ભાગને લાગે તેના ચોથાઇથી ઓછી હોય તો માફ છે પણ નમાઝ મકરૂહ થાય છે એટલે ધોવું બેહતર છે અને ચોથાઇથી વધારે હોય તો ધોવું વાજિબ છે. ધોયા વગર નમાઝ સહીહ થશે નહીં.

**સવાલઃ**–પહેલું જુના વખતનું એક કબ્રસ્તાન છે ઘણો ટાઇમ થયો હાલમાં તેની કોઇ પણ જાતની નીશાની નથી. એક બાજુ ઉપર પાકી કબર છે અને એ પાકી કબર ચારે બાજુએથી ચણી લીધું છે હવે બાકી તેની આસપાસની જગ્યાને લોક કબર કહે છે આજ સુધી જેને લોક કબર કહે છે તે જગ્યા ઉપર નાપાકી ઘણી થતી હતી હવે એક માણસે લાકડાં તેમજ કોલસા માટે ભાડે રાખી છે તો તેણે ચારે બાજુએ પાકી કબરને બહાર મૂકી પાટીયાં જડી લીધાં હવે પબ્લીકના માણસો અમુક ના કહે છે કે કબ્રસ્તાન છે તો નાપાકી કરતા ઉપર એટલે તે જગ્યાએ લાકડાં કોલસા મૂકી વાપરી શકાય કે કેમ ?

**જવાબઃ**–કબ્રસ્તનની જમીન વકફ હોય છે. માટે ભાડે આપવી ન જોઇએ. મજકુર કબ્રસ્તાનની જમીન ખુલ્લી હોય તો તેનો ઈહાતો તાર અથવા દિવાલ અથવા વાડથી કરી લેવો જોઇએ કે નાપાકીથી બચે.

**સવાલઃ**–મર્દ ઔરતથી કેટલી મુદત માટે ગેરહાઝર રહી શકે ?

**જવાબઃ**–મર્દ પોતાની ઔરતથી ચાર મહિના સુધી દૂર રહી શકે છે! હઝરત ઉમર (રદી)થી રીવાયત છે કે એક વખત હઝરત ઉમર (રદી.) એક મકાનથી ગુઝર્યાં તો તે ઘરમાંથી ઔરતનો રડવાનો અવાઝ આવ્યો. પૂછવાથી માલૂમ પડ્યું કે તેનો ધણી લડાઇમાં ગયો છે તેને યાદ કરી રડે છે. પછી હઝરત ઉમર (રદી.) એ ઔરતને પૂછ્યું કે ઔરત કેટલી મુદત વગર ધણીએ રહી શકે છે. તો જવાબ આપ્યો કે ચાર મહિના. ત્યારથી હઝરત ઉમર (રદી.) એ હુકમ આપી દીધો. કે કોઇ માણસ ચાર મહિનાથી વધારે ગેરહાઝર ન રહે. હાં ઔરત પોતાની રાઝી ખુશીથી એથી વધારે મુદતની-રજા આપે તો ગેરહાઝર રહેવું જાઇઝ છે. એવા સંજોગમાં ઔરતના ધણીને ચાર મહિનાથી

વધારે છુટ આપે.

**સવાલઃ**-દલાઈલુલ ખૈરાત અને હિઝબુલ બહર પઢવા માટે કંઇ ખેર ખૈરાત કે ઝકાત સદકો આપવો પડે છે અને એ વગર પઢી શકાય કે કેમ?

**જવાબઃ**-દલાઈલુલ ખૈરાત, હિઝબુલબહર, હિઝબુલઆઝમ એ ત્રણે વઝીફા પઢવા માટે ઘણી સરસ અને લાભકારક છે. એમ પણ સવાબ માટે પઢી શકાય છે પરંતુ કોઇ સાહેબે નિસ્બત અને ઇજાઝત વાળા બુઝુર્ગ, સારા આલિમની ઈજાઝત હાસિલ કરી કાયદાસર પઢવામાં આવે તો વધુ બેહતર અને લાભકારક થાય છે. એની ઝકાત કાઢવાની ઘણી રીતો છે હ૦ શાહ વલીયુલ્લાહ (રહે.) દેહલવીએ હિઝબુલ બહરની શરેહ લખી છે તેમાં સર્વે મૌજૂદ છે. સહેલી અને સરળ રીત હ૦ હાજી ઇમદાદુલ્લાહ (રહે)ની આ મુજબ છે કે માહે સફરની તા૦ ૬-૭-૮ ત્રણ દિવસ રોઝહ અદતએ અન્તેકાફ કરે અને મગરેબ, ઇશા બાદ એકવાર પઢે. તા૦૮મી સફરના એઅતેકાફ શુરૂએ આફતાબથી ખતમ થશે. મગરેબ બાદ અમૂક ગરીબ મિસકીનોને સાથે લઇ ખાવાનું ખવડાવે. ફરી દરરોજ મગરેબની નમાઝ બાદ એક વાર પઢયા કરે. એજ અફઝલ છે. અરફા કોઇ એક ટાઇમ નક્કી કરી રોજ પઢયા કરે. નાજાઇઝ કામ માટે એનો અમલ કરે નહીં. કારણ કે ફાયદાના બદલે નુકસાન થશે. એની રીતમાં સમજ ન પડે તો કોઈ સારા આલિમથી પૂછી વાકેફ થાવ. દલાઇલુલ ખૈરાત અને હિઝબુલ આઝમ પઢવા માટે કંઇ ઝકાત કાઢવાની નથી તેમાં હફતાની સાત હિઝબો જુદી જુદી છે. કોઇની ઇજાઝત લઇ દરરોજ એક હિઝબ પઢયા કરે. ઘણી બરકતો વાળી કિતાબો છે એમાં ઘણી ઉમદાહ આઓ અને દરૂદો છે.

# જુનો સંબંધ.

હિન્દુસ્તાન અને અરબસ્તાન વચ્ચેનો
પ્રાચીન સંબંધ કેવા પ્રકારનો હતો.
તેમાંથી અરબો હિન્દમાં કેમ આવ્યા?
તેઓએ સત્તા શા માટે જમાવી નહિ
તે દર્શાવનાર એક ઇતિહાસિક લેખ.

સંપાદકઃ—'તાજ'

**જુનો સંબંધ** :—અરબસ્તાન અને હિંદુસ્તાનનો સંબંધ ઘણો જુનો છે. જ્યાં સુધી વાર્તાઓ અને કોઇના વણુનોનો સબંધ છે ત્યાં સુધી કસસુલ અબિયાની કેટલીક કિતાબોમાં લખ્યું છે કે જ્યારે હઝરત આદમને જન્નતથી કાઢી મૂકવામાં આવ્યા તો તેઓ લંકા એટલે હિંદુસ્તાનના દક્ષિણ કિનારે આવેલા ટાપુમાં પહેલા આવ્યા. અને હઝરત હવ્વા અરબસ્તાનમાં. એ બનેની મુલાકાત જિદ્દાહમાં થઇ. 'સુબ્હતુલ મુરજાન'માં અલ્લામા ગુલામઅલી આઝાદે આવી જાતની કેટલીયે રિવાયતો એકઠી કરી છે. એજ કિતાબમાં એ પણ લખ્યું છે કે જ્યારે હઝરત આદમ જન્નતથી નીકળ્યા તો હજરે અસ્વદ પોતાની સાથે લાવ્યા હતા. આજે એજ પત્થર કા'બામાં મોજુદ છે. તથા જેને અરબી અને ફારસીમાં બહિસ્ત' (જન્નત-બાગ)નું એક ઝાડ ગણાય છે. તેજ પ્રમાણે હિન્દુસ્તાનની કેટલીયે ભાષાઓમાં બહિસ્તના નામ છે. (કામુસ, તાજુલ ઉરૂસ) એ ઉપરાંત હઝરત મુહમ્મદ (સલ.)ની એક હદીસ બતાવવામાં આવી છે કે જેમાં તેઓ ફરમાવે છે કે "મને હિન્દુસ્તાનથી ઠંડી હવા આવે છે." જો કે સામાન્ય રીતે મુસલમાનો એને એક બશારત અને આગાહી સમજે છે. પરંતુ એના ઉપરથી આપણે એટલું તારી શકીએ છીએ કે એ યુગના અરબ લેકો હિન્દુસ્તાનથી અંજાણ્યુ ન હતા.

એ રિવાયતોના સંબંધ ઉપરાંત અરબસ્તાન અને હિન્દુસ્તાનના વેપાર અને શિક્ષણના સંબધો પણ ઘણા જુના છે. શરૂઆતથીજ હિન્દુસ્તાનના અને યુરોપ વચ્ચે અરબ વેપારીઓ સામાન લાવવા અને લઇ જવાનું કામ કરતા હતા. અને તેમનાજ મારફતે હિન્દુસ્તાના હુન્નર અને વિદ્યા યુરેપ સુધી પહોંચ્યા છે. જેમ કે યુરોપમાં કેટલીક સખ્યાને અરેબીક ન્યુ મરલ્સ (Arabic Numerals) અથવા 'રકુમુલ અરેબીયા' કહે છે. તે ખરેખર હિન્દુસ્તાનમાં શરૂ થયા. અરબીમાં કેટલાયે સમય લગી તેને "અલર કૌમુલ હિંદીયા" કહેતા હતા આઠમી સદી સુધી અરબી સખ્યાઓ માટે અબજદના શબ્દોનો ઉપયોગ થતો હતો. પરંતુ ઉપરોકત સંખ્યાઓ વધુ સગવડ ભરેલી હોવાથી સ્વીકારી લેવામાં આવી. અરબીમાં તો એ સંખ્યાઓમાં કેટલાક ફેરફારો થયા. પરંતુ યુરોપમાં એ સંખ્યાઓ અરબોની મારફતે પહોંચી ત્યાં એ પોતાના અસલી સ્વરૂપમાંજ રહી રોમન સંખ્યા જે ત્યાં અસ્તીત્વમાં હતી તે બંધ થઈ ગઇ.

એ ઉપરાંત ખલીફા હારૂન અલ રશીદ



અને બીજા ખલીફાઓના જમાનામાં હિન્દુસ્તાનના કેટલાયે પુસ્તકોના અનુવાદો અરબી ભાષામાં થયા. ઇબ્ને નદીમે પોતાના એક સૂચિપત્રમાં પંદર હિન્દુ લેખકોના નામો લખ્યા છે, જેમના કેટલાયે પુસ્તકોનો અનુવાદ અરબીમાં થયો છે. એમાંનું એક પુસ્તક 'ઝેર અને તેની અસર' એ વિષેનું હતું જે હાલ પણ બર્લિન લાઇબ્રેરીમાં મૌજૂદ છે. અરબોએ હિન્દુસ્તાનના જે પુસ્તકોનો અનુવાદ કર્યો છે, તે લગભગ બૌધ્ધ ધર્મના પુસ્તકો હતા. જેમ કે 'બુધ્ધ'. કેટલાક પુસ્તકો જ્યોતિષ શાસ્ત્ર અને વૈદક શાસ્ત્ર વિષેના હતા જેમકે 'સિધ હિન્દ' (સધાનતા) 'શુશરદ' (શુશરત) અને 'સર્ક' (ચર્ક). વાર્તાઓના કેટલાયે પુસ્તકો જેવાં કે 'કલીલો દમનહ' (પંચતંત્ર) અને 'સિંધબાદ.' કેટલાક પુસ્તકો રીત રિવાજ વિષેના હતા જેવાં કે 'શનાક' (ચાનકિયહ) અને 'વેદ પાય' (તહા બદીશ) એ ઉપરાંત કેટલાક પુસ્તકો મન્તિક, વ્યાકરણ અને ગણિત શાસ્ત્રના હતા. એ પુસ્તકો ઉપરાંત એ પણ કહેવામા આવે છે કે તરબીહ અને શેતરંજ પ્રથમ હિંદથી અરબસ્તાન પહોંચ્યા અને પછી તેમના મારફતે બીજા દેશોમાં

આ સંબંધો ઉપરાંત કેટલાક ઇતિહાસકારોની માન્યતા છે કે ઇસ્લામમાં તસવ્વુફનો પાયો હિંદી અસરોના કારણે થયો. બની ઉમૈયાના જમાનામાં કેટલાયે હિન્દુસ્તાનીઓ બસરાની તીજોરીમાં કામ કરતા હતા ખલીફા મુઆવિયહ વિષે કહેવાય છે કે તેઓએ અનતાકિયાની પાસે શામમાં અને હિજાજે કાઇગરની પાસે કેટલાયે હિન્દુસ્તાનીઓને વસાવ્યા હતા. નિકલ્સન લખે છે કે "ખલીફાઓના પ્રાંતોમાં હિન્દુઓ અને મુસલમાનો એક બીજા સાથે હળીમળીને રહેતા હતા ઇસ્લામી સલ્તનતના પુર્વ ભાગમાં એટલે ખુરસાન, અફઘાનીસ્તાન, સીસ્તાન અને બ્લુચીસ્તાનના લોકો મુસલમાન બનાવા પહેલા હિન્દુ કે બૌધ હતા બલખમાં બૌધ લોકોનું એક મહાન મદીર હતું. જેના આચાર્યનું નામ બરમક હતુ અબ્બાસીયા ખાનદાનના મશ્હૂર વઝીર બરમકકી એજ બરમકની ઔલાદમાંથી હતા.

અરબોએ બૌધ ધર્મના કેટલાયે પુસ્તકોનો, અનુવાદ કર્યો. અરબ લેખકો જેવાં કે અલ નદીમ, અલ અશઅરી, શહરસ્તાની વગેરેના પુસ્તકોમાં હિન્દુસ્તાની ધર્મ અને ફિલસૂફીના વિષે કેટલાયે પ્રકરણ છે. એ ઉપરાન એ યુગના ઇસ્લામી સાહિત્યમાં બુધ્ધ સાધુઓ અને યોગીઓનું વર્ણન આવે છે. એ સંબંધોના પાયા ઉપર યુરોપમાં ઇતિહાસકારોના વિચારો છે કે એ હિન્દુસ્તાની અસરોના કારણે કેટલાયે વિચારોની શોધ કુર્આને મજીદ, હદીસ કે સીરતે નબવીમાં મળતા નથી. એ બધા તસવ્વુફમાં દાખલ થઈ ગયા છે.



દક્ષિણ હિંદ- અરબસ્તાન અને હિન્દુસ્તાનનો આ સંબંધ તો હિંદની બહાર રહેતા હિદુઓ દ્વારા શરૂ થયો પરંતુ એ ઉપરાંત અરબ વેપારીઓએ પણ અરબસ્તાન અને હિન્દુસ્તાનની વચ્ચે ગાઢો સબંધ કાયમ કર્યો હતો. તેઓ ઇસ્લામની શરૂઆતથીજ હિન્દુસ્તાને અને બીજા પુર્વ દેશોમાં ઉત્પન્ન થતી ચીજો ખરીદવા આવતા હતા. એ રિવાજ તેઓએ મુસલમાન થયા પછી પણ ચાલુજ રાખ્યો. મુસલમાન અરબ વેપારીઓ અને હિન્દુ રાજાઓ વચ્ચેનો સંબંધ પ્રેમથી ભરપૂર હતો. તે રાજાઓએ કદાપી પણ મુસલમાનોને દુઃખ આપ્યું નહિ. એટલુંજ નહિ પરંતુ જે હિન્દુઓ મુસલમાન થઇ જતા તેમની સાથે પણ તેઓએ

કોઇ દિવસે ભેદ ભાવ રાખ્યો નથી. તેમની સાથે પણ મુસલમાનોની જેમ મિત્રાચારીનો સંબંધ રાખતા. જો કે નવ મુસ્લિમો ખાસ કરીને પછાત વર્ગના હિન્દુઓ હતા.

'તુહફતુલ મુજાહેદિન'માં મલબારના લોકોના મુસલમાન થવાના કારણો અને ત્યાંની વિગતો લખાએલી છે. બનવા જોગ છે કે એમાંની કેટલીક વાતો પંગધડા વગરની પણ હોય. પરંતુ એ ઉપરથી એ વાત જરૂર જાહેર થાય છે કે દક્ષિણ હિન્દના રાજાઓ મોજ શોખ, ભોગો વિલાસ, આનંદ વગેરે હિન્દુસ્તાન અને યુરોપ વચ્ચે થતા અરબોના વેપાર ઉપર કરતા હતા. અરબ વેપારીઓ અને તેમના સાથીદારોથી તેજ મિત્રાચારીનો અને વેપારનો સંબંધ રાખ્યો.' જે તેઓએ કેટલાયે વર્ષો પછી વાસ્કો-ડી-ગામા સાથે પણ રાખ્યો. તે હિન્દુ રાજાઓ માટે કહેવામાં આવે છે કેઃ-

"તેઓએ મુસલમાનોને વેપાર માટે સગવડ અને સુગમતા કરી આપી હતી તેમને મુસીબત, આફત વગેરેથી બચાવ્યા. એટલું નહિ પરંતુ તેમને મસ્જિદ બનાવવા, આઝાદ પણે ઇબાદત કરવા અને ઇસ્લામનો પ્રચાર કરવાની છુટ આપી હતી." આ વેપારીઓના કારણે હિન્દુસ્તાન વિષે અરબસ્તાનમા અને ઇસ્લામ વિષે હિન્દુસ્તાનમાં વધુ ઓળખાણ થઈ. અને કેટલાયે હિન્દુ મુસલમાન બની ગયા. પરંતુ એ બધા માટે તો અગત્યનું કારણ અસર અને ફેરફાર છે. જે મુસલમાનોના કારણેજ હિન્દુ ધર્મમાં પ્રવેશી ગયા. ડૉક્ટર તારાચંદે એ ફેરફારો વિષે શોધ કરી છે અને એ વિષય ઉપર એક દળદાર પુસ્તક પણ લખ્યું છે. તેઓ લખે છે કેઃ-"હિન્દુ ધર્મના મશહૂર ભક્તિ-રીતરિવાજ જેને ઉત્તર હિન્દમાં રામાનુજ અને તેના સાથીદારોએ શરૂ કરી હતી આ પ્રચારના અગેવાન શ્રી શંકરાચાર્ય એ યુગમાં ઉત્તર હિન્દમાં પૈદા થયા. ત્યાંનો હાકિમ મુસલમાન થઇ ગયો એ ઉપરાંત શંકરાચાર્ય અને તેમના શિષ્યોના રીતરિવાજ અને માન્યતા વગેરેની વાતોમાં ઇસ્લામથી એટલા મળતા આવે છે કે જો આપણે વિચાર કરીએ તો સાફ જણાઇ આવશે કે તેઓ ઇસ્લામથી અજાઇ ગયા હતા.

સિંધઃ-અરબસ્તાન અને હિન્દુસ્તાન વચ્ચે સૌથી પ્રથમ સંબંધ-જેનું વર્ણન ઇતિહાસોમાં પણ છે. તે ઇસ્લામ ધર્મના ઉદય પછી થોડાજ સમયમાં હઝરત ઉમર (રદી)ના જમાનામાં થયો. એ સંબંધ ફક્ત ઇસ્લામ ધર્મના પ્રચાર- અને વિરૂધ્ધતા ખાતરજ હતો. તીબ્રી લખે છે કે હઝરત ઉમર (રદી.)ના જમાનામાં હુકમ બિન ઉમ્ર તગલબી ઇસ્લામી ફોજ લઇ મકરાન જતો હતો કે રસ્તામાં ઇરાની ફોજે સામનો કર્યો ઇરાનીઓએ પોતાની મદદ માટે સિંધના રાજાની મદદ માંગી. ઇરાની અને સિંધી ફોજની હાર થઇ. લડાઇમાં અરબોના હાથ જે સામાન આવ્યો તેમાં ખાસ કરીને હિંદના હાથી હતા. એજ યુગમાં બહેરૈનના ગવર્નર ઉસ્માન બિન આસ સકફીએ હઝરત ઉમર (રદી)ની પરવાનગી વગર ઉમાનના માર્ગે હિંદના દરિયા કિનારે સૈન્ય મોકલ્યું જે મુંબઇ પ્રાંતના થાણા શહેર સુધી એ લશ્કર સુખરૂપ અરબસ્તાન પાછું ફર્યું. પરંતુ હઝરત ઉમર દરિયાઇ માર્ગે લડાઇ લડવાની વિરૂદ્ધ હતા તેઓએ ઉસ્માનને એક ક્રોધથી ભરપુર એવો એક ઠપકાભર્યો પત્ર લખ્યો અને હવે પછી કોઇ પણ દિવસે સૈન્ય દરિયાઇ માર્ગે મોકલવાની મનાઈ કરી. તે પછી હઝરત મુગીરા બિન આસ, અબૂ મૂસા અશ્અરી, અબ્દુલ્લાહ બિન આમિર અને બીજા અરબ સરદારોનું ભરૂચ અને સિંધમાં જુદી જુદી વખતે આવવાના વર્ણનો મળે છે. પરંતુ હઝરત ઉમર (રદી) અને હઝરત ઉસ્માન (રદી.) હિંદુસ્તાનમાં લશ્કર મોકલવાની વિરૂદ્ધ હતા. જો કે સિંધની સરહદ ઉપર મકરાનના મુસલમાનો અને સિંધના રાજા વચ્ચે થોડા થોડા સમયના અંતરે નોક ઝોક થયાજ કરતી. પરંતુ એટલું તો યાદ રાખવું જોઇએ કે અરબોએ ખલીફા વલીદ બિન અબ્દુલ મલિકના યુગ સુધી હિંદુસ્તાન ઉપર ચઢાઇ કરી ન હતી. તે વખતના બનાવોએ તેમને લાચાર કરી દીધા હતા

અપૂર્ણ

# ઢોલકની થાપ પર

એમ. કે. મનિયાર.

'ખૈરૂ આ કોણ રડી રહ્યું છે? કસમયનું રૂદન પણ કેટલું કંટાળા જનક હોય છે!' પતિનો પ્રશ્ન સાંભળી ખૈરૂન્નીસાને હસવું આવી ગયું. હસતાં હસતાંજ તે બોલી 'મેં ટાઓ એવું સમજો, બાળકો કાંઇ સમજવાના છે?'

'હં. ત્યારે અહમદનો છોકરો રડે છે નહિં!' ખૈરનના જવાબ ઉપરથી અઝીઝ કોણ રડે છે એ સમજી જતાં બોલ્યો.

'સાંજથી રડે છે એ; એની મા સમજાવે પણ કેટલુંક; પણ બાપતો એવા પત્થરના દિલનો છે કે બે પૈસાની રેવડીય નથી લાવી દેતો.

'બે પૈસા માટે એ બાળકનું શા માટે લોહી બાળતો હશે?'

'બે પૈસા હોય તો આપે ને!' ખૈરન ઉપહાસ ભરી રીતે બોલી.

'તે જાને તું, એક બે પૈસા આપી આવને! ક્યારનો રડી રહ્યો છે એ!' અઝીઝ મોઢા ઉપર દયાત્મક ભાવો લાવી બોલ્યો.

'હં,' ખૈરન ભવા ચઢાવતા બોલી, 'નાક તો એવું છે એના બાપનું...' અને વાક્ય અધુરૂંજ રાખ્યું.

ખૈરૂનનો જવાબ સાંભળી અઝીઝ વિચારમાં પડી ગયો. ગરીબીનું આખું ચિત્ર તેની આંખ આગળ ખડું થઇ ગયું. બે પૈસાને માટે રડતું બાળક અને બે પૈસા આપવાની બાપની અશક્તિ. ગરીબીની કેવી કરૂણતા! બે પૈસા માટે લોહી બાળતું બાળક અને બીજાના બે પૈસા ન સ્વિકારનાર સ્વમાની બાપ સ્વમાનની કેવી ભવ્યતા! ગરીબીની કેવી ભવ્ય કરૂણતા!

ગરીબો પાસે માત્ર ગરીબીજ નહોતી. સ્વમાન પણ હતું. એવું સ્વમાન જે તેમને બીજાના ઓશિયાળા થતાં રોકી રાખતું હતું. ગરીબો રોટી માંગતાં હતા ભીખ નહિ. કપાળનો પરસેવો નિતારીને રોટી માગતા હતા મેહનતના પ્રમાણમાં પૈસો માગતા હતા. વધારે નહિ પણ ઓછું તો નહિજ. પરતુ એમની પ્રમાણિકતા તરફ કોણ જોતું હતું? અને આવા વિચારોમાં અઝીઝ ખોવાઇ ગયો.

બાળકના ડુસકાં ધીમાં પડી ગયાં હતાં. રડી રડીને તે ખુબ થાકી ગયું હોય એમ લાગતું હતું અવાજ પણ પડી ગયો હતો. જાણે ડુસકાં ભરવા જેટલોય દમ ન રહ્યો હોય તેમ ધીમે ધીમે અવાજ છેક ધીમો પડી ગયો અને થોડીવાર પછી તો વાતાવરણમાં તદન શાંતિ પ્રસરી ગઇ.

રાત પડી ચૂકી હતી રસ્તા ઉપર લોકોની અવરજવર ઘટવાને બદલે વધી હતી દૂર દૂર સ્વર વર્ધક યંત્ર ઉપરથી સંગીતના સુરો વાતાવરણમાં ફેલાઇને આનંદ પ્રસારી રહ્યાં હતાં. શાંત રાત્રીમાં સગીતના એ સુરો સ્પષ્ટ સાંભળી શકાતાં હતા. આનંદના થોડાક વર્તુળો રચાતા રચાતા અઝીઝના કાનોમાં પણ આવી અથડાયા ગરીબીના દર્દમય વિચારોમાં ખોવાએલ અઝીઝ આનંદની એ ધીમી થપાટથી જાગી ઉઠ્યો, જાગતાંજ તે બોલી ઉઠ્યો, 'ખૈરૂ આ અવાજ ક્યાંથી આવે છે?'

'તમે તે આસમાન પર રહો છો કે જમીન પર?' ખૈરન ઠપકો દેતી હોય તે રીતે બોલી

'વધુ સમય આસમાન પર' ફિક્કા હાસ્યને હોઠ વચ્ચે દબાવતાં અઝીઝ બોલ્યો.

'કરીમ શેઠને ત્યાં આજે કવ્વાલીની મેહફિલ છે. દિલ્હીથી તો કવ્વાલ બોલાવ્યા છે.'

'હ' અઝીઝના એ 'હ' ના આશ્ચર્ય હતુ કે [illegible] એ કાનુ મુશ્કેલ હતુ એક રાતના પાયસોનુ તો મીઠુ છે

અઝીઝે એ સાભળ્યુ અને પાછો તે વિચારમા પડી ગયો આ વખતે તેની આખો આગળ અમીરીનુ એક ચિત્ર ખડુ થઇ ગયુ કવ્વાલીની મેહફિલ અને એક રાતમા પાયમો રૂપિઆનો ધૂમાડો શ્રીમતોની કેવી શ્રીમતાઈ. કરીમ શેઠે કદી સારા કાર્યમા એક પાઇ પણ આપી હોય એવુ કેઇની જાણમા ન હતુ ગયે વરસે થએલ ભઝનુમ રાહત ફડમા એમનુ નામ કોઇના વાચનામા ન હોતુ આવ્યુ ગના એ કરીમ શેઠ આજ એક રાતમા પાયસો ખર્ચી રહયા હતા

કદાચ શ્રીમતોનૂ જરૂરત કરતા વધારાનુ ધન ગરીબોની જરૂરત માટે અપાયુ હોત તો પછી દુન્યામા કોઇપ ગરીબ ન રહેત શોધી ન જડત પરતુ ન જાણે કે શ્રીમતો પાસે ધન હતુ સદ્બુધ્ધિ ન હતી શ્રીમતોના તમશા કરવા જેવુ ઉડાઉ દિલ હતુ પણ ગરીબી નિવારવા જેવુ ઉદાર દિલ ન હતુ શ્રીમતાઇની કેવી અસહ્ય બીભત્સતા!

અને અઝીઝ વિચારતો જ રહયો

●

નતી ગરીબી અને હસ્તી અમીરીના ચિત્રથી અઝીઝનું મગજ ભારે થઇ ગયુ હતુ તે થાકને ઉતારવા, મનને હલકુ કરવા ઘર બહાર નીકળ્યો પરતુ કવ્વાલીની મેહફિલમા જવાના તેને જરીકે વિચાર ન હતો એના દુખી મનને ત્યા શાતિ મળી શકે એમ ન હતુ અને વિચારોમા ગુચવાએલ મને તે ચાલતો રહયો ચાલતાં ચાલતા એને એ પણ ભાન ન રહયુ તે કયા જઇ રહયો હતો જ્યારે તે થોભ્યો ત્યારેજ તેને જણાયુ કે જ્યા ન હોતો જવા માગતો ત્યા જ તે આવી પહોચ્યો હતો ઉછાળા મારતો મનવ સાગર તેની દ્રષ્ટિએ પડયો વિજળીના દીપકોએ જાણે રાતમા દિવસનુ સર્જન કર્યુ હોય એમ લાગતુ હતુ તેને થતુ તે પાછો ફરે અને પાછા ફરવાને માટે તેને પગના ઉપડયા પણ ખરા

પરતુ કેઇકે તેનો હાથ પકડીને ખેચ્યો રફીક તેને મેહફિલ તરફ ખેચી રહયો હતો તેણે ન આવવાને માટે કશુક કારણ પણ કહયુ પરતુ તેના મિત્રના સાભળવામા તે આવ્યુ નહિ અને મેહફિલમા આવનાર મેહફિલમાથી જવાનુ કારણ બતાવે તો તે સાભળે પણ કોણ!

રફિકના દોરાએલ અઝીઝ એક ખાલી જગા આગળ જઇ ગોઠવાયો સામે ઉચા મચ ઉપર કવ્વાલોની પાર્ટી ગોઠવાઇ હતી ગળામા રેશમી રૂમાલ લામા ઝુલ્ફા અને પાનથી લાલ થએલ એક રાતમા પાયમો કમાનાર ગવૈયાઓ તરફ અઝીઝે એક દ્રષ્ટિથી જોઇ લીધુ

અને પછી કવ્વાલીની શરૂઆત થઇ ધીમે ધીમે સગીત વાતાવરણમાં ફેલાવા લાગ્યુ ધીમે ધીમે સગીતના નશામા મેહફિલ મસ્ત થતી ચાલી અને થોડી વારમાં તો જાણે મેહફિલ સગીતના રસમા ડુબી ગઇ મસ્તીમા ઘૂમતા માથા અને પ્રસશાના ઉદ્ગારોથી ઝુમતી આખી મેહફિલને તે જોઇ રહયો

પરતુ થોડી વાર પછી મેહફિલે કોઈ નવો રગ પકડયો. અઝીઝને લાગ્યુ એક એક જણ નશામા ચૂર થઇ ગયો હતો પ્રસશાના ઉદ્ગારોમા હવે પનરો આવી ગયો હતો ગવૈયાના મોઢામા હજી પૂરા શબ્દ નીકળે ન નીકળે ત્યા તો મેહફિલમા શોર મચી જતો હજી પુરી કડી ગવાય ન ગવાય ત્યા તો હવામાં

ફૂલના છોડવાઓ ન ઉગી નીકળતા હોય તેમ નોટ સાથે હાથો ઉંચા થઇ જતાં હસી હસીને,' નમી નમીને કવ્વાલ એ નોટોનો સ્વીકાર કરી રહ્યો હતો. અઝીઝ ફાટી આંખે એ બધું જોઈ રહ્યો હતો તેને થયું લોકો પાગલ તો નહોતા થઇ ગયા ? આ ગાનાર જાદુગર તો નહોતો. ?

તેણે કરીમ શેઠ તરફ જોયું. તે પણ પાગલ થઇ ગયા હોય એમ લાગતું હતું. થોડી થોડી વારે તે પાંચની નોટ ફેંકી રહયા હતા. તેણે સામે બેઠેલા અયૂબ શેઠ તરફ જોયું. કેટલાય ફંડ ફાળાવાળાઓને એમનો કડવો અનુભવ હતો. કોઈકજ એમની પાસે જવાની હિંમત કરતો, બધાજ નિરાશ થઈ પાછા ફરતા. આજ એ અયૂબ શેઠ પાંચ અને દસની નોટ ઉછાળી રહ્યા હતા અઝીઝને લાગ્યું એય પાગલ થઈ ગયા હતા નહિ તો આમ એ નોટ ફેંકેજ નહિ. ગવૈયો મહા કવિ ઇકબાલની ગઝલ ગાઇ રહયો હતો. થોડા મહિના ઉપરજ ઇકબાલ દિન ઉજવાયો હતો. એ ઉજવણીને માટે તે પોતેજ તો ફંડ ભેગું કરવા નીકળ્યો હતો. ત્યારે તે અયૂબ શેઠ પાસે પણ ગયો હતો અને અયૂબ શેઠે તેને કેવો ધુતકારી કાઢયો હતો. "સવાર થઈ અને ઝોળી લઇને નીકળી પડયા, છે કાંઇ કામ ધંધો !" શેઠના આ શબ્દો હજીય તેને યાદ હતા તે દિવસથી તેણે નિશ્ચય કર્યો હતો કદીય અયૂબ શેઠ આગળ ન જવાનો. એજ અયૂબ શેઠ આજ ઇકબાલના કલામ ઉપર પૈસા વેરી રહ્યા હતા. શુ એ તે દિવસની ભૂલ સુધારી રહ્યા હતા ? શુ આજે એઓ કવિની કદ્ર કરી રહ્યા હતા ? નહિ એમ ન હોઇ શકે. અગર એવું હોત તો ઇકબાલ દિનનો ફાળો એમના થોડાક રૂપીઆથી પણ વંચિત નજ રહ્યો હોત. ને આજના આ પૈસા તો પેલા કવ્વાલોના ખીસામાં જવાના હતા જે આવતી કાલે ન જાણે કયાં કયા વેડફાઈ જશે. અને તેના હૈયામાંથી એક ઉંડો નિશ્વાસ સરી પડયો.

પરંતુ આ શું ? તેની બાજુમાંથી પણ કોઇ હાથ ઉંચો કરી રહ્યો હતો. એ હાથ લગભગ ત્રીજી વાર ઉચકાયો હતો. તેણે એ નોટ આપનાર તરફ જોયું. એ અહમદ હતો, તેનો પડોશી અહમદ જે ચોથી નોટ આપવાને માટે જાકીટના ખીસા ટટોળી રહ્યો હતો. જે અહમદ પોતાના બાળકને બે પૈસાને માટે ગળે ટૂંપો દેવા તૈયાર થતો હતો. પોતાના જિગરના ટૂકડાને રિબાવી એ અહમદ અહિં પેલા કવ્વાલોના લાલ મોઢામાં ત્રણ રૂપિયા ફેંકી ચૂકયો હતો. તેણે કવ્વાલોના એ રાતા મોઢાં તરફ જોયું. બાળકનુ રકત પીને એ મોઢાં લાલ ન થયા હોય એમ તેને લાગ્યું તેની આંખો આગળ જાણે ગરીબી અને અમીરીનું નગ્ન નૃત્ય થઇ રહ્યું હતું કવ્વાલીની આખી મેદફિલ તેને ફરતી દેખાઇ તેને ચક્કર આવી ગયા અને તે પછડાઈ પડયો.

'હાલ આવ્યા,' લોકોમાં બૂમ પડી. કોઈક ધૂપદાની લેવા દોડયું. ઢોલકની થાપ હથોડાની જેમ તેના મગજ ઉપર પડી રહી હતી. હારમોનીયમનું રૂદન ચીસ બનીને તેના કાનોમાં ગુંજી રહયું હતું. ધૂપદાનીનો ધૂમાડો તેને હચમચાવી રહયો હતો. અને તેની ઘેરાતી આખોં આગળ નોટો જાણે ઉછળી રહી હતી.

# એમ. એમ. પી. રાંદેર

## સાભાર– સ્વીકાર.

લિલ્લાહ

રૂ. આ. પા.

૫–૪–૦ મી ઇસ્માઇલ મોહમદ માસ્તર ટીનસુકીયા ( આસામ )
૩૦૦–૦–૦ હાજી મી. આરેફ ઇસ્માઈલજી ભામ ચેરેટીઝ રાંદેર
૧૦૦–૦–૦ મી અહમદ મુસાજી ગગાત કરાચી
૧૦૦–૦–૦ બાઇ હવા બીબી અહમદ મુસાજી ગંગાતની ઓરત કરાચી
૫૦–૦–૦ મર્હૂમ આ. મોહમદ જીવાભાઇ બપોરીઆ વકફ ફંડ– રાંદેર
૫૦–૦–૦ મી મોહમદ બક્ષ એ. પટેલ B A. આણંદ
૫–૦–૦ આજમ આરેફ અહમદ ભામ રાંદેર
૨૬૪–૫–૦ મર્હૂમ મી હાજી અહમદ મોહમદ લોખાત વકફ ફંડ– ડરબન
૧૦–૦–૦ મર્હૂમ આ હાશમ મોહંમ ફુ રાંદેર
૧૬૦–૦–૦ એમ. એમ. પી ઓલ્ડ બોયઝ એસોશીઅન, મુબઇ બ્રાચ.

---

૧૦૪૪–૯–૦

ઝકાત

૫૦–૦–૦ મી. અલીમીયા ગુલામ બસા રાદેર
૧૦૦–૦–૦ ,, અહમદ મુસાજી ગગાત કરાચી
૧૦–૦–૦ ,, હાશમ આજમ પીપરડી રાદેર
૫–૦–૦ ,, હાજી કાસિમઅલી ભામ રંગુન
૧૨૫–૦–૦ ડોકટર મી. કાસિમ ઇબ્રાહીમ મોતાલા મસ્કત (અરેબીયા)
૧૦૦–૦–૦ મી. પીરમોહમદ અબ્દુર્રહીમ મન્સુર સુરત
૧૦૦–૦–૦ મેસર્સ મોહંમદ અને ગુલામહુસેન દાવજી દાદાભાઇ સુરત
૧૦–૦–૦ મી. ઈબ્રાહીમ મોહંમદ યૂસુફ ભામ રાંદેર
૫૦–૦–૦ ,, ઇસ્માઇલભાઈ હુસેનભાઇ કાપડીઆ બારા અબ્રામા
૨૫–૦–૦ મેસર્સ મોહંમદભાઇ અબ્દુર્રહમાન એન્ડ બ્રધર્સ સુરત
૫–૦–૦ મી. અબ્દુર્રહમાન અહમદ બપોરીઆ રાંદેર
૩–૦–૦ ,, યૂનુસ મોહંમદ બપોરીઆ રાદેર
૨૫–૦–૦ બાઇ આઇશાબીબી અહમદ ગુલભાઈ ઘલા (વડોદરા સ્ટેટ)
૨૦૦–૦–૦ મી જી. એમ. ઇ. પટેલ ક્રોસબા
૧૦–૦–૦ ,, હાજી ગુલામહુસેન મોહંમદ ભામ રાંદેર
૧૦૦–૦–૦ મી ઇ એમ એસ. અલ્લુ રાદેર ગીવ એન્ડ ટેઇક સ્ટોર્સ સુરત
૧૫–૦–૦ મી. અબ્દુલકાદિર હાજી પીરમોહંમદ વાઘબકરીવાલા સુરત
૧૫–૦–૦ એક વહોરા ગૃહસ્થ રાદેર
૫–૦–૦ મી યૂસુફ ગુલામહુસેન ભામ રાદેર
૨૦–૦–૦ ,, હાજી અબ્દુલ્લાહમીયાં પટેલ વાઘબકરીવાલા સુરત
૧૦–૦–૦ મર્હૂમ આ. ઇસ્માઈલ મોહંમદ મોદન રાંદેર
૫–૦–૦ મી. યાકુબ કાસમ નાખુદા રંગુન
૧૦–૦–૦ બાઇ ફાતેમાબીબી આરેફ અશરફની છોકરી રાંદેર
૧૦૦–૦–૦ મી અબ્દુર્રહમાન ગુલામહુસેન બસા રાંદેર
૫૧–૦–૦ મી હુસેનખાં હાજીખાં રાંદેર
૫૦–૦–૦ ,, ઇસ્માઇલ આદમ પટેલ વીલેરેન્ટેસ

---

૧૧૯૯–૦–૦

# નસરત બનેલી નિરંજના

લેખક મોહંમદ વહીદ મંડલી.



નિરંજના સમાજના એક આબરૂદાર, પ્રતિષ્ઠિત અને ધનવાન પિતાની લાડકવાઇ પુત્રી હતી. વહાલ અને પ્રેમ સાથે મા બાપે તેને ઉછેરી હતી. હિંદુસ્તાનીઓના હૃદયમાં ઘર કરી બેઠેલી પશ્ચિમના દેશોની ફેશનની નકલ કરવાની હવા તેની પાસે પણ પહોંચી ચૂકી હતી અનેક સરકારિત ગણાતી સોસાયટીઓ, મંડળો અને સંસ્થાઓમા તે સભ્ય સ્થાન ભોગવતી હતી. તે કુટુંબની વહાલ સોઇ પુત્રી હતી. સાહેલી મડળની ઝળહળતી દિપીકા હતી. અને કોલેજના મેળાવડા તથા સંવાદોમાં પ્રોફેસરો, સાધ્યાથીઓ અને જનતાના મન જીતી લેનાર સરકારી બાળા હતી.

સુધિર તેનો કલાસ-ફેલો-સાધ્યાથી હતો. વાર્ષિક પરીક્ષાના દિવસો નજીક આવતા હતા. આ દિવસોમાં સુધિર અને નિરજના એક બીજાને સહાયક થઇ રહ્યા હતા. એક બીજાને અનુકુળ બનવાની ધગશ, જુવાનીના દિવસો અને તેમાં આ વધતી જતી એકાન્ત મુલાકાતોએ એક એવો દિવસ પણ લાવી મૂકયો કે જ્યારે નિરંજનાએ પોતાનુ સર્વસ્વ સુધિરના ચરણોમાં ધરી દીધુ

સુધિર પણ હમેશાં તેને ખુશ રાખવા અને આનંદિત બનાવવા ખુબજ કાળજી રાખતો. એક વખત નિરંજનાને કઇંક વિચાર કરતી જોઇ તુરતજ તેણે અધિરાઇથી પ્રશ્ન કર્યો "કેમ નિરૂ? તારી તબીયત અસ્વસ્થ કેમ જણાય છે?

'ડીયર સુધિર! મને ભવિષ્યનો વિચાર જરા મુઝવે છે." નિરંજનાએ નિશ્વાસ સાથે ઉત્તર આપ્યો.

"જો નિરૂ!-તું લેશ માત્ર પણ આવા વિચારો ન કર; ભવિષ્યમાં શું થવાનું છે? તને ભવિષ્યના વિચારો આટલી વિહ્વળ દેશામાં કેમ મૂકે છે.! તારા માટે આકાશ પાતાળ એક કરવા તારો સુધિર તૈયાર છે. જો *પિતાજી લગ્ન માટે રજા નહી આપે તો* હું તેમની જમીન, જાગીર, મીલો, જીનો, ધન દૌલતની લેશ માત્ર પણ પરવા કર્યા વગર તેને ઠોકર મારીશ પરંતુ તને લેશ માત્ર પણ દુઃખી થવા નહી દઉં. મારાથી તને દૂર કરવા જગતની કોઇ શક્તિ તાકત ધરાવતી નથી. સમાજના બધનો મારા માર્ગમાં અંતરાય રૂપ થશે તો તેને હુ ક્ષણમાં તોડી નાખીશ. મારૂ સુખ, શાંતિ, ધન, સંપત્તિ સર્વસ્વ તુજ છે તારા વિના હું એક ક્ષણ પણ જીવી શકુ તેમ નથી!"

સુધિરનું એવુ લાગ્યું છતા પોતાને મનગમતુ બધુ પણ સાંભળી નિરંજનાનો ચહેરો ખીલી ઉઠયો તે બોલી. "વહાલા સુધિર."

"મારી નિરજના" અને સુધિરે નિરંજનાના અધરપટ પર પ્રેમની મહોર લગાવી

આવી રીતે સુધિર અને નિરજના પ્રેમની દુન્યામાં પ્રેમીનગરમાં અને પ્રેમના ઉપવનમાં પ્રેમ સગીતના તાનમાં વિહાર કરતાં રહ્યાં.

જેમ લાંબેલાંબો પથ કાપીને આવનાર થાકથી લોથ પોથ થએલો-તરસથી વિહ્વળ બનેલો પથિક પાણી ગળતાં પ્યાલો હોઠેંથી હટાવવાનું ભાન ખોઇ બેસે છે તેને ભાન નથી રહેતું કે "આ અનિશ્ચ પાન કરાએલ પાણી તેના જીવન માટે વિષનું કામ દેશે" તેમ નિરંજના પણ પોતના ભવિષ્યનો વિચાર

નહોતી કરતી તે પરિણામથી બેપરવાહ બની બેઠી હતી તે ભૂલીચૂકી હતી કે :–જે પંથ પર તેણે આટલી ઉતાવળથી પ્રયાણ કર્યું છે તે એક મહા ભયંકર માર્ગ છે.

હવે નિરંજના માટે અતિ ભયંકર દિવસ આવી પહોંચ્યો. જ્યારે તેને ભાન થયું કે :– "સુધિર સાથેના પ્રેમ અને એકાંત મુલાકાતોનું ફળ થોડાજ દિવસોમાં એક હલન–ચલન કરતા ચેતનવંત રમકડાના રૂપમાં પ્રગટ થવાનું છે. ત્યારે તેણીનું હૃદય જોરથી ધડકી ઉઠયું. તેના શરીરમાં આજ સુધી નહીં અનુભવેલ એવો કંપ પેદા થયો, તે ઉભી રહી શકી નહી. અને પલંગમાં ફસડાઇ પડી અને તેની આંખમાંથી અવિરત અશ્રુ પ્રવાહ વહી ચાલ્યો.

"કેમ નિરૂ?" પલંગ પર અસ્તવ્યસ્ત કપડાં સાથે અસ્વસ્થ પડેલી નિરંજનાનો હાથ પોતાના હાથમાં લેતાં બોલ્યો "આજે પણ બીલાડીના બચ્ચાંને કૂતરાએ પીંખી નાખ્યું કે શું?"

"સુધિર! મને પરિણામનો વિચાર કંપાવી મૂકે છે, આપણા પ્રેમનું કાંઈ જુદું જ પરિણામ આવવાનું છે."

"પરવાહ નહી' પ્રેમમાં પાગલ બનેલા માનવી પરિણામની પરવા કયારે કરે છે?"

"સુધિર! આ વખત હાસ્યનો કે મશ્કરીનો નથી. તમને ખબર નથી કે:–હું થોડાજ દિવસોમાં માતા બનવાની છું."

સુધિરને લાગ્યું કે જાણે તેને શિરે આકાશ તૂટી પડ્યું–ઘડી પહેલાં ખડખડાટ હસતો સુધિર અવાચક બની ગયો. "હેં... એં...એ...એં ? શું કહ્યું તેં નીરૂ? માતા... બનવ.ની:..છે? સાચી વાત?" બોલતાં બોલતાં પોતાની પ્રેમિકા માટે સ્વંસ્વનો ત્યાગ કરનાર, ધન દોલત, માતપીતા અને સમાજને

# અસ્તોદય નથી.

રંજ ને ગમથી ખાલી મુજ અંતર નથી હૃદય નથી;
મગ્ન છે એમાં રાત દિન બેકાર એ ઉભય નથી.
બુલબુલ, ભ્રમર, પપૈયા, મોર હર્ષમાં કાં નથી કોઇ;
ઉદ્યાનમાં બિઝાંનો શું શર્યો હજૂ પ્રલય નથી.
ટૂટી ન પડયો ભોમ પર ન તો એ ઝળહળ્યો કદી;
ભાગ્ય–સિતારો કેમ મુજ પામતો અસ્તોદય નથી.

પ્રાણ પર ખેલ ખેલવા જલ્દી ન કર તું પ્રેમમાં,
હુશ્યારી રાખ દિલ હવે તારી સગીર વય નથી.
અંતરની ભાવનાઓમાં ચૈતન્ય, જેમ પ્રગટે;
એવો મુજ ઉરસિતારીના તારોમાં કોઇ લય નથી.

આચારમાં, વિચારમાં, ચાલમાં, વાતચીતમાં;
પ્રત્યેક અદામાં રૂપનો ગર્વ છે પણ વિનય નથી;
આજનું આજ કામ કર છોડે છે કેમ કાલ પર;
ચાલ્યો ગયો હાથથી આવતો પુનઃ સમય નથી.
પ્રેમના દાવને અરે! જીતી શકાય કેમ જયાં;
હારમાં પણ વિજય નથી જીતમાં પણ વિજય નથી.

ઉપદેશ આપવા મને ભૂલી જશે તું યાદ રાખ;
કોઇથી તેં હે! સંતજી કર્યો હજૂ પ્રણય નથી.
પિંજરથી પારધીના હું મુકિત શું મેળવી શકું;
અફસોસ દિલની હાય મુજ એટલી દર્દમય નથી.
જાણી બુઝીને જાઉં કાં અન્યના દ્વાર પર ખુદા,
તારા વગર મને કોઇ દેનાર આશ્રય નથી.
લખવાનું મન તો થાય છે "બિસ્મિલ" પરંતુ શું લખું,
લખનાર સૌ લખી ગયા બાકી કોઇ વિષય નથી.

"બિસ્મિલ ધોરાજવી.

ઠોકર મારવાનું વચન આપનાર સુધિર અત્યારથીજ સહેજ ખસતો બેસવા લાગ્યો.

નિરંજનાએ આ સ્થિતિ પારખી અને ખુબજ શાંતિ પૂર્વક જવાબ આપ્યો. "બિલ્કુલ સાચી વાત, હવે આપણે શું કરવુ તેનો વિચાર કરવાનો છે. કોઇ માર્ગ તો કાઢવોજ પડશેને? "એમાં હું શું કરી શકું તેમ છું?" સુધિરે બેપરવાહથી કહ્યું. જાતિ ભેદે હું તારી સાથે લગ્ન કરી શકું તેમ નથી એમ કરું તો માતપિતા, કુટુંબની પ્રતિષ્ઠા ધૂળમાં મળે મારે સુખ-વૈભવનો ત્યાગ કરી તારી સાથે કંગાલ જીવન ગુજારવું પડે વળી સમાજ અને સોસાયટી મને શું કહે?"

"ધન-વૈભવ-પ્રતિષ્ઠા-સમાજ-સોસાયટી આ બધો તમને ત્યારે વિચાર ન આવ્યો જ્યારે......? મે એક મર્દ સમજી મારૂં સર્વસ્વ તમારે ચરણે ધર્યું હતું. શુ તમે ઇચ્છો છે કે "દુન્યામાં હું પતિતાને નામે ઓળખાઉ? સમાજ મને કલંકિતાને નામે પુકારે?" નીરજનાએ તેનો ચરણ સ્પર્શ કરતા ઉચ્ચાર્યું "હું તમને હાથ જોડુ છુ, તમારા પગે પડુ છું મારી લાજ બચાવો. તેની આંખોમાંથી અશ્રુ પ્રવાહ વહી રહ્યો હતો. પરંતુ તેને ખબર ન હતી કે:-તેની સહેજ ઉદાસીનતાએ વિહવળ બનતો સુધિર આજે પ્રેમી સુધિર નહતો. આજે તો તે લપટ-વ્યભિચારી અને સ્વાર્થી મનુષ્યના ખરા રૂપમાં પ્રગટ થએલ સુધિર હતો તેના કંઠની મધુરતા હૃદયની કોમળતા, સર્વસ્વનો ત્યાગ કરવાની વતો તેને જીવન-સાથી બનાવવા-જગત સમક્ષ અર્ધાંગના જાહેર કરવા ન હતાં એ તો તારા શરીર સાથે ખેલ ખેલવાની ખુશામત હતી.. તને રમકડું માની આનંદ માણવાના મીઠા શબ્દ પ્રયોગો હતા

"હું કાંઇ પણ મદદ કરી શકું તેમ નથી" સુધિરે પહેલાંની જેમજ નિષ્ઠુરતાથી જવાબ આપ્યો. "હા...(ખીસામાંથી પાકીટ કાઢતાં બોલ્યો) આ પાપની હકીકત તારા મુખેથી બીલ્કુલ જાહેર થવા દઇશ નહી." અને તેણે રૂપીયાની થોડી નોટો નિરંજના તરફ ફેંકી "રૂપીયા......!" ક્રોધથી તેનો ચહેરો રક્તવર્ણ બની ગયો. "મેં રૂપીયા માટે પ્રેમ નહોતો કર્યો સુધિર! મને સ્વપ્ને પણ ખ્યાલ ન હતો કે મારો પ્રેમી આટલો નિષ્ઠુર અને ડરપોક હશે જો તમારી એવીજ ઇચ્છા છે કે આ પાપનું પરિણામ હું એકલીજ ભોગવું-વિષનો કડવો ઘુંટડો હું એકલીજ ગટગટાવી જાઉં તો તેને માટે પણ હું તૈયાર છું."

એટલું બોલી નિરંજના અંદરના ઓરડામાં ચાલી ગઇ

નિરંજના વેદના પૂર્ણ હૃદયે-મસ્તક નીચું નમાવી ઉંડા વિચારમાં ઓરડામાં આમથી તેમ લટાર મારી રહી હતી. પાપનુ ભૂત તેના શિર પર એક પ્રચંડ વાવાઝોડાના રૂપમાં સવાર હતુ માતા-પિતા-કુટુંબ-પરિવારની પ્રતિષ્ઠાની લોખંડી બેડીઓ બની તેના પગમાં જકડાએલી હતી તેના મનમાં એકજ પ્રશ્ન ઘોળાઇ રહ્યો હતો. હવે કરવું શું?

કલાકોની વિચાર પરંપરા અને હૃદય મંથનને અંતે તેનો અંતર આત્મા પુકારી ઉઠ્યો... .....

"આજ કદમ ઉઠાવ આ પાપી દુન્યામાંથી તેના વસનારા પાપી આત્માઓથી દૂર દૂર નીકળી જા. એટલે દૂર કે જ્યાં તેમના અત્યાચાર અને અમાનુષી વર્તનોનો અનુભવ કરવો ન પડે. જ્યાં તેમના પડછાયા પણ ન દેખાય" અને તુરત તેણે લુગડાંની પોટલી બાંધી દાગીના સુટકેસમાં બંધ કર્યા.

આકાશ કાળાં કાળાં ઘટા ટોપ વાદળોથી ઘેરાઇ ગયું હતું. મેઘની કંપાવી મુકનાર ગર્જના થઇ રહી હતી. માણસનો ચહેરો તો શું પણ સહેજ ઓળો પણ ન દેખાય એવી હૃદય ધ્રુજાવી મૂકે તેવી ભયાનક રાત્રી હતી. પાસે ! ટાવરમાં બેના ટકોરા થયા ને નિરંજના પલંગ પરથી નીચે ઉતરી. લૂગડાંની પોટલી અને શુટકેશ સાવચેતી પૂર્વક લઇ ધીરેથી બારણું ઉઘાડયું અને માત-પિતા, કુટુંબ-પરિવાર તથા સુશિક્ષિત, સુસંસ્કારી અને પવિત્ર લેખાતા સમાજથી હંમેશને માટે વિદાય લીધી. પરંતુ જ્યાં જાય ત્યાં આવીજ દુન્યા આવાજ મનુષ્યો અને આવુંજ વાતાવરણ. તેને શાંતીપૂર્વક જીવન જીવવા માટે ક્યાંયે સલામતીભર્યો આસરો ન મળ્યો. તેણે ઠોકરો પર ઠોકરો ખાવા માંડી આખરે તેને એક વ્યક્તિએ સહારો આપ્યો કે જેને સમાજ તિરસ્કાર અને ધૃણાની દૃષ્ટિએ જુએ છે. તે હતી. રાતના અંધકારમાં સમાજના ઠેકેદારો, દેવતાઓ અને પ્રતિષ્ઠીત ગણાતા અગ્રગણ્ય રક્ષકોની દુષ્ટ વાસનાઓને ફક્ત થોડા સિક્કાના બદલામાં તૃપ્ત કરનાર વેશ્યા નૃતિકા.

ડુબતાને તરણાનો સહારો. નિરંજના અહીં રહેવા લાગી અને તેને આસરો આપનાર નૃતિકાને તેના ઉપકારના બદલામાં તેની સેવા કરવા લાગી

નિરંજનાએ પોતાનું નામ "નસરત" રાખ્યુ અને ગઇ કાલ સુધી સખીઓ, સાધ્યાપીઓ, પ્રોફેસરો અને જગતને મુગ્ધ કરનાર અભિનય તથા સંગિત કળાનું ફક્ત ચાંદીના થોડા સિક્કા તથા રંગીન કાગળોના કકડાના બદલામાં વેચાણ કરી-માનવી જેને પ્રાણથી પણ પ્યારૂં ગણે છે તેના શિયળના સોદા કરી પોતાની આશ્રયદાત્રીને ખુશ કરવા લાગી.

# રત્નનાવલિ

## ભાગ્ય-લીલા!

શાન મુસ્લિમ તણી અંકાય છે વખતે વખતે
તેજ અંધકારમાં રેલાય છે વખતે વખતે!
ગઇ છે; જીવતું મર્દાનગીથી......હે ફાની!
ઝિંદગી સ્વર્ગ બની જાય છે વખતે વખતે.

## મહા-પ્રશ્ન

"દર્દ આબાદ કરે દિલને;"
મુશ્કિલ આસાન કરે મુશ્કિલને!
કઇ સમજ પડતી નથી પ્રેમ તણી!
શું સતાવી રહ્યું છે મેહફિલને?

## આઝાદ-ચમન

ફૂલડાં દીપી રહ્યાં છે ને છે આબાદ ચમન;
કાલ પરવશ જે હતું આજ છે આઝાદ ચમન
હર ખુશી જેમની એક રંજનું પૈગામ હતી,
શાદ પંખીડા થયા ને થયું છે શાદ ચમન.

## ગુઝારો

ફક્ત એક તેનાં વિચારો કરું છું;
અને ઝિન્દગીનો સહારો કરું છું,
ગુઝાર્યો સિતમ લાખ મારા પરે છે,
હજુ તે પરે હું ગુઝારો કરું છું!

## ઝિંદગી

એ ખયાલોને કહીદો જરા ખયાલ કરે;
જવાબ દિલમાં સમાવી પછી સવાલ કરે.
ઝિંદગી ઠેસથી રંગાય છે જગમાં 'ફાની';
ચાહે સાફલ્ય કરે, ચાહે તું પામાલ કરે.

'ફાની' (કુત્યાન્વી)

અરે મસ્તો ! સંભલ બેઠો
જરા હુશ્યાર હો જાઓ
કે દોનોં હાથમેં સાકી
લીયે યમાના આતા હૈ

જેમ રાજ્ય દરબારમાં રાજાની પધરામણી થતાં છડીદાર "બાજુસે...બાજુસે...નિગાહ -... મહા...રાજા ધીરાજ . તશરીફ...લાતે હૈં..." નો પોકાર કરે છે તેમ ઉપરની કડી દ્વારા ઉસ્તાદે મેહફિલને આનંદ સંદેશ પહોંચાડયો કે "હે રાતના રાજાઓ હુસ્યાર ! હવે તમારા દિલની દેવીની પધરામણી થાય છે.

સૌંદર્યદેવીના દર્શન માટે અધિરા બનેલા ભક્તોની આંખો આનંદથી નાચી ઉઠી, તેમના હૃદય થનગની ઉઠયા તેમના મુખ પર આનંદની લહેરો દોડી ગઇ. તેમની સામેજ તેમનાથી ફક્ત ચારજ કદમ દૂર જાણે કે મોટા મોટા મુનીવરોના માન મુકાવવા–તપસ્વીઓના તપ ખંડીત કરવા સ્વર્ગની અપ્સરા મૃત્યુ લોકમા ઉતરી આવી હોય તેમ–"નસરન" સોળે શ્રુંગાર સજી મુખપર જાદુ ભર્યું હાસ્ય અંકિત કરી હાથમાં બે છલકતા જામ લઇ ઉર્વશી કે મેનકાના રૂપમાં ગઝબની અદા સાથે આવી ઉભી હતી.

ઝાંઝરના ઝણકારે, નરઘાંની થાપે અને સારંગીના સુરે મેહફિલના માનવતા સજ્યોને ડોલતા કરી મૂકયા અને તેમાં એ જ્યારે આ રૂપદેવીએ હજારો, લટકાં અને મટકાં સાથે "પીલે...પી...લે......ઓ... ..મોરે... રાજા" આરોહ–અવરોહ સાથે મધુર કંઠમાંથી એક જુદીજ અદા સાથે ઉચ્ચારી–જામ આપવા હાથ લંબાવી દરેક પાસેથી આપ્યા વગરજ પાછુ ફરવા માંડયું ત્યારે તો તેના અભિનય પર મુગ્ધ બનેલા, તેના સૌંદર્ય નીરે ઘાયલ બનેલા, નશામાં ભાન ભૂલેલા સાહેબોના હૃદયો વલોવાઇ જવા લાગ્યાં–

સમાજના દેવતાઓ દિવસના અજવાળામાં આગળી તરફ આવવું તો શું પરંતુ દ્રષ્ટિ કરવી પણ પાપ સમજે છે. તેઓજ રાતના અંધકારમાં એજ બાળાના દાદર ખખડાવતાં ધમધમાવતાં લેશ માત્ર પણ અચકાયા વગર શરમાયા વગર આબરૂનો સહેજ પણ ખ્યાલ કર્યા વગર પોતાની પિશાચ વૃતિને પોષવા આવ્યા હતા. સમાજની મા, બહેન, દીકરીની ઇજ્જતના રક્ષકો રાત્રીના અંધકારમા પોતેજ રૂપાના ગોડા સિક્કા અથવા રંગીન કાગળના કકડાથી કોઇની મા, બહેન, દીકરીની ઇજ્જત આબરૂ અને લાજના સોદા કરી રહ્યા હતા.

નસરન ગાઇ રહી.

"મત પૂછો હમ નસીબો–મુઝસે મેરા ફસાના.
જલતા રહા નશેમન–દેખા કિયા ઝમાના."

મેહફિલની રગરગમા શયતાનિયત વ્યાપેલી હતી તેમની નીચવૃતિએ તથા આછા ગુલાબી રંગના અંગુરી પાણીએ તેમને ભાન ભૂલ્યા બનાવી મૂકયા હતા તેમને કયાંથી ખ્યાલ હોય કે – આ સ્ત્રી પણ કોઇના ઘરની શોભા અને કોઇના દિલની દેવી બનાવવા માટે જ સર્જાઇ હતી. પરંતુ તમારા જ અન્યાયનો ભોગ બનીને તેને આવું હલકટ જીવન બનાવવું પડે છે. સમજોજ તેને એક સડેલું ગધાતુ, નકામુ અને નિરૂપયોગી અંગ બનાવી આ પાપ અને દુરાચારની ઊંડી ગર્તામાં ધકેલી દીધી છે

માણસો ફક્ત તેના શરીરના સોદા કરવા તથા તેના મધુર કંઠમાંથી છણાઇ છણાઇને નીકળતુ સંગીત સાંભળવા આવતા હતાં પરંતુ તેના હૃદયમા થતો પોકાર સાંભળનાર તેમા થતી વેદના જાણનાર ન હતું.

"કિસ ધુનમે ગા રહી હૈ યેહ ઝિંદગી તરાના
આવાઝ દે રહા હૈ ગુઝરા હુઆ ઝમાના"

તેના કંઠમાંથી આ કડી નીકળી અને સાથેજ જગતને ભસ્મિભૂત કરી નાખે એવી જલદ પણ.

ઝાંઝરનો ઝણુકાર બંધ થયો. અને તે અવાક બની ઉભી રહી ગઇ. સુંદર સુટમાં સજ્જ થએલો આબેહુબ રીતે ઓળેલા વાળમાંથી ગુલાબની ખુશ્બૂ ફેલાવતો એક નવજુવાન તેના સામે ઉભેલો તેને દેખાયો અને તુરતજ "સુધિર...સુધિર..." તેના મુખમાંથી શબ્દો સરી પડયા. તે પાગલ બની ગઇ અને ફાટેલી આંખે દરવાજા તરફ તકી રહી.

"કયા હુવા બેગમ સાહેબા!" ઉસ્તાદે પ્રશ્ન કર્યો.

"મેરી તબીયત ઠીક નહીં." કંઇક ભાન આવતાં નસરન બોલી.

"મુઆફ કરના શેઠ સાહેબાન! મેહફીલ ખતમ. બેગમ સાહેબાકી તબીયત નાશાદ હૈ." ઉસ્તાદે લાચારીભર્યા શબ્દો ઉચ્ચાર્યા. મેહફીલના શીરે જાણે કે આકાશ તૂટી પડયુ. મસ્ત બનેલા સજ્જનોના હૃદયમાં નિરાશા છવાઇ ગઇ તેઓ લથડતા પગે ઉઠયા અને નશામાં ડોલતા ડોલતા એક પછી એક ઓરડો છોડી ગયા

ઉસ્તાદ અને સાજિંદા પોતપોતાના સાજો લઇ ચુપચાપ ચાલતા થયા. પાંચજ મિનિટ પહેલા કૈલાસ ભૂવન સમા બનેલા ખંડમાં ભયાનક શાંતી પ્રસરી ગઈ. નસરન તૂટેલા હૃદયના કકડાઓને બે હાથે મજબૂત પકડી રાખી છાતી સરસ દાબી શૃંગાર સેજ સામે બેસી ગઇ.

તેની નજરમાં દુન્યા ચકાવો લેવા લાગી, ઘર, માતા, પિતા, કૉલેજ અને સુધિર અનુક્રમે સીનેમાના ચિત્રની માફક તેની સમક્ષ ઉપસ્થીત થયાં. અને જાણે તે પોતાના જીવન સ્વપ્ન ઉપર મોતી લુટાવતી હોય તેમ તેની આંખોમાથી અવિરત આંસુ વહાવવા લાગ્યાં પરંતુ કોણ હતું—એ આંસુઓ લોહનાર.

સંપૂર્ણ.

## સમજું નહિ

મનને મનની વાત હું સમજું નહિ?
વક્ર દૃષ્ટિપાત હું સમજું નહિ?
ઝિંદગી સંગ જંગ ખેલે જાઉં છું,
શું દિવસ? શુ રાત? હું સમજું નહિ.
પ્રાણ-સમ છો આપ તો મારા પછી,
આપની રીતભાત હું સમજું નહિ?
દિલ છે મારી સોડ માંહે દિલ પછી,
ઘાત કે આઘાત હુ સમજું નહિ?
દિલ પરે દિલ હું તો વારૂં છું સદા,
નાત શું કે ઝાત? હુ સમજું નહિ.
ચૂપકે ચૂપકે હુ તો ચાલ્યો જાઉં છું,
કરવો ઉલ્કાપાત હું સમજુ નહિ.
અવનવા રંગો મહીં અર્જન તણા,
તુજ છે સાક્ષાત: હું સમજું નહિ?
મીટ માંડી બેઠો છુ તુજ દ્વાર પર,
થાય છો ઉત્પાત હુ સમજું નહિ.
દર્દ—ગમ સાથી છે મુજ દિલ ના પછી,
દર્દ—ગમ! શુ વાત? હુ સમજું નહિ?
તુજ કૃપા નવ હોત મુજ પર તો ખુદા,
મારૂં અહિં શુ થાત? હુ સમજું નહિ?
છે પરો સંગાત સર્જનહાર એક,
કોઇનો સંગાત હું સમજું નહિ.
પ્રેમ કેરા પથમાં લૂટાઇ ગઇ,
મુજ જિવન સોગાત હું સમજું નહિ.
યાદ આવે છે રહી રહીને મને,
કેમ પ્રણય રાત? હું સમજું નહિ?
કાર્યની 'અશરાફ' મારા ખુદબખુદ,
કરવી જાહેરાત હુ સમજુ નહિ?

—અશરાફ (વલાણ)

# હઝરત ઈમામ હુસૈન

અનુ-ઇબ્રાહીમ જી. શેખ.

(ગંતાકથી ચાલુ)

હૂરે ધીરજથી જવાબ આપ્યો "આ પ્રસગે હુ સ્વર્ગ અથવા નર્કની પસદગી કરી રહ્યો છું મે હવે સ્વર્ગને અપનાવ્યુ છે. હવે જો મારા કકડા કરવામાં આવે તો પણ વલ્લાહ હું મારા નિશ્ચયથી ડગવાનો નથી" આમ કહી તેણે પોતાના ઘોડાને ઠેસ લગાવી અને હુસૈન (રદી)ના લશ્કરમાં ભળી ગયો

હઝરત હુસૈનની (રદી)ની ખિદમતમાં જઇ તેણે વિનતિ કરી "ઓ ઇબ્ને રસુલુલ્લાહ! હું તેજ નિરાધમી અને અભાગી છુ જેણે તમને પાછા ફરતાં અટકાવ્યો આખી સફર દરમ્યાન તમારો પીછો પકડી તમને આવી ઉજ્જડ જગ્યાએ પડાવ નાખવા મજબૂર કર્યો. ખુદાના સૌગદ! મારી કલ્પનામા પણ એ વાત ન હતી કે આ ઝાલિમો તમારી શરતોનો અસ્વીકાર કરશે જો મને એ વિષે સહેજ પણ સશય હોત તો વલ્લાહ! મે કદી પણ તમારી સાથે આવો વર્તાવ ન કર્યો હોત, હવે હુ મારા પાપોનુ પ્રાયશ્ચિત કરવા તમારી સમક્ષ આવ્યો છુ. હુ તમારા મ ટે મારૂ બલીદાન આપી મારા પાપનું પ્રાયશ્ચિત કરીશ"

આપે પ્રેમાળતાથી જવાબ આપ્યો "ખુદા તારા પ્રાયશ્ચિતનો સ્વીકાર કરે અને તને ક્ષમા આપે, તારૂ નામ શુ છે"?

તેણે જવાબ આપ્યો "હૂર બિન યઝીદ" આથી આપે કહ્યુ "ખરેખર તારા નામ મુજબ તુ આઝાદ છે તારી માતાએ રાખેલા નામને સાર્થક કર્યું છે ખુદા તને દુન્યા અને આખિરતમાં આઝાદ રાખે"

આ પ્રસંગ પછી હૂર દુશ્મનોની સામે ગયો. તેમની અન્યાયી નીતિનો ઉલ્લેખ કરી તેમને પડકાર આપતાં કહ્યું "ખુદાની કસોટીથી બચવા અર્થે તમે, શા માટે હઝરત હુસૈને રજુ કરેલી શરતોનો સ્વીકાર કરતા નથી!"

દુશ્મનોના સરદાર ઉમ્ર બિન સઅદે જવાબ આપ્યો "એ શરતોનો સ્વીકાર થય એવી મારી હૃદય પૂર્વક ઇચ્છા હતી પરતુ હવે લાચાર છું"

આથી હૂર બિન યઝીદે એક અત્યત જોરદાર અને અસરકારક વિવેચન કરી કૂફીઓના વિશ્વાસઘાતી વર્તન ઉપર ફિટકાર વર્સાવ્યો અને તેઓને તેમના કર્તવ્યનુ ભાન કરાવ્યુ. નિરુત્તર બનેલા દુશ્મનોએ જવાબમા તીરો વરસાવવા માડયા આથી હૂર લાચારીએ તણુ તરફ પાછો આવ્યો.

## લડાઇની શરૂઆતઃ-

આ પ્રસગ પછી ઉમ્ર બિન સઅદે પોતાનુ તીર હુસૈન (રદી)ના લશ્કર તરફ ફેકતા કહ્યુ "યાદ રાખજો કે સૌથી પહેલુ તીર મે ફેક્યું છે." આ પછી તીરોનો વરસાદ શરૂ થઈ ગયો થોડાક સમય પછી ઝિયાદ બિન ઉબૈયાહ અને અબ્દુલ્લાહ બિન ઝિયાદના ગુલામો લશ્કર અને સાનમ મેદાનમા આગળ આવ્યા અને લડાઇની પ્રસ્તાવના રૂપે દ્વદ યુદ્ધની માગણી કરી તે સમયની રૂઢી મુજબ લડાઈની શરૂઆત પહેલા વિરોધી પક્ષોમાથી એક એક શુરવીર યોધ્ધો આગળ આવી દ્વંદ્વયુદ્ધ કરતા અને ત્યાર પછી વિરોધી પક્ષો વચ્ચે લડાઇનો દાવાનળ સળગી ઉઠતો હઝરત હુસૈન (રદી)ના પક્ષ તરફથી હબીબ બિ। મુઝાહીરે અને બોરીર બિન હુઝૈરે આગળ આવવા પ્રયત્ન કર્યો આથી અબ્દુલ્લાહ બિન ઓમીરે ઉભા થઈ વિનતિ

કરી "આ કાર્ય માટે આપ મને આજ્ઞા આપો." આ પુરૂષ હઝરત હુસૈનની મદદ માટે પોતાની પત્નિ સહિત કૂફાથી આવ્યો હતો. શામળા રંગના એ કદાવર અને પ્રભાવશાળી વ્યક્તિને જોઇ આપે કહ્યું "બેશક આ શૂરવીર છે" એમ કહી તેની વિનતિનો સ્વીકાર કર્યો. અબ્દુલ્લાહે જોતજોતામાં પોતાના હરીફોને પછાડી તેઓને મૃત્યુને શરણ કરી દીધાં. તેની સ્ત્રી ઉમ્મે વહબ હાથમાં ડાંગ લઇ ઉભી હતી અને પોતાના પતિને શુરાતન આપતી હતી તે પણ એકાએક એટલા ઉત્સાહ અને આવેશમાં આવી ગઇ કે પોતે રણમેદાન તરફ ધસવા લાગી આ જોઈ હઝરત હુસૈને પ્રસન્ન થઇ કહ્યુ "એહલે બૈત તરફથી ખુદા આપને નેક બદલો આપે. પરંતુ આપ લડાઇમાં ઝંપલાવશો નહિ સ્ત્રીઓ લડાઇની જવાબદારીથી મુક્ત છે.

આ પછી બન્ને સઅદે હુમલાની શરૂઆત કરી જ્યારે તેઓ અત્યંત નજીક આવી પહોંચ્યા ત્યારે આપના રફીકો ઘુંટણ ટેકી ઝમીન ઉપર ઉભા થઇ ગયા અને પોતાના તીર અને ભાલાઓથી શત્રુઓનો મુકાબલો કર્યો આથી દુશ્મન પક્ષના સ્વારો આગળ વધી શક્યાં નહિ અને ઘોડાઓ પાછળ હટવા લાગ્યા. હઝરતના સૈન્યે આ તકનો લાભ મેળવી તેમના ઘણા માણસોને કત્લ અને ઝખ્મી કર્યાં.

હવે રણ મેદાન લડાઈની ગર્જનાઓથી ગુંજવા લાગ્યું બન્ને પક્ષો તરફથી એક એક અથવા બે, બે યોદ્ધાઓ આગળ આવી પોતાનું શુરાતન બતાવવા લાગ્યા. હઝરત હુસૈન (રદી) નો પક્ષ જીત ઉપર હતો. જે કોઈ મુકાબલા માટે આગળ આવતો તે તરતજ મૃત્યુને શરણ થઇ જતો. ઉમ્રૂ બિન અલ-હજ્જાજ પોતાના પક્ષની આવી નિર્બળતા જોઇ ગભરાયો

## સદા માટે!

દિલ મરે છે એ બેવફા માટે;
કોઇ સમજાવી દે ખુદા માટે!

હાય ફેલાવું શું દયા માટે?
દિલ ગયુ પોતે દાઝવા માટે!

ઝિંદગી આમ છે શમા માટે;
બળતાં બીજાને બાળવા માટે!

શાને દિલ લૂટયું દગાબાઝે;
દૂર થૈ જઇને બાળવા માટે?

હાય! નિર્દોષ દિલ, નજર કાતિલ;
શું કહું એના દબદબા માટે!

મારા માટે હઝાર વાતો થઇ;
હું ગયો એક વાતના માટે!

તેઓ આવ્યા હતા, ગયા તે ગયા,
યાદ મૂકી ગયા સદા માટે!

દર્દ સાથે મળી રહી છે દવા;
"દર્દ તડપી રહ્યુ દવા માટે."

નામના એની મારા ગમથી છે;
એટલે ખુશ છું વેદના માટે.

યાદ રહી જાશે 'અદીબ' મરવા પછી;
જીવ જીવન તુ સર્વના માટે.

'અદીબ' કુરૈશી

અને તરતજ બોલી ઉઠયો "ઓ મૂર્ખાઓ! પહેલાં વિચારી લો કે તમને કોની સાથે લડવાનું છે. આ લોકો મરણીયા થઇ તમારો મુકાબલો કરે છે. આ રીતે તો એક પછી એક તમે બધા કત્લ થઇ જશો હવે એ રીતે લડશો નહિ. તેમની સખ્યા બહુજ અલ્પ છે. કેવળ પત્થરોથીજ તમે એમનો ઘમસાણ કાઢી શકો છો. આ દ્વંદ્વ યુધ્ધ બંધ કરી બધા એમની ઉપર તુટી પડો."

તેની આ ઉશ્કેરણીથી રણ મેદાન જોત જોતામાં એક ઘોર હત્યાકાંડ અને ખુના મરકીથી ભરપૂર બની ગયું લગભગ એક કલાક પછી લડાઇ બંધ પડી ત્યારે જણાયું કે હુસૈની સૈન્યના એક પરાક્રમ સૈનિક મુસ્લિમ

બિન ઓસજહ ખુનથી રગાઇને ધૂળ ઉપર પડેલા હતા. હ. હુરૌન તરતજ તેમના શબ આગળ દોડી ગયા હજી કંઇક શ્વાસ બાકી હતો. આપે આદ્રતા ભર્યા અવાજે કહ્યું "મુસ્લિમ ! ખુદા પોતાની રેહમતોથી તને ભગ્યશાળી બનાવે"

મુસ્લિમ બિન ઓસજહ હુરૌન પક્ષ તરફથી સૌથી પહેલાં શહીદ હતા

આ પછી શિમ્ર બિન ઝિલજૌશ પોતાના સૌન્ય સહિત આગળ વધ્યો અને ડાબુની હુમલો કર્યો પરંતુ આપના પક્ષે ઘણીજ બહાદુરીથી જવાબ આપ્યો. આ તરફે ફક્ત ૩૨ સવારો હતા પરંતુ જ્યાં જ્યાં તેઓ તુટી પડતા ત્યાં દુશ્મન સૈન્યનું ઘમસાણ નીકળી જતું આથી દુશ્મનોએ તરતજ બીજી સહાય મંગવી અસંખ્ય સૈનિકો અને ૫૦૦ તીરંદાઝ મદદ માટે આવી પહોચ્યા. તેઓએ આવતાજ તીરોનો વરસાદ શરૂ કર્યો જોત-જોતામા હુસૈની સૈન્યના તમામ ઘોડાઓ ઝખ્મી થવાથી તેઓ નિરૂપયોગી થઇ ગયા આથી ઘોડેસ્વારને પયદળ બનવુ પડયુ.

હૂરનું પરાક્રમઃ—એયૂબ બિન મશરહથી રિવાયત છે કે હૂર બિન યઝીદના ઘોડાને મેં જાતે ઝખ્મી કર્યો હતો. તીરોના અસહ્ય જખ્મોથી ઘોડો બેસી ગયો પરંતુ હૂર બિન યઝીદ સહેજ પણ ગભરાયા વગર તરતજ ઘોડા ઉપરથી કુદી પડયો અને તલવાર હાથમા લઇ વિકરાળ સિંહની માફક શત્રુઓમા ઘુમવા લાગ્યો. આ પ્રસગે તે નીચેની પંક્તિ લલકારતો હતો

"તમે મારા ઘોડાને નિરાધાર કર્યો તો શું થયું ? હુ શરીફ ખાનદાનનો પુત્ર છુ અને મહા ભયાનક સિંહથી પણ હું વધુ વિકરાળ છુ"

અપૂર્ણ.

# મુસ્લિમની ગઈ કાલના સ્મરણો

અનાયાસે સ્મરણમા આજ આવી ગત કથા મારી,
જગતને બોધ દેનારી અનેરી વિદ્વતા મારી.
વયોવૃદ્ધ વ્યોમને પૂછો હતી શી વીરતા મારી,
ધરાને કરબલાની જઇને પૂછો ધીરતા મારી
ખુદાઇમાં ખુદાની, હુ ખુદાનો શેર કહેવાતો,
ગજાવી મુકતી રણભોમ એકજ ગર્જના મારી.
અરબથી શામમાં, યુરોપમા ને એશિયામાં પણ,
જરૂરત જ્યાં પડી દોડી ગઇ ત્યા વીરતા મારી.
હતો નિર્દોષ હું એવો અને શુરવીર પણ એવો,
કે મારૂ બાળપણ અસગર અને અકબર યુવા મારી.
હું એક અણમોલ પુસ્તક સમ જગત
આખામાં વંચાતો,

લખાની કુદરતી કરથી સદા પ્રસ્તાવના મારી
ખુદા ખુદ મુજમાં રે'તો લીન ને તલ્લીન
હુ એમા,

બધે બધ ઉચ્ચ કાતીની ગણાતી પ્રાર્થના મારી
અમર રહેવાને કાજે હુ હમેશા જીવતો જીવન,
અચળ રહેવાને મનમાં જન્મ લેતી, આસ્થા મારી.
હૃદય વ્યાપી ખુદાને વિશ્વ વ્યાપી મેં કરી દીધો,
બધે ગુંજી ઉઠી અલ્લાહો અકબરની સદા મારી.
એ જગ વિખ્યાત અગ્નિ કુડને ઠંડો કરી દીધો,
ગઇ ઇરાન જ્યાં તૌહીદની શીતળ હવા મારી.
તને કંઇ યાદ છે આફ્સોસ ઓ યુરોપના ગૌરવ,
દિમાસ્ક સાથે વ દુમા તું કરતો વાહ વાહ મારી.
દબાવે છે મને તું આજ પણ હે વ્યોમ જાણી લે,
કે તારા સાને પડ ખુદી વળી છે પાદુકા મારી.
'ગની' છે વ્યર્થ એ ગઇ કાલ ઉપર આજનુ રૂદન,
કે હું ભૂલ્યો ખુદાને, સાંભળે ક્યાથી ખુદા મારી.

'ગની' સુરત

# મૌલાના હાલી.

અનુ-"મુકબિલ" કુરેશી

શમ્સ-ઉલ-ઉલમા ખ્વાજા અલતાફ હુસેન હાલીનો જન્મ ઈ. સ ૧૮૩૭ પાણીપતના મુકામ પર અનસારીઓના મહોલ્લામાં થયો હતો. અને સાંજ ૧૨મી ડીસેમ્બરની ૧૯૧૪માં ઇન્તેકાલ પામ્યા. તેમના વાલિદ સાહેબનું નામ ખ્વાજા ઇજદ બખ્શ હતું. જ્યારે હાલીની નવ વર્ષની ઉમર હતી ત્યારે તેમના વાલિદનો ઇન્તેકાલ થયો. સત્તર વર્ષની ઉમરે તેમની શાદી થઇ.

તેમની શાયરી બે ભાગમાં વહેંચી શકાય છે. (૧) જેમાં કદીમ તર્ઝની ગઝલો છે. (૨) જદીદ શાયરી જેમાં કૌમી અને અખ્લાકી નઝમો છે તેમની શાયરીની સાદગીમાં "ઝૌક"નો આવાઝ અને "ઝફર"ની રાગણી છે. મિર્ઝા "ગાલિબ"ના શગિર્દ હતા. તેમની પહેલી ગઝલ જોઈ મિર્ઝા ગાલિબે કહ્યું, "જો તમે શાયરી નહી કરો તો તમે તમારા પર ઝુલ્મ કરશો" પરંતુ રિવાયતી અને અકીદતી શાગિર્દ અને હર તરફ હમનશીની અને હમ આહન્ગીના બાવજુદ હાલીની કદીમ ગઝલો પર ગાલિબની છાયા પણ ન પડી. તેમના તગઝઝુલ પર જો કોઇની અસર પડી તો 'શેફતા' અને 'મોમિન'ની 'હાલી' પર કોઇ વખત 'સૌઝ'ની આછી, છાયા પડી જાય છે.

તેમની સાદગીને લખનવની જનતાએ એટલા માટે પસંદ કરી કે લખનવ હવે એ લખનવ ન હતું; જે 'મીર' અને 'મુનવ્વર' દિલ્હીથી આવ્યા અને જ્યારે લખનવવાલા 'જુરઅત' અને તેના ઉસ્તાદ 'હસરત'ના સાદા અને શીરીં કલામ પર જાન આપતું હતું. 'હાલી'ના જમાનામાં લખનવ જે સાદગીનું કદ્ર શનાશ હતું. તેની મિસાલ 'અમીર' મીનાઇનો એક શઅેર છે.

"ખંજરે. તરને દિયા ન પાની,
તરસા તરસા કે માર ડાલા."

પરંતુ "હાલી"ની સાદગી એવી સાદગી છે. જે જબાનો અલ્ફાઝથી નહીં બલ્કે ખુલુસ અને વજદાની માઅસુમીયતથી પૈદા થાય છે.

"કર દિયા ખૂગરે જફા તૂને,
ખૂબ ડાલીથી ઇબ્તિદા તૂને."

"હાલી"ના ચંદ અશઆર પેશ કરું છું.

નઝર આતા હૈ યેહ પેહલેહીસે 'હાલી' અંજામ,
યારકી મૈજી કહું હૈ યે; ઇનાયત કૈસી"

×

કબ્ક વકુમરી મેં યેહ ઝગડા હૈ ચમન કિસકા હૈ,
કલ ખિઝાં આકે બતા દે કે વતન કિસકા હૈ.
અબ તો તકદીર સે વાઅઝ નહી હટતા **હાલી**,
કેહતે પેહલેસે તો દે લે કે હટાયા હોતા.

હાલીની ગઝલોમાથી બે ગઝલ પેશ કરું છું.

(કદીમ તર્ઝ)

યા આફતે જાં ઇસકા અંદાઝે કર્મા હારી,
હમ બચકે કહાં જાતે ગર તીર ખતા હોતા.
કુચ્છ અપની હકીકતકી ગર તુજકો ખબર હોતી,
મેરી હી તરફ તુ ભી ગૈરોસે ખફા હોતા.
જો દિલપે ગુઝરતી હે કયા તુજકો ખબર નામેહ;
કુચ્છ હમને સુના હોતા ફિર તૂને કહા હોતા.
જો જાનએ દર ગુઝરે વોહ ચાહે સો કર ગુઝરે;
ગર આજ ન તુમ આતે કયા જાને કયા હોતા !

+

હે જુસ્તજૂ કે ખૂબસે હૈ ખુબતર કહાં?
અબ ઠૈરતી હૈ દેખે જાકર નઝર કહાં?
યારબ ઇસ ઇખ્તીલાતકા અંજામ હો બ ખૈર;
થા ઉનકો હમસે રબ્ત મગર ઇસકદર કહાં?
હમ જિસપે મર રહે હૈ વોહી બાત હૈ કુચ્છ ઔર;
આલમ મેં તુજસે લાખ સહે; તો મગર કહાં?

×

હાલીની ચંદ નઝમો પણ પેશ કરું છું.

( જદીદ તર્જ )

### આઝાદીકી કદ્ર

એક હિન્દીને કહા હાસિલ હૈ આઝાદી જહાં,
કદ્ર ઉનમેં બહોત બઢકર હૈ આઝાદીકી હમ
હમ કે ગૈરોંકે સદા મહકુમ રેહતે આયે હૈં
કદ્ર આઝાદીકી જિતની હમકો હો, ઇતની હૈ કમ.
આફિયતકી કદ્ર હોતી હૈ મુસીબત મેં સદા,
ઐ નવા કો હૈ ઝિયાદા કદ્ર દિનારો દીરમ.
તારીફઅલા શીવા બાલા ઝદાં હૈ કો સે હકીમ;
દેગા કૈદી એ ઝિયાદા કોન આઝાદી પે દમ.
સુનકે એક આઝાદને ચેહ લાફ ચુપકેસે કહા,
હૈ સફર, મોરે કે કીડે કે લીયે બાગે હરમ

×

બદી કર કે નેક નામીકી તવક્કો રખની
ના મુન્સફ હમે રસ્મ થા એક ઝિદએકા હકિમ
ભરતાવસે નાવાથી બહોત જિરકી રૈયત,
જબ દૌરે મેં ઉડતા થા તો દેહાત મેં જાકર.
થા પૂછતા હર એકસે અઝ રાહે શરારત,
હૈ પરગનાહ કે લોગ સમજતે હમે કૈસા.
કરતા હૈ હમારી વે હ સિનાઈશ કે મુઝમ્મત,
થી ઉસકી મિસાલ ઐસી કે એક શખ્સ બદઅ વાઝ.
જિસકો કે ખુદ આવાઝમેં થી અપની કરહત,
ગાતા થા ખળા હોકે ઔર આવાઝ કે પીછે,
હર બાર લપકતા થા બદસદ તેઝીએ સુરઅત.
હોના કે યે મા'લૂમ કે હૈ દૈરસે મેરા,
આવાઝે ખુશ આઈન્દ દીયા કાબિલે નફરત

×

હાલીને મુસ્તકબિલને શાયર નહિ હતી, શાયર પરંતુ ભૂત, વર્તમાન અને ભવિષ્યના' મહાવરા અમર કોઈ વખત કોઈ જમાનાની શાયરીમાં જોવા હોય તો તે હાલીમાં મૌજૂદ છે. જ્યારે દુન્યા બદલી જશે ત્યારે હાલી માટે કહેવાશે કેટલુ શરીફ દિલ એના સીનામાં ધડકતુ હતુ હાલી ઉર્દૂ ગદ્ય અને પદ્યમાં અસલિયતના પયગમ્બર છે. અને તેમના કલામમાં અસલિયતના તમામ જોર અને અસલિયતની તમામ ખૂબીઓ મૌજૂદ છે

હાલી આબેહયાત આફતાબ જેવી છે. બહુ થોડા માણસો તેમને સમજ્યા અને તેમનાથી નૈશની હાસિલ કરી અને થોડા પર તેમની હકીકત છુપી રહી અને તેઓ ગુમરાહ થયા. સંપૂર્ણ.

## ગઝલ

આંખડીની આશકી જાણું છું હું
ઇશ્વરની દિલબરી જાણું છું. હું.
આપના કસમ આપને મળ્યા વગર,
આપની દર્દી દિલી જાણું છુ હું.
કોઇ જાણે કે ન જાણે વિશ્વમાં,
શેખ, તારી મચકરી જાણું છુ હું.
એજ કારણ મોતથી બે ખૌફ છુ,
કલ્પના છે જિંદગી જાણું છું હુ
વ્યોમના ઝખમોને મારા પાત્રમાં,
છે નિતરા ચાંદની જાણું છુ હું
ખુદ ખુદને જેનરે છે માનવી.
હા, કરીને બંદગી જાણું છુ હું
છેક—છણકા, રૂપ—વીતન—આંખડી,
દિલલગી છે દિન-લગી જાણું છુ હુ
કોણ જાણે યાદ કોની યાદ છે,
દિલ મહીં છે રોશની જાણું છુ હું.
નીચ પાપી ક્રૂર કંઈ કહેતો નથી,
હલ તા. ! માનવી જાણું છુ હું
આપ રૂઠી જ્યારથી ચાલી ગયા,
જિંદગી ક્યાં જિંદગી જાણું છુ હું
એટલે 'શૌકીન' દિલ દેતો નથી
છે અમાનત પારકી જાણું છુ હું

"શૌકીન" જેતપુરી

# મુજદ્દિદે મિલ્લત

## ૯૦ ઉમ્ર બિન અબ્દુલ અઝીઝ

મૌ. યુસુફ તરાજવી

[ ગતાંકથી ચાલુ ]

એક અબ્દુલ હમીદ નામના ગવર્નર પર પ્રથમ પત્ર લખ્યો "શૈતાની વસવસા અને રાજ્યના ઝુલ્મ પછી મનુષ્યજાતિની બકા નહિ થઇ શકતી–એટલા માટે જ્યારે તમોને મારો પત્ર મળે તે વખતે દરેક હકદારોને તેનો હક અદા કરો. જેટલા નાજાઇઝ ટેક્ષ હતાં બંધ કર્યાં. એ સિવાય અન્ય સઘળાં અત્યાચારો રોકયાં. વખતો વખત અધિકારીઓને ન્યાય કાયમ રાખવા અને અત્યાચારો બંધ કરવાના ફરમાનો મોકલતાં હતા જેમકે એક ગશ્તી ફરમાન સઘળા અમીરોના નામે મોકલ્યું. કે "લોકો ખરાબ અધિકારોના લીધે જેઓએ ખરાબ નિયમો બાંધ્યાં અને કદાપિ ન્યાય નમ્રી અને ભલાઇનો વિચાર ન કર્યો, ઇલાહી અહકામોમાં સખત મુસીબત સખતી અને ઝુલ્મમાં ફસ્યા." ઉમરની યુગમાં સરકારી ખઝાનાની આવક જાવકમાં ઘણી ખરાબીઓ હતી. જાઇઝ અને નાજાઇઝ આવકમાં કાંઈ ફર્ક ન હતો. દરેક પ્રકારની નાજાઇઝ આવકથી ખઝાનો ભરવામાં આવતો હતો. પછી એવીજ નાજાઇઝ જગ્યાઓમાં ખર્ચ કરવામાં આવતો હતો. બૈતુલ માલ જે એક કૌમી અમાનત છે. જાતી ખઝાનો બની ગયો હતો, અને તેનો મોટો ભાગ ખલીફાઓના વ્યક્તિગત ખર્ચોમા વપરાતો હતો. હઝરત ઉમ્ર બિન અબ્દુલ અઝીઝે આ બધી ખરાબીઓ દૂર કરી શાહી કુટુંબના સઘળાં વઝીફાઓ બંધ કર્યાં ખિલાફતના દબદબા અને શાહના ખર્ચો બિલકુલ ઉડાવી દીધાં, તેઓ ગાદીનશીન થયાં ત્યાર પછી શાહી તબેલાના ચપરાસીએ સ્વારીઓનો ખર્ચ માંગ્યો. ત્યારે આપે હુકમ કર્યો કે એને વેચીને એની કિંમત સરકારી ખઝાનામાં દાખલ કરવામાં આવે, મારો ખચ્ચર મારા માટે બસ છે.

બૈતુલ માલની આવક વધારવા માટે હજ્જાજ નવ મુસ્લિમોથી પણ જઝ્યા વેરો લેતો હતો. આપે હુકમ જારી કર્યો કે "જે લોકો મુસલમાન થઇ જાય તેઓનો જઝયો બંધ કરી આપવામાં આવે. આ ફરમાન પર એટલા માણસો મુસલમાન થયાં કે જઝયાની આવક ઘટી ગઇ હયાન બિન શુરૈહે શિકાયત લખી કે "એટલા પ્રમાણમાં લોકો મુસલમાન થાય છે કે મારે કર્જ લઇ મુસલમાનોને વઝીફા આપવો પડે છે." આપે તેઓને ઘણોજ સખત પત્ર લખ્યો કે "જઝયો કોઇ પણ પ્રકારે બંધ કરો જનાબે રસૂલ (સલ) હાદી (સીધા માર્ગે દોરનાર) બનાવીને મોકલવામાં આવ્યા હતા. ટેક્ષ વસુલ કરવા મોકલવામાં આવ્યા ન હતા.

જઝયા વિષે એટલી સખતીથી કામ લીધું કે આમ ફરમાન જારી કર્યો કે "અગર જઝયો તાજવામાં મૂકવામાં આવ્યો હોય અને એ હાલતમાં પણ ઝિમ્મી ઇસ્લામ સ્વીકારી લે અથવા શરૂ સાલથી એક દિવસ પહેલાં ઇસ્લામ લાવે તો પણ જઝયો લેવામાં ન આવે"

ખિરાજની ઇસ્લાહ માટે અબ્દુલ હમીદ બિન અબ્દુર્રહમાનને આ ફરમાન લખ્યું. (૧) જમીનની પરીક્ષા કરો બનજર (પડતર) જમીનનો બોજ આબાદ (ખેડાણ) જમીન પર અને આબાદ જમીનનો બોઝ બનજર જમીન પર ન નાંખો પડતર જમીનની પરીક્ષા કરો. અગર તેમાં ફળદ્રુપતા હોય તો તે અનુસાર ટેક્ષ લો. અને તેની ઇસ્લાહ કરો કે તે આબાદ થઇ જાય–જે ખેડાણ જમીનમાં પેદાશ ન થતી હોય તેનાથી ટેક્ષ ન લો. જે જમીનો દુકાળવશ

થઇ જાય તેઓના માલિકોથી ટેક્ષ ઘણીજ નરમીથી વસુલ કરો. ખિરાજમાં ગાત્ર સાતમો ભાગ લ્યો. જેમાં સોનું ન હોય-ટંકશાળ અને ચાંદીગાળનારાઓથી, નૌરોઝ અને મહેરજાનની ભેટો, અરજી લખવાનું મહેનતાણું અને લગ્નનો ટેક્ષ અને નિકાહખાના ન લો. જે ઝિમ્મી મુસલમાન થઈ જાય તેના પર ખિરાજ નથી. સારાંશ તેઓએ બૈતુલ માલમાં દરેક પ્રકારની નાજાયઝ આવકોને બંધ કરી.

બૈતુલ માલના રક્ષણની ઘણીજ સુંદર વ્યવસ્થા કરી એક વખતે યમનના બૈતુલમાલમાંથી એક દિરહમ ગુમ થઈ ગઇ હઝરત ઉમ્ર બિન અબ્દુલ અઝીઝે ત્યાંના ખઝાનાના ઓફિસરને લખ્યુ કે હું તમારી અમાનતને તહોમત લગાડતો નથી. પણ તમારી બેપરવાહીને ગુનેગાર ઠેરવુ છુ અને મુસલમાનો તરફથી તેઓના માલનો દાવેદાર છુ તમારા પર ફર્ઝ છે કે તમો શરઇ કસમ ખાવો

યઝીદ બિન મુહલ્લબ ખુરાસાનના ગવર્નરને ખિયાનતના ગુનાહમાં બરખાસ્ત કરી કેદ કર્યા. અબુબક્ર બિન હઝમે સુલેમાનના આખરી યુગમાં કાગળ, કલમ, ખડીયો અને ઉજમના દફતરી ખર્ચો વધારા માટે લખ્યુ હતું હજુ તેનો કાંઇ બંદોબસ્ત થયો ન હતો. કે ઉમ્ર બિન અબ્દુલ અઝીઝ ખલીફા થયા. તેઓએ અબુબક્રને લખ્યું. "તે દિવસ યાદ કરો. જ્યારે તમો અંધારી રાતમાં વગર ફાનસે કાદવમાં પોતાના ઘરથી મસ્જિદે નમાઝે જતાં હતાં. અને આજે ખુદની કસમ તમારી હાલત તેનાથી કંઇ ઘણી વધારે સારી છે કલમ પાતળો કરો, અને લીટીઓ પાસે પાસે લખ્યા કરો, પોતાની જરૂરતોમાં કિફાયતથી કામ લો. હું મુસલમાનોના ખઝાનાથી એવી રકમ ખર્ચ કરવું પસંદ નથી કરતો, જેનાથી તેઓને કાંઇ લાભ નથી. બીજા ગવર્નરોને પણ એજ હિદાયત લખી. કે કોઇ ગવર્નર મોટા કાગળ પર મોટા શબ્દોમાં ન લખે-પોતે તેમના હુકમો પણ એક વેંતથી વધારે ન લખતા હતાં.

બૈતુલમાલની આવકો અને ખર્ચાના જુદા જુદા ખાતા કાયમ કર્યા. સદકહનાં જુદા. ખુમ્સના જુદા માલેગનીમતના જુદા. કાઝી ખલીફાઓ ખુમ્સનાં મુકર્રર ખર્ચોની પાબંદી કરતાં ન હતાં. ઉમ્ર બિન અબ્દુલ અઝીઝે ખુમ્સને તેના ખાસ ખર્ચોમાં લગાવ્યો બૈતુલમાલને ફરી મુસલમાનોની એજ અમાનત બનાવી. તેના કુલ્લે રૂપીયા તેઓની જરૂરતો માટે વકફ કર્યા તેની આવકનો મોટો ભાગ ખાલિસ રૈયતના લાભોના કાર્યોમાં ખર્ચ કરવામાં આવતો હતો, દેશમાં જેટલા લુલા લંગડા હતા બધાના નામો રજીસ્ટરમાં લખેલાં હતા, તે સઘળાંને વઝીફો મળતો હતો. જે એ ફીસરો તેમાં જરા પણ સુસ્તી કે સુમારે વધારો કરતાં હતાં તેઓને ચેતવણી આપવામાં આવતી હતી.

ઘણાંક લોકોને રોકડા રૂપીયાના બદલે અનાજ મળતુ હતું. જેમકે કેટલીક જમાત તેને દરેક માણસ દીઠ સાધારણ ઉપયોગ ના હિસાબથી અનાજ મળતું હતું. કર્જદારોના કર્જ અદા કરવા માટેનું એક ખાતુ હતું. દૂધ પીતાં છોકરાઓના વઝીફા મુકરર હતાં. એક આમ લંગરખાનું હતું. જેનાથી ફકીરો અને મિસ્કીનોને ખાવું મળતું હતું.

કોઇ રાજ્યનો ન્યાય. ઇન્સાફ અને ઝુલ્મ, અત્યાચારની ખરી પરીક્ષા અને કસોટી બીજી પ્રજાઓ અને અન્ય ધર્મોના સાથે તેનું વર્તણુંક છે. આ કસોટીમાં ઉમ્ર બિન અબ્દુલ

અઝીઝનો કાળ માથેથી પગ સુધી ન્યાયજ ન્યાય હતો. તેઓએ જેવી રીતે ઝિમ્મીઓના હકોનું રક્ષણ કર્યું અને તેઓ સાથે જેવું નમ્ર ભરેલું વર્તન કર્યું, તેનું ઉદાહરણ ફારૂકી યુગ સિવાય અન્ય કોઇ યુગમાં મળી શકતું નથી. મુસ્લિમો જેમ તેઓના માલ અને જાનનુ રક્ષણ કર્યું તેઓના ધર્મમાં કદાપિ કોઈ પણ પ્રકારની દખલ અંદાઝી ન કરી, જઝીઓ લેવામાં નરમી અને સહુલતો કરી અદી બિન અરતાંત પર લખ્યું કે ઝિમ્મીઓ સાથે નરમી કરો એઓમા જે ઘરડે અને નાદાર થઇ જાય તેઓની કિફાલત કરો અગર તેઓના કોઇ સગો સ્નેહી હોય તો તેઓને કિફાલતનો હુકમ કરો જેમકે તમારો કોઈ નોકર ઘરડો થઇ જાય તો તેને સ્વતંત્ર કરવો પડશે અથવા મરે ત્યાં સુધી તેની કિફાલત કરવી પડશે. ઝિમ્મીનાં લોહીની કિંમત મુસ્લિમના લોહી બરાબર ઠેરવી એક સમયે હિરાના એક મુસ્લિમે એક ઝિમ્મીને કત્લ કર્યો ઉમ્ર બિન અબ્દુલ અઝીઝે ત્યાના ગવર્નરને લખ્યુ કે મારનારને મરણ પામેલના વરિસોને હવાલે કરો, તેઓ જોઇએ તો કત્લ કરે અથવા ક્ષમા કરે જેમ કે મારનારને હવાલે કરવામાં આવ્યો અને ઝિમ્મીઓએ તેને કત્લ કર્યો.

કોઇ મુસ્લિમ તેઓના માલમાં લૂટફાટ કરી શકતો ન હતો, જે કરતો તેને સઝા મળતી. એક વખતે મુસ્લિમ સ્બીઆ શરહીએ એક સરકારી ઝરુરતમાં એક નબતીનો ઘોડો વેઠમાં પકડી લીધો, અને તેના પર સ્વારી કરી. ઉમ્ર બિન અબ્દુલ અઝીઝે તેને ચાલીસ ફટકા મરાવ્યા

છીનવેલા માલ પાછા કરતી વેળા શાહી કુટુંબથી ઝિમ્મીઓની જમીન પણ પાછી અપાવી. તેઓના ધર્મિક હકો જે ગાઝી ખલીફાઓના જમાનામા મટી ગયાં હતા. નવે સરથી કાયમ કર્યા. દમરકમાં એક ગિરજા ઘર મુદતથી એક મુસ્લિમ કુટુંબની જાગીરમા ચાલ્યો આવતો હતો, ઇસાઇઓએ હઝરત ઉમ્ર બિન અબ્દુલ અઝીઝ પગે દાવો કર્યો આપે પાછો અપાવ્યો આ એક અદભૂત વાત છે કે નાજાઇઝ આવકોના બધ કરવામા અતિશય વ્યવસ્થા અને અતિશય ખર્ચો છતાં સરકારી ખઝાના પર કોઇ ખાસ અસર પડી નહી, બલ્કે કેટલાક દેશોના ટેક્ષોમાં નવાઇ ઉપજાવ-નાર વધારો થયો. જેમકે ઇરાકની આવક હજ્જાજના અત્યાચરી યુગથી પણ વધી ગઇ. હઝરત ઉમ્ર બિન અબ્દુલ અઝીઝ ફરમાવતાં હતાં કે ખુદા હજ્જાજ પર લઅનત કરે તેને ન દીનનુ ભાન હતુ ન જગતનુ ભાન. હજ્જાજે પોતાના ઘાતકી રિવાજો છતા ઇરાકથી માત્ર બે કરોડ એંશી લાખ દિર્હમ વસુલ કરી તેણે ખેડૂતોને વીસ લખ દિર્હમ જમીનને ખેડવા માટે કરજની રીતે આપ્યાં. ત્યારે એક કરોડ સાત લખનો વધારો થયો. આ બરબાદી છતાં જ્યારે ઇરાક મારા કબજા હેઠળ આવ્યુ ત્યારે મે બાર કરોડ ચાલીસ લાખ દિર્હમ વસુલ કર્યા અને અગર જીવતો રહીશ તો ઉમ્ર બિન ખત્તાબના જમાનાથી વધારે વસુલ કરીશ.

અન્યાયની રોકથામ નાજાઇઝ ટેક્ષોના ગનસુખી, ઝિમ્મીઓ સાથે સારો વર્તાવ, અને સામાન્ય બક્ષીશો ભેટોના કારણે દેશ અતિશય ખુશ હાલ અને રૈયત આસુદા હાલ હતી. ઇરાની લબાઇ પહોળાઇમાં ગરીબાઇ કંગાલી-યતના ચિન્હો બાકી રહ્યાં ન હતાં. મુહાજિર બિન યઝીદનુ વર્ણન છે કે અમો સદકો વહેંચતા હતા. એક વરસ પછી બીજે વરસે

તે લોકો જે પહેલા વર્ષે સદકો લેતાં હતા પોતે બીજાઓને સદકો આપતાં હતાં.

ઉમ્ર બિન અબ્દુલ અઝીઝે માત્ર અઢી વર્ષ રાજ્ય કર્યું. આ ટુંક મુદતમાં આ હાલત થઇ ગઈ હતી કે લોકો તેઓના ગવર્નરો પાસે સદકાનો માલ વહેંચવા માટે લઇને આવતાં હતાં, પણ કોઈ હાજતમંદ મળતો ન હતો. અને તે માલ પાછો લઇ જવો પડતો હતો. ઉમ્ર બિન અબ્દુલ અઝીઝે સઘળાંને એટલા ધનવાન બનાવી આપ્યાં હતા કે કોઇ માણસ હાજતમંદ બાકી રહ્યો ન હતો આપના યુગમાં રૈયતની આર્થિક હાલત એ દરજ્જે પહોંચી હતી. કે ધનના નશામાં ગર્વ અને અભિમાનમા તેઓના પડવાની શંકા ઉત્પન્ન થઇ હતી જેમકે અદી બિન અરતાતે આપને લખ્યુ. કે બસરા વાસીઓ એટલા ધનવાન થઇ ગયાં છે કે મને ભય છે કે તેઓ ગર્વ અને અહંકાર કરવા ન લાગે આપે ઉત્તર આપ્યો કે જ્યારે ખુદા પાકે જન્નતીઓને જન્નતમાં દાખિલ કર્યાં તો તેઓ માટે આ પસંદ કર્યું કે અલહમ્દુલિલ્લાહ કહે. એથી કરી તમો પણ લોકોને હુકમ આપો કો તેઓ ખુદા પાકનો શુક્ર કરે, કિંવા પ્રાર્થના કરે

હઝરત ઉમ્ર બિન અબ્દુલ અઝીઝની સઘળી ઇસ્લાહાતો હકીકતમાં મઝહબ પરસ્તીનીજ પરિણામ રૂપ હતી. એથી કરી, એક રૂએ તે સઘળી સેવાઓ ધાર્મિક બિન્દુમાં દાખલ છે, તેઓએ ઇસ્લામી શરીઅતમા જે ઉમવી ખલીફાઓની ગફલતથી બિલકુલ મરણવશ થઇ ગઇ હતી બીજી વખતે જાન નાંખી ઉમવી યુગમાં કોઇ વસ્તુ શરઇ માર્ગ પર રહી ન હતી.

ઉમ્ર બિન અબ્દુલ અઝીઝે બધાને ફરીથી સીધા માર્ગ પર લાવ્યા ગવર્નરોના નામે જે ફરમાનો જતાં હતા તે સઘળાંમાં શરીઅતના સજીવન અને બિદઅતના જડમૂળ ઉખેડવાની તાકીદ હતી.

અદી બિન અરતાતને એક ફરમાન લખ્યું. "કે ઇમાન અમુક ફરાઇઝ, અમુક અહકામ અને અમુક સુન્નતનું નામ છે જેણે આ ભાગોને સપૂર્ણ કર્યા તેણે ઇમાન સંપૂર્ણ કર્યો અને જેણે તેને સપૂર્ણ ન કર્યા તેણે ઇમાન સંપૂર્ણ ન કર્યો અગર હું જીવતો રહીશ તો તે બધાં ભાગોને તમારા આગળ ખોલીને વર્ણન કરીશ, જેથી તમો તેના પર અમલ કરી શકો, અને અગર મરણ પામ્યો તો મને તમારા સાથે રહેવાની લાલચ ઇચ્છા પણ નથી. સારાશ મઝહબી રૂહ આપના કામમાં સાર્વભૌમ ખુસુસિયત બની ગઇ હતી. તબરીનું વર્ણન છે કે વલીદ ઇમારતોનો બાંધનાર હતો. એટલા માટે તેના જમાનામાં એજ સામાન્ય મજાક થઇ ગયો હતો અને લોકો અન્યોન્ય માત્ર ઇમારતોનું વર્ણન કરતાં હતાં સુલેમાનને સ્ત્રીઓ અને લગ્નનો શોક હતો એટલા માટે લોકો તેના જમાનામાં લોંડીઓ અને લગ્નની ચર્ચા કરતાં હતાં પરંતુ જ્યારે ઉમ્ર બિન અબ્દુલ અઝીઝે ખિલાફત તખ્ત પર પગ મૂક્યો તો લોકોનો દ્રષ્ટિબિંદુ બદલાઇને ધર્મ અને પ્રાર્થનાની ચર્ચાઓ થવા લાગી.

શરીઅત સજીવન માટે ઉમ્ર બિન અબ્દુલ અઝીઝે ધાર્મિક કેળવણીના પ્રચાર માટે ખાસ બનાવ્યા કરી. કાઝી અબુબકર બિન હઝમને લખ્યું કે લોકોને જોઇએ કે સામાન્ય રીતે શરીઅતના ઇલ્મનો પ્રચાર કરે, કેળવણીના વર્તુળમાં બેસે જેથી જે લોકો જાણતા નથી તેઓ જાણી લે

એક બીજા ગવર્નરને લખ્યું કે લોકોને હુકમ આપો કે તેઓ પોતાની મસ્જિદોમા વિદ્યાનો પ્રચાર કરે કેમકે સુન્નત મગ્ગુર થઇ ચૂકી છે, જે આલિમો આ પવિત્ર કાર્યમા રોકાયેલા હતા તેઓને લખ્યુ "જે લોકોએ જમાતને તમામ કરી પોતને ફિકહની તઅલીમ માટે વકફ કર્યા છે બૈતુલ માલમાંથી મોટો પગાર આપો. એઓને વઝીફા (સ્કોલરશીપ) મુકર્રર કરો જેથી આ હાલત પર કાયમ રહી શકે આલિમો સિવાય વિદ્યાર્થીઓની સ્કોલરશીપ પણ મુકર્રર હતી દૂર દેશોમા કેળવણી પ્રચાર માટે આલિમો મોકલ્યા હઝરત અબ્દુલ્લાહ બિન ઉમ્ર (રદી)ના ગુલામ નાફિઅ જે મહાન નામચીન આલિમ હતા હદીસની તઅલીમ માટે મિસર મોકલ્યા કારી જાઅમલ બિન આમાનને કિરઅતની તઅલીમ આપવા માટે મિસર અને મગરિબ મોકલ્યા ઇત્યાદિ-

ઉમ્ર બિન અબ્દુલ અઝીઝે ઇસ્લામી હુકૂમતની હદોમા વધારો કરવાના બદલે ઇસ્લામનો વધારો અને પ્રચારને પોતાના સિધ્ધાંત બનાવ્યો

ફોજના અમીરોને ખાસ રીતે હિદાયત હતી કે કૌમીઓના કોઇ વર્તુળ અને તેઓના કોઇ પક્ષથી તે વખત સુધી જંગ ન કરે, જ્યાં સુધી ઇસ્લામ સ્વીકારવાનું આમંત્રણ ન આપો. સઘળા ગવર્નરોને હુકમ આપ્યો કે ઝિમ્મીઓને ઇસ્લામનુ આમંત્રણ આપવામા આવે જે ઝિમ્મી ઇસ્લામ સ્વીકાર કરે તેનો જઝયા વેરો માફ કરવામા આવે આ રીતે ઇસ્લામનો ઘણો પ્રચાર થયો એકજ જર્રાહ ખુરાસાનના હાકિમના હાથો પર ચાર હઝાર ઝિમ્મી મુસલમાન થયા ઇસ્માઇલ બિન અબ્દુલ્લાહ મગરિબના હાકિમના પ્રચારથી આખાયે મગરિબમા ઇસ્લામ પ્રસરી ગયો અને જુદા જુદા દેશોમા ઝિમ્મી એટલા મુસલમાન થયા, કે કેટલાક હાકિમોએ ખિરાજની આવક ઘટી જવા તરફ લક્ષ આપાવ્યુ

# વસાવી રહ્યો છું

હૃદયમા એ સુરત સમાવી રહ્યો છું
અને ચક્ષુઓમા વસાવી રહ્યો છું.
ગૃહી મન-મોહન મૂર્તિ મન મંદિર હું,
વિચારોની નગરી વસાવી રહ્યો છુ.
હૃદયના થતા એક અદના ઇશારે,
સકળ જીવતર ને નચાવી રહ્યો છુ
પ્રણયના ઉછળતી હૃદય-ઉર્મીઓને
દબાવી દબાવી સમાવી રહ્યો છુ
પ્રણય-સાગરે પૂર્ણ તૂફાન છે, પણ
જીવન-નાવડી ઝપટાવી રહ્યો છુ
મિલન-આશ ને એક ઉષા-લહેર માની
હૃદય પાંખડીઓ ખિલાવી રહ્યો છુ
ઘડી બે ઘડી છે તમારીજ વાટે
જીવન-જ્યોત નો ઝગમગાવી રહ્યો છુ
"સિરાજ" આજ ગુલતાન થઇ ગાનમા હુ
હૃદય-તારને ઝણઝણાવી રહ્યો છુ

સિરાજ

---

પરંતુ હઝરત ઉમ્ર બિન અબ્દુલ અઝીઝે એની બિલકુલ પરવા ન કરી. કેટલાને જવાબ આપ્યો કે 'રસૂલ (સલ)ને સીધો માર્ગ બતાવવા મોકલવામા આવ્યા હતા ખિરાજ વસુલ કરવા માટે મોકલવામા આવ્યા ન હતા" કેટલાકને લખ્યુ કે "હુ એ પસંદ કરૂ છુ, કે સઘળા ઝિમ્મીઓ મુસલમાન થઇ જાય અને અમારી તમારી સ્થિતિ એક ખેડૂતના જેમ થઇ જાય કે પોતાને હાથે કમાઇએ અને ખાઇએ" કેટલાક ગવર્નરોએ ફરીયાદ રજૂ કરી કે ઝિમ્મી જઝયાના ડરથી મુસલમાન થાય છે, એટલા માટે ખત્ના કરી એઓની પરીક્ષા લેવામા આવે, આપે લખ્યુ "રસૂલ (સલ) હાદી હતાં ખાતિના (ખત્ના કરનાર) ન હતા"

સંપૂર્ણ

# માનસિક વેદના

"પરવાઝ" પીગળતી

તેના કાળાં હોઠ સહેજ જાડા હતા, છતાં તેના આવવાથી ઓફિસના શાંત જીવનમાં ચેતન આવ્યું, આ નિરસ જીવનની સવાર સાંજ ઓફિસના કાગળો અને ફાઈલો જોવામાં પસાર થતી. એક એવું જીવન જેમાં હાસ્ય ન્હોતું, ઉત્સાહ ન્હોતો, દુઃખ કે તકલીફ પણ ન્હોતાં, વર્ષોથી લઇ કલાકો સુધીના જીવનનું એકજ ધ્યેય, કે ભુખી અને બેકાર, પ્રજાના માટે અન્ન અને ધંધા માટે કંઈક યોજના તૈયાર કરી તેમની દરિદ્રતા કંઇક અંશે ઓછી કરવી, પણ તેના આવવાથી આ જિંદગી અચાનક બદલી ગઇ, કલાકો અને વર્ષો હજી એના એજ હતા, છતા મધ્યાહ્નના જીવનમાં જાણે ચેતન આવ્યુ, તેમના કરમાએલા મુખો ફરીથી ખીલી ઉઠ્યાં.

તેના ઇશારાઓ, તેની વાતચીત કરવાની રીતભાત, અને તેની આંખોમાં અજબ બેપરવાઇ હતી, તે ઓફિસના ઓરડાઓમાં બેપરવાઇથી ફરતી, અને તેથી ઓફિસનો પ્રત્યેક કારકુન તેના પ્રત્યે આકર્ષાયા વગર ન રહેતો, તેની મુસ્કરાહટ સર્વ માટે વકફ હતી.

જ્યારે પહેલીવાર તે ઓફિસમાં આવી તો કામ અંગેની મુશ્કેલીઓ નિવારણ અર્થે રશીદનાં તેની પાસે બેસવાનો પ્રસંગ પ્રાપ્ત થતો, તે શાંતિથી તેનું કામ જોતો. છતા તેના મનમાં બીજાઓથી વધી કોઇ નવીન વીચાર સ્ફૂર્યો ન્હતો. તે તેને સાધારણ સ્ત્રીઓની જેમ એક સ્ત્રી સમજતો, જે પોતાનું હાસ્ય વીખેરતી અને એવી રીતે ન જાણે શું કરવાનો ઇરાદો રાખતી, તે ક્યારેય એ વાતની દરકાર ન કરતો, જ્યારે તે મુસ્કેરાઇને કહેતી. "મી. રશીદ મઝામાં છો." કે મી રશીદ હું તમારા આભાર તળે છું" તે રમખાણીક મંદસ્મિત કરતો, સામો આભાર વ્યક્ત કરી તેના ઓરડા બહાર નીકળી જતો. તે પોતાનાં સેક્શન ઇન્ચાર્જ ન હતી. પણ ઓફિસના જુના અનુભવી કલાર્ક હોવાને કારણે મી. શીલાને કામ શીખવવાની જવાબદારી રશીદને સોંપવામાં આવી હતી. તેનું લાંબા વખત સુધી શીલાના પાસે બેસવું તેનાથી વાતો વગેરે કરવું બીજાના માટે ગમે તે અર્થ હોય, તેના માટે ઓફિસના કામ સિવાય અન્ય કંઇ ન હતુ. તેણે કદીય એ વાત પર ધ્યાન ન હોતુ આપ્યુ કે આખિર આ બેપરવા સેક્શન ઇન્ચાર્જ "પોતાની મુસ્કરાહટ અને બેફામ ઇશારાઓમાં શી અસર રાખે છે. ઓફિસના અન્ય કલાર્કો રશીદને ચીડવવા માટે તેને મુબારકબાદ આપતા. અને બહાનાઓ તળે ત્યાં ડિગારાતી ખુશીઓને દબાવવા આવતા તેનું સર્વથી દુરથી મગતું બીજાઓ માટે આશ્ચર્ય કારક બીના હતી, પણ રશીદે ક્યારેય આ અર્થ અનુભવ્યું ન હોતું ઓફિસે આવતાં તેને એ વિચાર જરૂર આવતો કે મી શીલા આવશે, અથવા તેને બોલાવશે, પણ તે તેને મળવા ઇચ્છતો નહિ. તે થોડાજ દિવસોમાં તેનાથી કંટાળી ગયો હતો, અને તેના ઓરડામાં જવા ઇચ્છતો નહિ ધીરે ધીરે તેને લાગ્યુ કે તે તેનાથી દૂર રહેવા ઇચ્છે છે. કદાચ તે તેની મુસ્કેરાહટ ને તિરસ્કાર નો જે તેણીના જાડા હોઠ પર ફરકી ગાલોને બેડોળ બનાવતી. તેની ઉંડી નજરથી નફરત કરતો જે પ્રત્યેકના હૃદયની ઊંડાણમાં જતા મથતી. તેનાથી દૂર રહેવા માટે કોઇ સંયમની જરૂર ન્હોતી, તેના ઓરડામાં જવું છોડી દે, અને તેના સામે ન જાય, આખરે તેને કોઇ મજબૂરી તો હતીજ નહિ કે આવનાજ તેને પ્રણામ કરવા જાય, ઓફિસનું કામ તો તેણે શીખવી દીધુ હતું અને તેથી તેણે મી. શીલા પાસે જવું છોડી દીધું.

એક દિવસ ઓફિસ હજી ઉઘડીજ હતી, રશીદને પોતાની જગ્યાએ બેસતાં થોડીજ પળો વીતી હશે, ત્યા તે આવી

"મી. રશીદ, તેણે બન્ને હાથો ટેબલ પર મૂકી આગળ નમતાં કહ્યું. એક વાત કહુ."

"કહો." રશીદે જવાબ આપ્યો

"પણ એ ખાત્રી આપો કે તમો નહિ હસો.' આવી રીતે ખાત્રી આપી

"મારા પાસે એક સ્ત્રી કલાર્ક આવી છે મારો કલાર્ક હજુ નથી આવ્યો. માટે તમો તેનુ નામ રજીષ્ટરમા દાખલ કરી દો, પણ શર્ત એ કે તેને જોઇ હસશો નહિ" રશીદ પરિશાન થઇ ગયો તેણે કહ્યું "મોકલી આપો." તે ગઇ અને એક તદ્દન કાળી પ્રૌઢ અવસ્થાની સ્ત્રી દાખલ થઇ

"મને મીસ શીલાએ મોકલી છે, જેથી આપ મારું નામ રજીષ્ટરમા દાખલ કરી લ્યો." તેણે કહ્યુ

હા બેસો." અને રશીદ તેનુ નામ દાખલ કરવાના કાર્યમા લાગ્યો.

"તમારૂ નામ"

"મીસ મેરી."

"આપનું નામ, અભ્યાસ, ભપા અને ઉમ્મ્રો પ્રશ્ન હતો તમારા વિવાહ થયા છે કે નહિ, તે બધાય પ્રશ્નો પુછતો ગયો. પણ ઉમ્રના પ્રશ્નના જવાબથી હસ્યો તો નહિ, પણ મુસ્કેરાવા વગર ન રહી શકયો

"હુ હજુ સુધી મીસ છુ મેન, તમે આ શુ કહો છો"

"ઓહ, માફ કરજો" કહી રશીદ રજીષ્ટ્રેશન પુરૂ કરી, પીઓન સાથે તેને મીસ શીલા પાસે મોકલી દીધી.

તેના જવા પછી ફરીથી તે હસ્યા વગર ન રહી શકયો, પણ સાથેજ મીસ શીનાના શબ્દો તેના કાનમાં ગુંજવા લાગ્યા, દેખીની રીતે તે શબ્દો મી. શીલાએ સુચ્ચાઈથી કહ્યા હતા. પણ કેમ, એ વાતને તે ન સમજી શકયો, આખરે તે એક કલાર્ક હતો, તેનાથી મઝાક મશ્કરીનો શો આશય-વળી એક એવી જાતની મઝાક જે સગ્રેજ એક સ્ત્રી બેશરમ ઇથી કરી શકે. તેની આંખોની ચમક રશીદ માટે કોયડારૂપ હતી, અને આવી રીતે બેપરવાઇથી મેજ પર હાથ રાખી એવી રીતે નમી મુખમા મુખ નાખી દેવું, આ પાછળ શો હેતુ બની શકે છે તે તેની કસોટી કરતી હોય, જેથી તે એને પોતાના મેક્ષનમા બદલી કરે, કે પછી તેની ઉર્મિઓથી રમવા ઇચ્છતી હોય, પણ આ વાતની છુટ આપવા તે કયારેય તૈયાર ન્હોતો, એક ૪૫ રૂપિઆના કલાર્ક અને એક ગેઝેટેડ ઓફિસરનુ ગજું શુ ? અચાનક તેના વિચારો પલટાયા, તે વિચારતો કદાચ મી. શીનાની વેધક નઝરો, તેની બેપરવાઈ, અને તેના મીઠા શબ્દો, વિચાર કલાર્કોના જીવનમાં આગ ભડકાવા માટેજ હતા, અથવા કદાચ તેમને જીવનની ઝાંખી કરવા માટે હતા, હવે તેનુ કર્તવ્ય હતુ કે એ આગને છાતીમાં ભરી લે, તે પ્રેમના પુષ્પોને જીવનમા વણી લે, જે મીસ શીના તેને ધરી રહી હતી. પણ આ વિચાર સ્થીર ન રહ્યો, છેવટે તેને શું હક છે કે અમારા જીવનમાં તડપ જન્માવે, અમારા હૃદય મહીં ઇચ્છા જન્માવે, કોઇ ચીઝને મેળવાની ઇચ્છા અને પોતે દૂર રહી નાટક જોયા કરે, અમે તેના સુધી નથી પચી શકતા, પછી શા માટે મારા હૃદયમાં દબાએલી આગ ભડકાવાની કોશિશ કરે, તેના વિચારો જુદી જુદી દિશાઓ તરફ વહેવા લાગ્યા, કદાચ તે પોતાની લાગણીઓ વશ કરવા મથતી હશે, અથવા તેમનાથી રમવા ઇચ્છતી હશે, રશીદની આંખો સામે મી. શીલાનું ચિત્ર

જુદી જુદી રીતે દેખાયું અને અદૃશ્ય થયું પણ એથી તે કેઇ પણ વાત પર પ્રકાશ પાડી શકયો નહિ, મીસ શીલા તેના માટે કોયડારૂપ હતી, તે તેને સમજી શકતો નહિ, પણ જ્યારે તેને મીસ શીલાનો વિચાર આવતો કે તે પોતાને મીસ શીલા સામે તુચ્છ છોડવો કલ્પી લેતો જે એક મોટા ઝાડના મૂળીઆમા ઉગેલો હોય, અને પોતાના સાથીને જોઇ પોતાને તુચ્છ સમજતો હોય એટલેજ કદાચ તેને મીસ શીલાથી નફરત થવા લાગી હતી, ને હૃદયમાં એક આગ અનુભવતો, એવી આગ જે એક લાચાર નિરાધાર પક્ષી કેદમા પોતાના આઝાદીના દિવસોની યાદ આવતા અનુભવે, જ્યારે તે આઝાદ હતો, તેના વિચારો આઝાદ હતા, તેના પર તેની આગળથી છીનવી લેવાયા હતાં, અને એથીજ એક દિવસ મીસ શીલાનો પટાવાળો બોલાવા આવતાં તેણે મળવાની ના કહી દીધી.

ત્યાર બાદ થોડાક દિવસો એમજ પસાર થય ગયા, એ દરમ્યાન કંઇ નવીન વાત થઈ ન્હતી, ઓફિસની ધમાધમી. કલાર્કોના હસતા ચેહરા વડાઓના રોજના બદલાતા સૂટ અને ટાઇઓ, એજ રોજની મુખ્ય વસ્તુઓ હતી, એ બધાયમાં રશીદને શોક હતો? તે હજીપણ તેજ રશીદ હતો જે મીસ શીલાના આવ્યા પહેલાં હતો, હજી પણ તેનો હેતુ અન્ન મેળવાનો હતો, જે માટે તે સવાર સાંજ પ્રયત્ન કરતો માણસો માટે રોટી મેળવનું સાધન કરે જેથી તે ખુદ રોટી મેળવી શકે, અને એ કામમાં તેને કંઇક અંશે રસ પણ હતો, અને તે તેને માનવ સેવા, અને દેશની ખરાબ હાલત સુધારવા માટેની નજીવી સેવા સમજતો. અને તેનું જીવન પણ એજ હેતુ પાછળ પસાર થતું, મીસ શીલા પ્રત્યેનો તિરસ્કાર જે થોડા દિવસો પહેલા ખુબ વધી ગયો હતો, તે હવે કંઇક ઘટવા લાગ્યો હતો, જો કે કયારેક કયારેક બીજા કલાર્કોની કોશિશથી તે ચીડાઇ જતો, જો તેને મૂર્ખાઇ સમજતો પણ પોતાનો ગુસ્સો જાહેર કરતો નહિ, તે શાંત જીવન પસાર કરી રહ્યો હતો, મીસ શીલાથી મળવાને આજે ઘણા દિવસો થઇ ગયાં હતાં.

જોકે આ એક નજીવી બાબત હતી છતાં તેણે સમજવુ શરૂ કર્યું કે જ્યારે પણ કોઇ કલાર્ક આવીને કહેતો, "આજે મીસ શીલા સાથે હુ ફરવા ગયો," અથવા મીસ શીલા કહેતી કે "તે વિવાદ કરવા નથી ઇચ્છતી." તો તે સાંભળી હસી દેતો, મીસ શીલાને બદલે હવે તેને તે કલાર્કોથી નફરત થવા લાગી જેઓ મીસ શીલા વિષેની વાતો તેને કહે અથવા મીસ શીલા પાસે અવારનવાર આવતા જતા, મીસ શીલાથી મળ્યાં ને ઘણા દિવસો થયા હોવાથી મીસ શીલા પ્રત્યેનો તેનો તિરસ્કાર ન જાણે કયા ઉંડાણમાં સરી પડયો હવે જ્યારે કોઈ કલાર્ક વીષે વાતો કરતો, તો તે ઇચ્છતો કે તેના મોઢા પર જોરથી તમાચો ચોડી દે, તેનું મગજ ઠંડાવી દે, પોતાની આ ઇચ્છા ઉપર વિચારતાં તે કંઇ ન સમજી શકયો, આખરે તે બીજા કલાર્કોથી કેમ ચીડાય છે ? તેઓ મીસ શીલા પાસે આવે જાય તેથી તેનું શુ ? તે શા માટે ઈર્ષા કરે ? તેણે પોતેજ તો મીસ શીલા પાસે જવાનું છોડી દીધું હતું, તે પોતાની સમજ શકિત ગુમાવી રહયો હતો, તે જાણતો હતો કે તે મીસ શીલા પાસે જઇને પણ તેનાથી પ્રેમ નહિ કરી શકે તેના જાડા હોઠ અને બેબાકળી નજર તેના તિરસ્કારના પુરને ફરીથી ઉભરાવી દેશે, એમ હોવા છતાં તે એ ન સહી શકતો કે બીજાઓ તેના ઓરડામાં આવે જાય અને તેનાથી હસતાં

વર્તો કરે તે મીસ શીલાના વિચારોથી દૂર રહેવા ઇચ્છતો, છતાં દરરોજ ઑફિસે આવતા મીસ શીલાના વિચારો આવતા. એક વાર તેણે વિચાર્યું, શું તે મીસ શીલાથી પ્રેમ કરે છે? પણ બીજીજ પળે એ વિચારને તેણે દૂર કર્યો. ખરેખર મીસ શીલાથી પ્રેમ ન થઇ શકે. તો પછી આ ખેંચતાણનું કારણ શું છે? તે પોતે મીસ શીલાની નજરેનો જવાબ ન આપી શકે, તેનાથી મુલાકાત ન કરી શકે, તો બીજાઓથી કેમ ગમે? તેના મનમાં દરરોજ મીસ શીલાનો વિચાર રમવા લાગ્યો, અને ઉત્તરોત્તર તેની માનસિક વેદના વધતી જતી, તેને ખરેખર મીસ શીલાથી ક્યારેક નફરત હતી, તિરસ્કાર હતો, પણ હમણાં કેમ નહિ? હવે એ નફરતની જગ્યાએ અજાણી ઊર્મિઓ તેના હૃદયમાં ઘર કરવા લાગી, એ ઊર્મિઓ શું હતી? તે વિચારતો ઊંડા વિચારમાં પડતો, તો તેને દુન્યાનું ચિત્ર દેખાતું મીસ શીલાના જાડા હોઠ, બેબાકળી નજર ઉપર તિરસ્કાર આવતો, પણ પછી એક ઊર્મિ તેના પર છવાઇ જતી, મીસ શીલાની મીઠી વાતચિત, બેપરવાઇ અને તેનું હૃદય મીસ-શીલાથી પ્રેમ કરવા લાગતું અને ફરી તેને કમાલ ઉપર ગુસ્સો આવતો જેઓ મીસ શીલા પાસે આવતા જતાં, તે ઇચ્છતો કે મીસ શીલા પોતાની હસતી નજર તેના પ્રત્યે પણ નાખે, ક્યારેક ક્યારેક તેની આ ઇચ્છા બહુજ તીવ્ર થઇ જતી, તે પોતાની ઇચ્છાને હૃદયમાં દબાવી દેવા પ્રયત્ન કરતો, પણ જેમ જેમ ઇચ્છા દબાવતો તેમ એ ઇચ્છા બમણો વેગ પકડતી મીસ શીલાની શાંત હસતી નજરો તેની બેબાકળી નજરોની જગ્યાએ દેખાતી અને તે ભૂલી જતો, કે તે શું હતો. મીસ શીલાના જાડા હોઠ ક્યાંય જતા રહેતા, પ્રત્યેક દશાએ હાસ્યને હાસ્ય ફેલાઇ જતુ, અને તે હાસ્ય સાગરમાં ડુબી જતો.

એક દિવસ કમાલે આવીને કહ્યું, કે "આજ તેણે મીસ શીલા સાથે બેસીને ચ્હા પીધી." તો તેનું શરીરના રોમે રોમ ઇર્ષાગ્નિથી સળગવા લાગ્યું, તેને લાગ્યું કે હવે આ વેદના આખરી તબક્કામાં પ્રવેશી ચૂકી છે, તે ક્યારનોય જાણી ચુક્યો હતો કે તે શું ઇચ્છતો હતો તે પોતાને કમાલની જગ્યાએ જોવાની ઇચ્છા, તે કલાર્કોની જગ્યાએ જેઓ સાથે તે ફરવા જતી અને પોતાના જીવનના ભેદો બતાવતી, તેણે એક આગ અનુભવી જે ધીરે ધીરે ભડકે બળવા લાગી તે મીસ શીલાથી મળવા ઇચ્છતો હતો, તેનાથી વાતો કરવા માગતો હતો, તેને હવે લાગ્યું કે તે હવે તેનાથી દૂર નથી રહી શકતો, શીલાથી તેને જે નફરત હતી, તિરસ્કાર હતો તે બધુંય જુઠું હતું, તે તો તેનાથી પ્રેમ કરે છે, તે સ્રીથી જેને તે બદસૂરત કલ્પતો હતો, શીલાનો વિચાર તેના જીવન સાથે જડાઇ ગયો હતો, તેને પ્રબળ ઇચ્છા થતી કે તે મીસ શીલાના ઓરડામાં જઇ કહી દે કે મને તારાથી પ્રેમ છે, તેનાથી ફરિયાદ કરે કે શા માટે આટલા સમય સુધી મને બોલાવ્યો નહિ? મારાથી વાત કરી નહીં? તે ઇચ્છતો કે આજ તે પોતાનું હૃદય ખુલ્લું કરી મીસ શીલા સમક્ષ રજુ કરી દે અને તેને અપનાવી લ્યે. વિચારોની આંધી તેના

મનમાં ઉઠી અને તેણે જોરથી કલમને ફેંકી દીધી. તે જોરમાં ને જોરમાં ખુરશી પરથી ઉભો થયો, ઝડપથી ચાલતો મીસ શીલાના રૂમ તરફ જવા લાગ્યો, મીસ શીલાનો રૂમ ત્યાંથી થોડે દૂર હતો, વિચારોના તૂફાનમાં તેને કંઇ દેખાયું નહિ તે જાણે હવામાં ઉડતો જઇ રહ્યો હતો, ત્યાં મેનેજરના રૂમની ઘંટડી જોરથી વાગવી લાગી, અને તે તરત જમીન પર આવી પછડાયો, તેનું સ્વપ્ન તૂટી પડ્યું મેનેજરના નામનું સુંદર બોર્ડ તેની આંખો સામે તરવરી ઉઠ્યું, હવે તેને જણાયું કે તે મેનેજરના ઓરડા સમીપ હતો, બાજુમાંજ મીસ શીલાનો ઓરડો હતો, તેણે મીસ શીલાના ઓરડા ભણી જોયું, તે અંદર જવા ઇચ્છતો, પણ અટકી ગયો, કદાચ અંદર કોઇ મળવા આવ્યો હોય, તેની ઇચ્છા અંદર જવાની થઇ, પણ અચાનક દરવાજો ઉઘડ્યો અને મીસ શીલા પોતેજ બહાર આવી, હજી પણ તેના ગોરા મોટા હોઠ પર મંદ સ્મીત ફરકતું હતું,–"મી. રશીદ," મીસ શીલાએ કહ્યું, પણ તે જવાબ ન દઇ શક્યો, તેનો શ્વાસ રૂંધાવા લાગ્યો, અને કંઇ પણ જવાબ આપ્યા સિવાય. જે ઝડપથી તે અહીં આવ્યો હતો એટલી ઝડપથી પાછો ફર્યો, તેના ટેબલ પર આવી તેણે રાજીનામું લખી કાઢ્યું, અને તરતજ મેનેજરને મોકલી આપ્યું.

(અનુવાદીત)

# ઈસ્લામી પુસ્તકાલયો

ગુજ. ભાષાંતરકાર :- :--સાલેહ-અલ-બકીશ્રી.

(ગતાંકથી ચાલુ)

પછી આ પુસ્તકાલયો તબાહ અને બરબાદ થઈ ગયા, જ્યારે કે હિ. સ. ૫૫૦ (ઇ. સ. ૧૧૫૫)માં સુલતાન હુસયન ગોરીએ ગઝની ઉપર કબ્જો કર્યો હતો. ૭૧

**મરવ**

અહિંના દસ પુસ્તકાલયોમાંથી બે આ છે.

(૧૫) કુતુબખાના નિઝામિય્યહ સ્થાપક-વઝીર નિઝામુલ મુલ્ક.

- (૧૬) કુતુબખાના અઝીઝિય્યહ જેને છઠ્ઠી સદી હિજરી (બારમી સદી ઇસ્વી)માં અઝીઝુદ્દીન હાજિબે કાઇમ કર્યો હતો

**નયશાપૂર**

(૧૭) હિ સ ૫૪૮ (ઇ. સ. ૧૧૫૩)માં ગુઝઝ તુર્કોના હાથે અહિંના પુસ્તકાલયો બળાવાનું વર્ણન ઇતિહાસકારોએ કર્યુ છે. ૭૪

(૧૮) તે પુસ્તકાલયો જેને હિ. સ. ૪૨૦ (ઇ. સ. ૧૦૨૯)માં સુલ્તાન મહમૂદ ગઝનવી, નયશાપૂરના વિજય સમયે ગઝની લઇ ગયો હતો. ૭૫

(૧૯) બૂયહ વંશના રાજ્ય કર્તા એઝુદૌલહ (હિ સ ૩૭૩ ઇ. સ ૯૭૭-૯૮૨)નું પુસ્તકાલય. ૭૬ એના પછી એના પુત્ર બહાઉદ દોલહએ તેની સંભાળ રાખી નહિં. ૭૭

**ઉન્દુલ્સ (સ્પેઇન)**

**કર્તૂબહ**

(૨૦) ખલીફહ અલ-હકમ અલ-મુસ્તનસિર (હિ. સ. ૩૪૯-૩૬૫=ઇ. સ. ૯૬૧-૯૭૭)નું પુસ્તકાલય. ૭૮

એના પુત્ર હિશ્શામ હિ. સ. ૩૬૫-૩૯૬ =ઇ. સ ૯૭૬-૧૦૦૬)ના વઝીર અલ-વાજિહએ (જે મન્સૂર મુહમ્મદ બિન અલી અબી આમિરનો પાલક હતો) આ પુસ્તકાલયમાંથી ફિલોસોફી અને તત્વજ્ઞાનના જેટલા પુસ્તકો હતા, બધાને બાળી નખ્યા-૭૯ આ પુસ્તકાલયનો કેટલોક ભાગ બરબરીઓના હુમલા (પાચમી સદી હિજરી-અગયારમી સદી ઇસ્વી) સમયે નષ્ટ થયો અને બાકીનો ભાગ વિજેતાઓ લઇ ગયા-૮૦

---

૭૧ ઇબ્નુલ અસાર: જિ-૯, પા-૨૯૭

૭૨મુઅજિમુલ બુલ્દાન: જિ-૪, પા-૫૦૯

૭૩ " "

૭૪ ઇબ્નુલ અસીર: જિ-૧૧, પા-૧૨૦

૭૫ ઇર્શાદુલ અરયબ: અલ-યાકૂત: જિ-૨, પા-૩૧૫

૭૬ અહસનુલ તકાસીમ, અલ-મુકદ્દિસી: પા-૪૪૯

૭૭ ઇર્શાદ: જિ-૫, પા-૪૪૬-૪૪૭

૭૮ ઇબ્ને ખલ્દૂન: જિ-૪, પા-૩૧૫: નફહુત તય્યબ, અલ-મુકરી: જિ-૪, પા-૧૮૦ (લીડન મુદ્રિત: જિ-૧, પા-૨૪૯)

૭૯ ઇર્શાદ: જિ-૫, પા-૪૪૬-૪૪૭

૮૦ "તબકાતુલ ઉમમ," ઇબ્ને સાઅદ: (બયરૂત) પા-૬૫-૬૬ "જયાતુલ મગરિબ," ઇબ્નુલ અઝારી: જિ-૨, પા-૨૧૪-૨૧૫

### મગરિબ (ઉત્તર આફ્રીકા)

#### ફાસ (FEZ)

**(૨૧) મદ્રિસતુલ સફ્ફારીનનું પુસ્તકાલય,** જે મવરીની સુલતાન યઅકૂબ બિન અબ્દુલહક્ક (હિ સ. ૫૯૧-૬૧૬-ઇ સ. ૧૧૯૫-૧૨૧૭) સ્થાપ્યું હતું. એમાં તે બધી કિતાબો સંગ્રહ કરાઇ હતી જે સુલ્તાન મેસૂરે સ્પેઇનના પરાજીત બાદશાહ સાંચો (SANCHO)ની પાસેથી મગાવી હતી ૮૧

ઇસ્લામી સલાતીન તે મકાનોની ઘણી સંભાળ રાખતા હતા, જે સાર્વજનિક પુસ્તકાલયો માટે ખાસ હતા. એમાંથી કેટલાક જેવા કે શીરાઝ, કર્તુબહ અને કાહિરહમાં હતા. પુસ્તકાલયો માટે ખાસ અલગ ઇમારતો તઅમીર કરાવવામાં આવી હતી જેમા જુદા જુદા કામો માટે જુદા જુદા ઓરડા હતા. જેવી કે ગેલેરીઓ, જેમાં કિતાબોના કબાટો રાખવામા આવતા હતા અને તે ઓરડાઓ જેમાં શોખીનો પુસ્તકોનો અભ્યાસ કરતા હતા કેટલાક ઓરડાઓ તે કાતિબો માટે ખાસ હતા, જે કિતાબોની નકલો ઉતારતા હતા અને વળી તે ઓરડા જે "મજાલિસે ઇલ્મીય્યહ"ના કામમાં આવતા હતા. ૮૨ ક્યાંક ક્યાંક સંગીત વગયરહને માટે પણ અલગ ઓરડા હતા ૮૩ આ બધા ઓરડાઓ અત્યંત શણગારેલા, સજાવેલા હતા, તેમાં કાલીન, ચટાઇઓ વગયરહ બીછાવેલી રહેતી હતી જેના ઉપર શોખીનો પૂર્વીય ઢબથી બેઠા કાગળ અથવા રુક (પાર્ચમેન્ટ) પોતાના ડાબા હાથમાં પકડીને લખવા વાંચવામાં તલ્લીન રહેતા હતા. બારી બારણા ઉપર ચિલમનો અને પર્દા પડેલા રહેતા મુખ્ય બારણા ઉપર ખાસ પ્રકારે એક બારી પર્દો પડેલો રહેતો હતો કે ઠંડી હવા અંદર આવવા પામે નહિં.

મુસલમાન ઇતિહાસકારોએ એમાંથી કેટલાક પુસ્તકાલયોની હાલત વિગતવાર લખી છે. જાણે તેઓ આ પુસ્તકાલયોની ખૂબસુરતી અને તેની કીમતી વસ્તુઓના વર્ણનથી ઘણાજ ખુશ થયા છે. દ્રષ્ટાંત રૂપે કાહિરહના પુસ્તકાલય વિષે મુકરયઝીનું વર્ણન—

"આ રવિવારના દિવસે, અર્થાત ૧૦ જમાદી ઉલ આખિર ૮૯૫ હિજરીએ કાહિરહમાં દારૂલ હિકમતની ઇમારત ખુલ્લી મૂકવામાં આવી. તેમાં હલમા અને ફુકહા ભેગા થયા. શાહી મહાલયોના ભરપૂર ખઝાનાઓમાથી કિતાબો લાવી લાવીને તેમાં મૂકવામા આવી. લોકો તેમાં દાખિલ થતા હતા, અને જેની નકલ કરવા ચાહતા કરી લેતા હતા. એવીજ રીતે તેમાંથી કોઈ કિતાબ વાંચવા ઇચ્છતા તો મળી શકતી હતી કારી, મુન્જિમ, નહવી, લુગતના ઉલમા અને તબીબો ત્યાં બેસતા હતા એ મકાનમાં ફર્શ બીછાવવામાં આવ્યા હતા અને ફરતીચર વડે તેને શણગારવામાં આવ્યું હતુ. તેના તમામ દરવાજા અને માર્ગો ઉપર પર્દા લગેલા હતા, વ્યવસ્થાપકો, ફર્રાશો અને સેવકોને ખાસ આ પુસ્તકાલયની સેવા માટે મુકર્રર કરવામાં આવ્યા હતા. અમીરૂલ મૂમિનીન અલ-હાકિમ બા અમરિલ્લાહના ખઝાનાઓમાંથી આ કિતાબો લાવવામાં આવી હતી. બધી વિદ્યાઓ વિષેની અત્યંત સુંદર અક્ષરોમાં

૮૧ ઇબ્ને ખલ્દૂન: જિ-૪, પા-૧૪૬ ફુતુહતમ્યઅ: જિ-૧, પા-૮૦ (લીડન મુદ્રિત, જિ-૧, પા-૨૫૦)

૮૨ રીઝલુલ કિર્તાસ: (લપાતમ્ગર્ મુદ્રિત) પા-૧૮

૮૩. મકામાતે હરીરી: જિ-૧, પા-૨૬-૨૭

લખ્યુ એવી કિતાબો હતી, આજ સુધી કોઇ બાદશાહ પાસે આટલી બધી એક સ્થળે જોવામાં આવી નથી. હાકિમે કોઇ પણ ભેદ-ભાવ વિના નાના મોટા દરેકને-જે વિદ્યા પ્રાપ્ત કરવા અને પુસ્તકોનો અભ્યાસ કરવા ચાહતો હોય-તેમા દાખિલ થવાની છૂટ આપી રાખી હતી. ૮૪-૮૫

મુકદ્દિસીએ પણ શીરાઝના અમૂલ્ય પુસ્તકાલયનું અત્યંત દિલચસ્પ વર્ણન કર્યું છે.

"એઝુદ્દૌલહએ શીરાઝમાં એક આલીશાન મહલ તૈયાર કરાવ્યો હતો, જેની જોડ પૂર્વ અને પશ્ચિમમાં નથી કોઇ. અજ્ઞાન માણસ એવો નથી, જે તેમાં દાખિલ થઇ આશ્ચર્યચકિત ન થયો હોય અને કોઈ વિદ્વાન એવો નથી, જે એમાં દાખલ થયો અને તેનું દિલ દિમાગ બહિસ્તની ખૂશબૂ અને ખુશીથી પ્રફુલ્લીત થઇ ગયું ન હોય. (એઝુદ્દૌલહએ) મહલની ચારે દિશામાં પાણીની નેહરો ચાલુ કરાવી હતી તમામ ઇમારતો પુષ્પોના તાજ સમાન બનેલી હતી તેની ચારે તરફ બાગો ચમનો હતા. ઝમીન ખોદીને તળાવ બનાવેલા હતા અને દરેક પ્રકારનો અયશ આરામ જે કલ્પાનમાં આવી ન શકે, ત્યાં એકત્ર કરવામા આવ્યો હતો. મે નોકરોને કહેતા સાંભળ્યું છે કે મહેલમાં ૩૬૦ ઓરડા અને કેટલાએ મકાનો હતા. એઝુદ્દૌલહ આખુ વર્ષ દરરોજ એક નવા ઓરડામાં રહેતો હતો. કેટલાક ઓરડા નીચે હતા અને કેટલાક ઉપર, પુસ્તકાલય એ સિવાય એક અલગ ઓરડામાં હતું તેના ઉપર એક વકીલ (નાઝીર) ખાઝન (લાયબ્રેરીયન) અને શહેરના સદ્ગૃહસ્થોમાંથી એક મુશરફ (દેખરેખ રાખનાર) મુકર્રર છે. કિતાબો કબાટોમાં ગોઠવેલી છે. આ કિતાબો એક ઉંચા ગુમ્બદવાળા ઓરડામાં છે. જેની સાથેજ કેટલાક ઓરડા ગોદામ રૂપે બનેલા છે. એ ઓરડાઓની સાથેજ બાદશાહે માણસના કદ જેટલા ઉંચા, ત્રણ ગઝ પહોળા લાકડાના કબાટ બનાવેલા છે જેમાં નીચેથી ઉપર સુધી ખાના બનેલા છે, કિતાબો તેમાં ગોઠવેલી છે. દરેક વિષયવાર અલગ અલગ કબાટો છે. કિતાબોની ફિહરિસ્તો (લીસ્ટો) છે, જેમાં કિતાબોના નામ લખેલા છે. મોટા લોકો સિવાય એમાં કોઇ પ્રવેશી શકતું નથી. જાતે મે આ પુસ્તકાલયને અવલોકયુ છે. નીચેના અને ઉપરના ભાગમાં દરેક વસ્તુ સંભાળ પૂર્વક રાખેલી હતી. મેં દરેક ઓરડામાં શતરંજીઓ અને પર્દાઓ જોયા. તે હવાદાર કમરો પણ જોયો, જેની ચારે દિશામાં પાણીના નળ લાગેલા છે." ૮૬

કિતાબો માટેના ખાસ ઓરડાઓમાં દીવાર સાથે લાગેલી અલમારીઓ માણુસના કદથી વિશેષ ઉંચી ન હતી, જેથી કરીને ઉપરના ભાગમાંથી કિતાબો કાઢવાને માટે ભયભરેલી સીડીઓ લગાવવાની ઝરૂરત પડતી ન હતી. આ બધી અલમારીયો (કબાટો)માં ઢાકણ લાગેલા હતા. જે કેટલાક દરવાઝા જેવા

---

૮૪ આ દારૂલ ઉલૂમ કોઇ દીની મજલિસ હતી નહિ. જેથી આ પુસ્તકાલયમાં સાઇન્સ, ફિલોસોફી અને પ્રાચીન વિદ્યાઓની કિતાબો પણ રાખવામાં આવી હતી. ઘણુંકરીને ઇસ્લામનો ગહન સાઇન્ટીસ્ટ અમીન હયશમને વિજ્ઞાન, નજૂમ, વગયરહ વિષેની યૂનાની (ગ્રીક) કૃતિઓ આ પુસ્તકાલયમાંથી મળી હશે અને કાહિરહ આવ્યા પછી તેણે અહિંઆજ કિતાબો નો અભ્યાસ ચાલુ રાખ્યો હશે.

૮૫ મુકદ્દમઃ જિ-૧, પા-૪૫૮

૮૬ "અહસનુલ તકાસીમ ફી મઅરિફતુલ અકાલીમ, "અલમુકદ્દિસી" પા-૪૪૯

હતા અને કેટલાક ઉપરથી નીચે ખેંચીને બંદ કરવામાં આવતા હતા. આ બંદ કબાટોમાં જો કે કબાટોની (વિષયવાર) વહેંચણીને માટે અનુકુળતા ન હતી, છતાં તેનાથી લાભ એ થતો હતો કે કીંમતી અને ખુબસુરતી પુઠ-વાળી કિતાબો ધૂળ કચરા અને ધુપથી રક્ષિત રહેતી હતી. અલબત એનાથી એક નુકસાન ઝરૂર હતું કે હવા નહિં લાગવાથી કિતાબોને ઉધઈ ખાઇ જતી હતી. ૮૭

કબાટોમાં કિતાબો એક ઉપર એક થોડની થોડ રાખવામાં આવતી હતી; જેવુંકે મકામાતે હરીરીના એક કલમી નુસ્ખાની તે તસ્વીર ઉપરથી જણાય છે, જેને બ્લોશિતે (BLOCHET) પ્રસિધ્ધ કરી છે. ઘણું કરીને એ મુસલના કોઈ પુસ્તકાલયની તસ્વીર છે, જેમાં તેની એક દીવારનો એક ભાગ દેખાડવામાં આવ્યો છે.

લેખક અને કિતાબનું નામ કિતાબની પાછળ લખવામાં આવતું હતું અને કિતાબોની ગોઠવણી વિષય વાર થતી હતી. માગણી મુજબની કિતાબને સરળતા પૂર્વક કાઢવાને માટે અલમારીના દરેક ખાના ઉપર બાહિરના ભાગમાં એક કાગળ ચોંટાડવામાં આવતો હતો તેના ઉપર અપૂર્ણ અને પૂર્ણ કિતાબોનું વર્ણન પણ હતું

આ પુસ્તકાલયોમાં પુસ્તકોની સંખ્યા ભિન્ન ભિન્ન હતી. સાબૂર બિન અર્દશીરના પુસ્તકાલયમાં એક લાખથી એક લાખ ચાલીસ હઝાર સુધી પ્રતો હતી. જેમાંથી કુર્આને મજીદના સો સુંદર અક્ષરના નુસ્ખા મરહૂર બનૂ મકલહ વગેરા ખત્તાતોના હાથના લખેલા હતા ૮૮ તરાબલસના પુસ્તકાલયમાં પુસ્તકોની સંખ્યા ઇબ્નુલ ફુરાતના કથનાનુસાર ત્રીસ લાખ હતી. આ અતિશ્યોક્તિ ભર્યું જણાય છે. એમાંથી પચાસ હઝાર નુસ્ખા કુર્આને મજીદના અને એસો હઝાર નુસ્ખા તફસીરના હતા ૮૯ કર્દૂબાના કુતુબખાનામાં ચાર લાખ કિતાબો હતી જેને જુના મકાનમાંથી નવા મકાનમાં ફેરવવાને છ માસની મુદ્દત લાગી હતી. ૯૦

મિસરના ફાતમી ખુલફાના પુસ્તકાલયના પુસ્તકોની સંખ્યા ખાત્રી પૂર્વક ખબર નથી, કેમકે જે ભિન્ન ભિન્ન હવાલાનો 'ખતત મિસહના કર્તા મુકરેઝીએ ઉપયોગ કર્યો છે, તેમાં આ પુસ્તકોની એકત્ર સંખ્યાનુ બયાન સ્પષ્ટપણે મળતું નથી. બલ્કે એ પુસ્તકાલયના કેટલાક વિભાગો અસંખ્યા જણાય છે, જે આમ તેમ વહેંચાઈ ગયા હતા. એમાંથી એક હવાલો અલ-અઝીઝના પુસ્તકાલયનું વર્ણન કરતાં—જે પાછળથી અલ-હાકિમના પુસ્તકાલયમાં શામિલ થઇ ગયું હતુ—લખે છે કે તેમાં ચાલીસ ઓરડા હતા. અને દરેક ઓરડમાં પ્રાચીન વિદ્યાઓની અઢાર હઝાર કિતાબો હતી. ૯૧

અપૂર્ણ.

---

૮૭ Blochet Les Knluminuros Platex

૮૮ ઇબ્નુલ અસીર: જિ-૧૦, પા-૫ સફદી: પા-૨૭

૮૯ તારીખ ઇબ્નુલ ફુરાર: જિ-૧, પા-૩૮ (વિયેનાની નકલ)

૯૦ મુકરેરી: જિ-૧, પા-૨૫૬ (લીડન) મુદ્રિત: પા-૧૮૪-૧૮૫)

૯૧ પ્રાચીન વિદ્યાઓ (ઉલુમે કદીમહ) અરબો વિજ્ઞાન, ખગોળ શાસ્ત્ર, ફિલોસોફ વગયરહને કહે છે.




નવેમ્બર ૧૯૪૭ પુ.-૯ અં. ૩.






## શહીદ !

વિષ છે ભર્યું દુશ્મનોના તીરમાં;
પણ અડગતા છે દિપે શબ્બીરમાં.
પ્રેમ જન્મે ધર્મ કેરો દિલ મહીં;
શૌર્ય ચમકે નયન કેરાં નીરમાં.
અંતરે વિશ્વાસ કુદરત પર હતો,
ધૈર્ય–શક્તિ હુતતિ એ વીરમાં.
આપની દ્રષ્ટિના સંકેતો વડે;
તેજ પ્રકાશી ઉઠે શમ્શીરમાં.
શા લખાયા લેખ કુર્બાની તણા:
ઉમ્મતે અહમદ તણી તકદીરમાં?
અંધ શત્રુઓ થયા ક્ષણ મહીં;
ક્રૂર નિજ હાથે ભરી રૂધિરમાં.
કરબલાના રજકણો જોયાં તમે?
શો ફરક આજે દિસે તાસીરમાં?
તે શહીદી ભાવના 'ખામોશ' ક્યાં,
છે હવે આલમ કે આલમગીરમાં?

"ખામોશ"

# અનુક્રમણિકા



[સાધણ પાનુ ૧૦થી ચાલુ]

નીકળતા હિંદુ માલિકીના પેપરો પૈસા કમાય છે ઉર્દૂ ભાષાથી ને ગીત ગાય છે હિંદીના! કેટલીક સ્ત્રીઓ ખાય છે, પોતાના ધણીનુ ને જ્યારે વાત કરે ત્યારે પાડોશણોના ધણીઓને વખાણે ને પોતના ધણીને વગોવે! કેટલાક બાડી નજરના પતિઓને પોતાની પતિપરાયણ મુગી પત્નિ કરતા એ નકટી પાડોશણોજ વધુ ગમે છે! દેશી રિસાયતોના અમલદારો રાજા કે નવાબોના પગારો ખાય ને પોલિટિકલ ડીપાર્ટમેન્ટને ખુશ રાખવાનાજ પ્રયત્નો કરતા હતા અને કરે છે! કેટલાક ગુજરાતીના ખાઓ હમેશા ગુજરાતી કરતા અગ્રેજીનેજ વધુ મહત્વ આપે છે!

કેટમક જીમના ચટોરાઓને પોતાના ઘર કરતા પારકા ઘરનુ જમણુજ વધુ ભાવે છે! પ્રેમીઓના દિલ તેમના પોતાના છતા પ્રેમીકાની મરજી મુજબજ વર્તે છે! કેટલાક છાપાના રિપોર્ટરો જે પેપરમા કામ કરતા હોય તેમાથી કેટલાક સમાચારો પૈસા લઇને બીજા પેપરવાળાને પધરાવી આવે છે! પોતાના ધણીને સૂતો મૂકીને કલબમાં જઇ પરકા પુરુષની સાથે ડેન્સ કરનાર મોડર્ન પત્નિ પણ જેનુ ખાય તેનુજ ખોદની કહેવાત નો લિધ ર્થીઓ હમેશાં પોતાના શિક્ષકનુ તો જૂઠુજ બોલવાના, પછી ભલેને ગ્રન્થમાંના અનેક પુસ્તકો વાચ્યા હોય! કોઇ પણ મિત્રને તમે હોટલમા ચહ-પાણી કરવો અને તમે ટેબલ પરથી ઊઠયા પછી તે બીજા મિત્રને તાલી આપતા જરૂર કહેશે કે "કેવો બનવ્યો ઉલ્લુને! અફ્રિકાના હિંદીઓ જેઓ જ સ્મટસની સામે સત્યાગ્રહ આદરી બેઠા છે તેમને જ સ્મટસ પણ કેપટાઉનના ઉંચા મિનારા પરથી બાગે બુલદ અવાજે કહેતા નથી કે હિંદીઓ ખાય તેનુ ગાતા નથી! મતલબ કે આજકાલ તો ખાવુ તેનું ન ગાવું એ એક ફેશન થઇ પડી છે! ખાય તેનું ગાય' એ તો કાલના ઓર્થોડોકસોની રચેલી કહેવત છે!


વાર્ષિક લવાજમ -હિન્દમા રૂ ૫ બર્મા રૂ ૬, પરદેશ શી ૧૦ (રૂ ૬॥) છુટક કિમત સાત આના

## ઉપકાર બાકી છે.

હુસૈન ઈબ્ને અલી તમ પ્રેમનો ગુલઝાર બાકી છે,
યઝીદો નષ્ટ થઈ જાશે કે હક-તલવાર બાકી છે.
તમારા ખૂનની રંગત અનેરાં રંગ લાવે છે,
અમારા પર હજી પ્યારા ઘણા ઉપકાર બાકી છે.
ન ડરશું મોતથી ને સત્ય કાજે જાન અર્પીશું.
શુજાઅતના ધણી તમ ઝિન્દગીનો સાર બાકી છે.
ગરીમાને તમે "હુર્પૈ" ખરેખર ખૂબ સ્વીકારી.
ગરીબોને જગતમાં આપનો આધાર બાકી છે.
જગે ફિટકારને પેલા જગતમાં હુન્ઘડી મૌલા,
તમારા દુશ્મનો કાજે ત્યા અંગાર બાકી છે.
જવાનો તો જવાનો છે. શિશુનુ શૌર્ય ઉછળે છે,
અલી અસગરની જગમાં રક્ત કેરી ધાર બાકી છે.
મને લાગે છે, આખા વિશ્વમાં ઈસ્લામ ફેલાશે,
હજી તારી દયા વૃષ્ટી અરે! કિરતાર બાકી છે.
અરે! ઈકબાલ જેવા પુષ્પ અંતે ખીલશે બેહદ,
હજી "વાહિદ" કવન કેરૂં જગે ગુલઝાર બાકી છે.

"વાહિદ" ધોરાજવી

# શહાદત

કરબલની રણભૂમી હતી! 'ફુરાત' કિનારે શહીદી ડેરા તંબુઓ ખડા હતા. અલી અકબર (અલૈ) માત-પિતાનો યુવાન લાડકવાયો, માતૃ-આજ્ઞા લઇ રહયો હતો. યુવાનીનું રકત નાના રસૂલેપાકની ઉમ્મતની બહબુદી ખાતર ઉછાળા મારી રહયું હતું.

કોડ ભરી માતની પુત્રને ઈજાઝત મળી. બાનુએ રૂખસદ આપી. દિલ પર પત્થર મૂકીને!

શમ્શીરનો ટચકચાટ ઉગ્ર બન્યો કરબલના યુવાનની યુવાન શમ્શીર દુલ્હન બની ચળકી રહી. કરબલની રકત મિશ્રીત મિટ્ટી યુવાનનું ખૈર મૂકદ્દમ કરતી હતી. શહાદતની હસીન-પુષ્પમાળા શહીદનુ ખૈર મૂકદ્દમ કરી રહી હતી.

ઉમ્મત માટે શહીદ થનાર યુવાને, મિલ્લતના બાગ-માળીએ ઉમ્મતના વીરના ચમનમાં રકત-સિંચન કર્યું.

*

ઝૈનુલ આબેદીન! શહીદ-કુટુંબનો એ વડીલ, બીમાર-શય્યા પર હતો. ખાનદાનના એ અંતિમ-દિપને પ્રકાશિત નિરખવા, ઉમ્મત માટે શહીદ થવા તળપતા એ વ્યાકુળ દિલને ઈજાઝત ન મળી.

'મનમાં રહી ને રહી ગઈ ઉમ્મીદ શહાદતની'

—

કરબલની ઝમીન પુનઃ થરથરી ઉઠી. અલ્લાહો અકબરની નાદ-ગર્જનાએ રિપુ-છાવણીમાં ખળભળાટ મચાવી દીધો. શુરવીરના એના અંતિમ દરજાજા પર આવી ખડી! કરબલની ઝમીન-શહીદી ખૂનથી રકતમયી બની.

રસૂલે મકબૂલના પ્યારા નવાસા હુસૈને [અલૈ.] ઉમ્મતના વિરાન ચમનમાં રકતનું સિંચન કર્યું

હ. ઇમામ હુસૈન (અલૈ.)ની શહાદતે, રસૂલે પાકના શહીદ-કુટુંબે ઉમ્મતના બાગમાં રકત-સિંચન કર્યું. ઉમ્મતનું ચમન મેહેંકી ઉઠયું. ઉમ્મત ઉન્નત-મસ્તક બની. યઝીદ સલ્તનતના નાપાક હસ્તોથી ઈસ્લામીયતને આંચ ન આવી શકી-

યઝીદી સલ્તનત આજ પર્યંત ફિટકાર-ભેટ મેળવે છે. મેળવશે.

કરબલની ઝમીન શહીદોને હજીય સલામી આપે છે

તેરસો વર્ષ થયા એ કથાને!

*

"મુરાદ"

# હઝરત હુસૈન (અલૈ૦)ને

દિલની લગનને મારી તું સત્વર વધાવ આવ,
કંઇ દિવ્ય માર્ગ મુજને ખુદારા બતાવ આવ.
ચેતન રહ્યું છે ક્યાં હવે મુસ્લિમ-જનો મહીં,
તું શૌર્યતાના પાઠ ફરીથી ભણાવ આવ.
ભૂલી ગયા છે માનવી વડવાના પંથને,
સત-માર્ગને બતાવ જીવન અમ દિપાવ આવ.
પાછા યઝીદ લાવ્યો છે તૂફાન છે વળી,
તું તીર તેગ વિશ્વમાં પાછાં ચલાવ આવ.
પાપી જગતમાં આવ નવા ઇન્કિલાબ કર,
તોહીદ કેરા નાદથી ફરી ધ્રુજાવ આવ.
નિર્દોષ પણ પિસાય છે ચક્કરમાં કાળના,
સન્માર્ગ કઇ જગતને ફરીથી બતાવ આવ.
પાપી જગતમાં કરબલા નૂતન જગાવવા,
બોતેર સાથ લઇને ફરીથી તું આવ આવ.
ભૂલી ગયા છે માનવી બ્રતૃત્વ-ભાવના,
કંઇ ઐક્યતાનો બોધ ખુદારા શિખાવ આવ.
અસ્વાર ભઈ ભાઇ છે નિજ ભાઇના ગળે,
એ આગને જગતમાં ફરીથી બુઝાવ આવ.
આતુર તારા કાજ છે ઇસ્લામીઓ બધા,
કોઇ અમોને બોધ અનેરો સુણાવ આવ.
અન્યાયની ખડગ થકી રૂંધઇ જાય છે-
નિર્દોષના ગળાઓ તું સત્વર બચાવ આવ.
મઝધારમાં છે નૌકા કિનારો છે દૂર દૂર.
તું નાખુદા બનીને કિનારે લગાવ આવ.
અબ્બાસ સાથે અકબરો અસગરને લઇને આવ,
ઇસ્લામ કેરો ઝંડો ફરી ફરફરાવ આવ.
કષ્ટોના વાદળોમાં ડુબેલો છું હર ઘડી,
હિંમત અનેરી દિલમાં ફરીથી જગાવ આવ.
સાંભળ તું દાદ કોઇ નથી મારી વિશ્વમાં,
આકાનો ઉમ્મતી છું ગળાથી લગાવ આવ.
તુજથી "શમીમ" યાચે છે ક્યાં અન્ય ઓ હુસૈન !
મુસ્લિમ જનોની નાવ કિનારે લગાવ આવ.

"શમીમ" ધોરાજવી

# શબ્બીરનો પડકાર.

હું સત્યનો સાથી છું, બાતિલથી ડરૂં શાને?
જ્યાં જોઇને ધ્રુજે છે, ખુદ મોત મરૂં શાને?

કિરતારના દરબારે, કાન્તિની ઝલક લાખો.
સંસારના નાદાનો, તમે દિલને હરૂં શાને?

છો જળ ન મળે મુજને, દોલત ન મળે મુજને,
શબ્બીર છું શૂરો હું, છલબલથી ડરૂં શાને?

દુશ્મં કે તરૂં તેની, પરવા નથી મુજને કંઈ,
નાના તણી ઉમ્મતનો, હું નાશ કરૂં શાને?

હું વીર છું હૈદરનો, કર તીરની વૃષ્ટિ કર;
બોધક છું જગત ભરનો, એક આહ ભરૂં શાને?

દિલ મારૂં નમે છે જો, બસ એક ઇલાહીને,
લાખોનાં ચરણુમાં જઇ, હું, અર્ધ્ય ધરૂં શાને?

મુક્તિ અને આઝાદી, છે મર્મ જીવન કેરૂં;
શીરામાં ગુલામીનું, બંધન હું ધરૂં શાને?

મુજ ગાત્રનો હર ઝર્રો, ભાનૂ છે હકીકતમાં;
નિસ્તેજ સિતારા સમ, નભમાંથી ખરૂં શાને?

જ્યાં પ્રાત-મુગટ શિર પર, રાખીને અઝૂમું છું;
બુધ્ધિ તણાં મસ્તક પર, હું તાજ ધરૂં શાને?

ઈસ્લામની કિસ્મતને, રંગીન કરી દઇને;
ઇતિહાસના પાને હું ના રંગ ભરૂં શાને?

શિર આપું છું સજ્દામાં ભક્તિને અમર કરવા;
ભક્તિને જગત ભરમાં બદનામ કરૂં શાને?

દિલ, તનને મળે ભોજન, ગેબી જો અનેરૂં છે;
દર દર હું અમીરોને, થઈ શ્વાન ફરૂં શાને?

ક્યાં અહમદે મુખ્તારે, નિંદ્રાની મઝા લીધી ?
તો હું ય બની બન્દો, આરામ કરૂં શાને ?

મોમિન હું ગણું તેને, જે ઈન્દ્ર ગમન જાણે;
બાતિલના ઉપાસકની, ઠોકરથી ટરૂં શાને ?

અસ્મિતા વિનાશક છે, ડર, વિશ્વની તાકતનો;
સાચો છે ખુદાનો ડર, ઈન્કાર કરૂં શાને ?

કુર્આન અમલ કરશે, શાહોનો અમલ મરશે;
તો શાહના ચરણોમાં, ગર્દન હું ધરૂં શાને ?

છે મર્મ છુપાં લાખો, મુજ દિલના ખઝાનામાં;
અકસીર કથનથી ના, તુજને દિલને હરૂં શાને ?

કહી દેજે "તરન્નુમ" તું કલયુગના યઝીદોને;
"કરબલા તણાં દિવાઓ, બેઝાર દિકરૂં શાને ?"

"તરન્નુમ"
એમ. એ.

---

## —રૂદન—

રડવા મહીં મઝા છે મોટા થયા રડીને;
પૈદા થનાર મરતાં સહુ રહી ગયા રડીને।
હસવા મહી મઝા તો પ્રત્યેક માનવી લે;
સાચી મઝા છે રોવું પૈદા થયા રડીને।

'ઇઝઝત'

## —હાસ્ય !—

હસવા મહીં જીવન છે, જીવો જીવન હસીને;
દફનાવો સારી દુન્યાનું ગમ" રૂદન" હસીને।
રડતાં તો આવ્યા છો, શું લઈ જવાના પાછા !
મરતાં જગતમાં છોડો હસતું વતન હસીને।

'અદીબ'

અને એ આણગમામાં વધુ વધારો થયો. ગઇ કાલે કરીમને બીજી પરણાવવાનો નિર્ણય વધુ મક્કમ બન્યો અને એ નિર્ણયને તાત્કાલિક અમલમાં મૂકવા માટે ઝુલેખા કટિબધ્ધ થઇ.

આજે કરીમ ઓફીસેથી વહેલો આવ્યો. કોટ-ટોપી ખીંટીએ ભરાવ્યા ન ભરાવ્યા ત્યાં તો ઝુલેખાનો આવજ આવ્યો. માનો અવાજ સાંભળી તેણે પૂછયું. 'આપે બોલાવ્યો કે?"

"હા" એક ધીમો નિશ્વાસ નાખી ઝુલેખાએ ટુંકામાં જવાબ આપ્યો અને વહાલથી પુત્રને સંબોધતા કહ્યું "બેટા કરીમ વિચારૂં છું કે હવે આનો કાંઇ રસ્તો કર્યો હોય તો ઠીક તું તારી માને 'મા' સમજતો હોય, જો તેં મારૂં જ દૂધ પીધું હોય, તો આ રા..ને તલાક આપી દે"

'મા! મા!!' કરીમનો અવાજ રૂંધાયો. "આ તું બોલી રહી છે શું વાંક એનો?" તેના શબ્દો તેના હોઠો પર થીજી ગયા તેના આખાય શરીરમાં એક ઝીણી કંપારી છૂટી.

"ગમે તેમ હોય! યા ન હોય? જો તને તારી 'મા' પ્રિય હોય, અને તારે માને ખુશી રાખવી હોય. તેના અંતરના આશિર્વાદ લેવા હોય તો તેના હુકમનું-તેના બોલેનું તારે પાલન કરવું જ પડશે"

આજ બે દિવસ થયા પછી ઝુલેખાએ અન્ન તો શું પાણી પણ હોઠે અડાડયું નથી. અરે! પથારી પરથી હેઠે પગ પણ મુકયો નથી. માના હઠાગ્રહે ઘરમાં કયામત બરપા થઇ છે. માની નારાજગીએ આખાય ઘરનું વાતાવરણ બદલી નાખ્યું છે. આખરે માની જીત થઇ કરીમે તલાક આપ્યું અને એક નિર્દોષ જીવને-એક બેગુનાહ અબળાને સૂળી પર ચઢાવી દેવામાં આવી. તલાકની

ગોઝારી તલવારથી એના જીવનને નષ્ટ કરવામાં આવ્યું એક મહામુસીબતોને રાખમાં રગદોળી દેવાયું

એની આંખોમાંથી અવિરત વહેતા-લોહીના આંસુઓ પૂછી રહ્યા છે સમાજને અને સમાજના સુત્રધારોને કે "શું હતો વાંક મારો! ક્યાં વાંકે મારી ઝિંદગીને બર્બાદ કરવામાં આવી? કયા ગુન્હાઓ આ આકરી સજા દેવાઇ!" છે કોઇ આ બેગુનાહના અશ્રુઓને જવાબ દેનાર પડી છે કોઇને એના લોહીના આંસુઓની?!!!

(સંપૂર્ણ)

## વાત કર મા

આશા! હૃદયની અધે સરવાની વાત કર મા,
મૃત્યુને જીતનારી! મરવાની વાત કર મા.
ના તેં વસંત માણી, ના તે સુવાસ અર્પી;
ખીલી નથી કળી! ત્યાં ખરવાની વાત કર મા.
ગત હંસલા! ભલાને બદલે પુરું વિચારી,
મોતી તજીને રેતી ચરવાની વાત કર મા.
તારો સમય સમયને હાથે લૂંટાશે પંથી!
રસ્તામાં રાતવાસો કરવાની વાત કર મા.
આમ જ સદા ઝર્યા કર આંખોના મૌનમાંથી,
અંતર-અમી! વચનમાં ઝરવાની વાત કર મા.
તારે શમા! છે રહવું રજની તણા મડા પર;
મધરાત ગઇ નથી ત્યાં ઠરવાની વાત કર મા.
ઓ દર્દ! પગ મૂકયો છે શ્રધ્ધાથી દિલની અંદર,
તો દિલ બહાર હરવા ફરવાની વાત કર મા.
કાંઠે મૂકીને જો, કે કાંઠે જવાય છે કેમ!
કાંઠે ઉભો ઉભો તું તરવાની વાત કર મા.
સ્મરણો તો હોય 'કિસ્મત,' મિત્રો તણી વફાના;
મિત્રોની બેવફા સ્મરવાની વાત કર મા.

કિસ્મત

# ગઝલ.

જીવું છું એનાં નયન થકી હું મરૂં છું એના નયનની પાછળ,
હજાર જીવન એ મોતમાં છે હજાર મોત એ જીવનની પાછળ.

કદી હસું છું કદી રડું છું, કદી તો બેસું છું, મૌન રાખી....
હૃદયને પાઉં છું ટેવ ગમની, રહસ્ય છે સહનની પાછળ.

હજાર સુખદુઃખ, હજારૂ ચિંતા, હજાર અરમાનો ઝિંદગીના,
વિશાળ સૃષ્ટિ રમી રહી છે અમારા નાનકડા મનની પાછળ

હૃદયને સ્પર્શી શકે નહિં જે, કવન કહો પણ કવન નથી,
જે દર્દ ઉંડે જીવન મહીં છે રમે છે સાચા કવનની પાછળ

કરે છે સત્તાનો લોભ શું શું? અનિષ્ઠ ધર્મોની ઓથ લઇને,
જૂઓ તો કેવી રૂધિરની નદીઓ વહે છે આજે વતનની પાછળ!

થયું જો મસ્તીનું ભાન મુજને નમી પડયો હું મનેજ એક દિ,
ઇશારો કોનો હતો કહી દે ખુદા! એ મારા નમનની પાછળ.

હે 'શૂન્ય'! દર્શન કરી તો શકશો, નજરનો કિંતુ ભરમ છે એમાં,
વિચાર કરજો રહસ્ય શું છે, એ તૂર કેરા દહનની પાછળ.

શૂન્ય

# આવાઝકી દુન્યા

સંભળાવનાર: 'એકાર'



## એકજ ગજથી બધાને ન મપાય!

ઝીણા સાહેબે જાહેર કર્યું હતું કે '૪॥ કરોડ મુસલમાનોની લાશ પર પાકિસ્તાન ઉભું થશે' અને બેશક તેમ થયું છે. મૂર અરબોએ સ્પેનમા પહોંચ્યા પછી કિસ્તીઓજ ડૂબાડી દીધી હતી કે પુનઃ અરબો અન્દલુસથી અરબસ્તાન ભેગા ન થાય! ઝીણા સાહેબે પાકિસ્તાનની મેડી પર ચઢયા પછી પાકિસ્તાની સીડીને લાત મારી ફેંકી દીધી છે કે કોઈ તેના ઉપરથી ચઢ ઉતર ન કરી શકે લીયાકતઅલીએ હિંદી મુસલમાનો માટે પાકિસ્તાનના દરવાજા બંધ કરવાની જાહેરાત કરી દીધી છે. જેથી હિંદમાં વસી પાકિસ્તાનનો દમ ભરતા બિરાદરોની હાલત

"યારબ મૈં કિધર જાઉં જીધર જાઉં ઉધર બંદ;
કાબેકા ભી દર બંદ, કનીસાકા ભી દર બંદ!'

બીજી તરફ હિંદુસ્તાનના હિંદુઓતો ઠીક પણ કોંગ્રેસીઓય એકે એક મુસલમાનને પાકિસ્તાનની પાંચમી કતારના માણસ સમજી રહી છે। હિંદી મુસલમાનોના વફાદારીના મોગલને ઘેકાબાજીનો ખેલ સમજી રહયો છે! એવા કાળા ચશ્મા ચઢાવ્યા છે કે જેમાથી બધાજ કાળા દેખાઇ રહ્યા છે; જેમ કમળાવાળી આંખને બધેબધ પીળુ દેખાઈ તેમ! જાણે હવે હિંદમા વસતા બધાય મુસલમાનો બેવફા અવિશ્વાસુ અને અપ્રમાણિકજ છે, અને એ બધાયને કોઇ પણ પ્રકારે પાકિસ્તાનમાં ધકેલી દેવા જોઇએ! આજે એવા મોઢામાંથી એવા સૂર નીકળે છે કે જે નેશનાલિસ્ટ મુસ્લિમો, જમીઅતી મુસલમાનો, અહરારી મુસલમાનો, અને રાજકારી ક્ષેત્રથી પર એવા લાખો ગામડીયા મુસલમાનોને પણ એવી લાકડીએ હાંકી 'દેશદ્રોહી' સમજે છે। નેશનાલિસ્ટ, અહરારી, જમીઅતી અને એ પ્રકારના બીજા અનેક મુસલમાનો જેમને કાલ સુધી લીગે ગદ્દાર ગણ્યા હવે કોંગ્રેસ પણ તેમને બીજાઓથી સાથે સાથે કાળા મેઢાં ગણી રહી છે। શું આ તેમની દેશભકિતનું ફળ છે. એક મુસલમાન મુસલમાન હોવા બદલ દોષિત ગણાય અને એક હિંદુ-શીખ હિંદુત્વને લીધે ફરિશ્તો ગણાય! પાકિસ્તાની પ્રદેશમાં થતા ઝુલ્મોનો બદલો હિંદના મુસલમાનોથી લેવામાં ન માનવતા છે ને અકકલમદી! પાકિસ્તાનમાં દશ હજાર હિંદુ શીખની લાશો પડે તો હિંદુસ્તાનમાં એટલીજ મુસલમાનોની લાશો પડવી જોઇએ! એ ક્રિકેટના મેદાનની જેમ સામસામા વધુમાં વધુ રન કરી સામી ટીમને ડીફીટ દેવાની દાનવી વિચાર શ્રેણી કયારે અસ્ત પામશે? માનવી કંઇ ફુટ-બોલ નથી કે ટૂંગાથી ધડાધડ ફેંકી દેવાય! પાકિસ્તાનના પાપે હિંદી મુસ્લિમોને અરણી ઘાણીએ પીલવાનો અર્થ શો? એક માણસ કરાંચીમા ખુન કરે અને તેનો બદલો દિલ્હીના તેજ કોમના બીજા આસામીથી લેવામાં આવે એનો અર્થ શો? ખુદા જો વફાદારોને શિગડાં ઉગાડે તો આ બધો ઝઘડો આપો આપ શમી જાય! "હાથમેં સિગરેટ મુંહમેં પાન, હસકે લેંગે પાકિસ્તાન!" કહેનારા આજે રોદડાં કાંરડી રહ્યા છે? "ધાર્યું ધણીનું થાય; પરંતુ સલકર્મ હું કરનો જા! 'પોતને ઘરને બાળી' તાપણું કરનારાઓ માટે એક વધુ ઇબ્રતનો પાઠ છે બીજું શું? ખુદા સૌને નેક હિદાયત અર્પે. આમીન.



## પત્થર પર પત્થર!

અરબીના એક કહેવત છે કે 'પત્થર પર પત્થર'; તેનો ઉપયોગ કયાં કયાં થઈ શકે? શ્યામવર્ણના કોઈ ખ્રિસ્તી - ગૃહસ્થ આનંદ

ઉકળાટ રવિવારે કાળો શૂટ પહેરીનેજ દેવળમાં જાય તો તે 'પત્થર પર પત્થર કહેવાય!' કોઇ નર્સ કાળી હોય અને વળી તેણે શોક દર્શક કાળી સાડી પહેરી હોય તો તેના હાથ નીચેના દર્દીને 'પત્થર પર પત્થર' જણાય! એક તો મેજીસ્ટ્રેટ ગરમ મિજાજના હોય અને વળી ઉનાળાના દિવસોમાં કોર્ટનો ઇલેક્ટ્રીકનો પંખો બંધ થઈ જતાં તે કંટાળીને વાદી–પ્રતિવાદી પર કે વકીલ પર ખીજાય ત્યારે 'પત્થર પર પત્થર' ગોઠવાયો કહેવાય!

કોઇ દેશી રાજ્યમાં રાજા નર્યો રાજાજ હોય અને તેના મર્યા પછી રિવાજ પ્રમાણે યુવરાજને ગાદી મળતાં તે 'બાપ કરતા બેટા સવાયા'ની કહેવતને ખરી પાડવા તૈયાર થાય તો તે 'પત્થર પર પત્થર' ચડ્યો કહેવાય! એક કરજ કરીને શાદી કરી હોય ને કરજ ભરપાઈ ન થયું હોય ને છોકરાને પરણાવવા ઘર ગીરો મારવાનો વખત આવે તો તે 'પત્થર પર પત્થર' પડ્યો કહેવાય! ઇંડીયનના મુસલમાનોની એક તરફ તો કત્લ થાય ને લુંટાય; નેતાજી બન્નુ લીયાકતઅલી જાહેર કરે કે 'પાકિસ્તાનનો દરવાજો હિંદુસ્તાની મુસલમાનો માટે બંધ છે!" ત્યારે હિંદુસ્તાનમાં ગભરાતા, મુંઝાતા, ને ભીંસાતા મુસલમાનોની હાલત 'પત્થર પર પત્થર' સીંચાયા જેવી ગણાય! નિરાશ્રીતોનું ઘરબાર છોડીને પ્રાંતમાં જવું, શરદી ટાઢ તડકાથી હેરાન થઇ ફરવું, અને વળી ઉપરથી તેમને 'રોગના જંતુ' જેવાં સમજી કોઈ તેમનો વિશ્વાસ ન કરે એય 'પત્થર પર પત્થર' કહેવાય!

એક તો ઘરનું માણસ માંદુ હોય તેની ખાતર બરદાસમાં ફુરસદ મળતી ન હોય, ડાક્તરે દર્દીને એકાંતમાં રહેવાની સૂચના આપી હોય; છતાં સગાંવહાલાં અને મિત્રો દર્દીની લાગણી બતાવવા તેને ઘેર પધારે ને ઘરવાળાંઓ પેલાંઓને ચાહપાણીમાંજ નવરાં રહે; કારણ કે બે જાય ને ચાર આવે એવી હાલત હોય તો તે 'પત્થર પર પત્થર' કહેવાય! એક તો કોઇ ઉમેદવાર મેટ્રિકમાં છઠ્ઠીવાર નાપાસ થાય; અને ઉપરથી તેનો નિર્દય ભાવિ સસરો સગાઇનો સંબંધ તોડી નાખે તો તે પેલા ફેઇલ્યોર ઉમેદવારોને 'પત્થર પર પત્થર' પડ્યા જેવું લાગે! એક તો આપણી સાઇકલ ચોરાઇ હોય, અને તે પકડાય; ત્યારે આપણનેય પોલિસ થાણા પર લઇ જાય. અનેક સવાલો પૂછે, અનેક કાગળીઆ લખાય ત્યાં સુધી બપોરના બારથી રાતના બાર વાગ્યા સુધી ભૂખ્યા ને તરસ્યા બેસાડી રાખે. અને નતીજામાં તે કેસના ઢગલા નાખી કોર્ટના કમ્પાઉન્ડમાં લીમડાના ઝાડ નીચે ઝખ્ખ મારતા બેસી રહેવાની ફરજ પાડી સંસાર પર ત્યાગ ઉપજે ત્યાં સુધી કેસ લંબાવી; અંતે નવી સાઇકલ ભંગાર રૂપે પાછી મળે; ત્યારે 'પત્થર પર પત્થર' કહેવાય! કોઇ બી. એ.માં ફેલ થાય, અને તેની પ્રેમિકા તે સમાચર સાંભળતાંજ કોઇ બીજા આસામી સાથે નિકાહ મેરેજથી બંધાઇ જાય તો તે પહેલા પ્રેમીને માટે 'પત્થર પર પત્થર'ની ગરજ સારે!



## જેનું ખાવું તેનું ન ગાવું!

'જેનું ખાવું તેનું ગાવું' એ કહેવત તો જાણે જુની પુરાણી થઇ ગઇ. એ જુવાની યુગની કહેવત આજે આઝાદી યુગમાં પોઠીક ફેરવાઇ ગઇ છે, કે 'જેનું ખાવું તેનું ન ગાવું!' ખાતરી ન થતી હોય તો જુવો. કમ્યુનિસ્ટો હિંદનું ખાય છે, ને રશિયાનાં ગીત ગાય છે! કેટલાક મુસલમાનો હિંદનુ ખાય છે ને પાકિસ્તાનનાં ગીત ગાય છે! કેટલાક ઉર્દૂ ભાષામાં

(વધુ માટે જુઓ ટાઇટલ ૨ જું)

# અભિલાષ !—

લેખકઃ— " શેખ "

દિલહર સમય છે; સૂર્યનો રક્ત-રંગીત પ્રકાશ ઝી'તા વૃક્ષોની ડાળીઓ ઝુમીઝુમીને એકમેકની ગ્રિવામાં ફુલોના ઝુંડ પહેરાવતી, પ્રણુય ઝુલા ઉપર ઝુલતી નાચી રહી છે. સરિતાનુ નિર્મળ નીર ઘડીભર છછળતું-ઘડીમાં શાંત થઈ જતુ, કો' અનેરાજ તાનમા પ્રેમ-સંગીત બજાવી રહ્યું છે પેલે કાંઠે પાતળા પાણી જેવી સાડીઓ પરિધાન કરેલી પની-હારીઓ પોતપોતાના સુખમય સંસારનો વાર્તાલાપ કરતી અલબેલી પાછી ફરી રહી છે...પોતાના પ્રિયતમને ભેટવા...આશાભર્યા દિલ અને જિગરથી !

ક્ષિતિજમાં રવિ-નિજની પ્રેમદેવીને મળવા દર્પાવેશથી થનગનતો જઈ રહ્યો છે; આતુર હૃદયે...ઉર્મગભેર ..અને તુફાનમયી ત્વરાથી !!

અર્થાત કેઃ દુન્યાની પ્રત્યેક વસ્તુ પોત-પોતાનું નિરાળુ પ્રણુય-ગીત આલાપે છે, ખુશીનો પ્રસંગ છે, ઉલ્લાસમય અને આનંદજનક !

છતાં પણ મ્હારી વેદનામયી નઝરને તે ખૂંચે છે. કારણ કે હુ તેના આનંદથી વિમુખ છુ. અને મારા જીવન-ઝરણુંમાં એક પણ આશા-બિંદુ શેષ નથી રહ્યું ! એથીજ આ સુરમ્ય સંધ્યા મારા જીવનની કમનસીબ સંધ્યા છે !

અને-દિનસનો કાર્યક્રમ પૂર્ણ થતાંજ મ્હારે માટે ભયંકર એવી કાળરાત્રિ ફૂટી નીકળે છે. ફરીને એજ પ્રેમ-મસ્તીમા ડોલતું જગત દૃષ્ટિ સમક્ષ તરવરી રહે છે. અને મારા લગ્ન-દિલ-સિતારનો એક એક તાર વિયોગ-વેદનાથી સળગી ઉઠે છે. નિતરતી ચાંદની... પોતાના પ્રિયતમને નિજના ઉલ્હાસભર્યા અને તેજોમય પાલવમાં સમેટી લેવા ગતિમાન થાય છે. અને શાંત વાતાવરણુ તથા આવા સુનહેરી સમય વચ્ચે પણુ હું "ત્હારી યાદ"માં તડપતો રહું છું:—

"છે તારે સહારે; જીવન નૈયાં, તેને ડુબાડે કે
પાર કરે !
પણુ એ તો કહી દે, કે આ દિવાનો ક્યાં
સુધિ ઇંતેઝાર કરે !"

હૃદય મૂર્તિ ! આવ !' તું ફક્ત એક વાર તો આવ ! તારૂં સિંહાસન...મારૂં દિલ સિંહાસન...ત્હારી પ્રતિક્ષા કરી રહ્યું છે ! તુજ વિણુ મ્હારી આ ન્હાનકડી દિલ દુન્યા વીરાન છે. તારલાઓથી ખીચોખીચ આ નિશામાં પણુ ત્હારીજ યાદ દિલમાં દબાવી બેઠો છું !

"'આવ ! ત્હારી મસ્ત નયનોની શરાબ મને પીવાડી દે; મ્હારા શુષ્ક ઉર-ચમનને પુનઃ એકવાર આબાદ બનાવી દે ! અને એ ઉજડેલા ચમનની, મારા કરમાઈ ગયેલા ઉર-ચમનની કળિયોમાં જીવન-રૂહ ફૂંકી દે ! નિઃરસજીવનને રસમય બનાવી દે ! સુષુપ્ત આશાઓને સતેજ બનાવી દે ! અને મને ત્હારે સહારે જીવવા માટે ફરી એક અવસર આપ. યાદ રાખજે; કે હું જીવી રહ્યો છુ; અને એક તારા મિલનની આશા ઉપરજ ફક્ત !

પારાવાર સંકટો સહન કરવા છતાં હજુ હું પ્રેમ પંથમા અટલ અને અડગ ઉભો છું. મ્હારી અટલતાને હિમાલયસમ અડગતાને અણુનમ રાખવા; મારા જીવને સુરભિ-મય બનાવવા, તું ફક્ત એકવાર માટે તો આવી જા !

મારી આશાઓને વિકસાવવા; અને તારા ચરણોમા સ્થાન આપવા, તને આપણા પ્રણુયની કસમ ! એકવાર તો એ મનોહર મુખડું બતાવી જા, મારી અભિલાષને પૂર્ણ કરીજા !

...એકવાર તો આવી જા દોસ્ત !



# તૂટી ગયું !

શું બજાઉં ગાઉં હું ગીત કં રે! સિતાર હાય તૂટી ગયું,
શું કરૂં વિચાર હું વ્યક્ત મુજ કો' વિચાર મારા લૂંટી ગયું.
ન ફરી સિતાર બજી શકે ન તૂટેલ તારો મળી શકે,
દઈ દોષ કો' ને હું શું કહું જે તૂટી ગયું તે તૂટી ગયું.
નથી જોમ તનમાં કંઈ રહ્યું નથી આશ દિલમાં કંઈ રહી,
સહી જગના અન્યાયો કરતા મારૂં દિલ જગતથી રૂઠી ગયું.
શું હસું રડું કે મરૂં અરે! છે સમાન દ્રષ્ટિમાં સર્વ કૈં,
હતો દિલમાં પ્યાર ને સર્વ કૈં કો' અનામી આવી ઝુંટી ગયું.
હવે યાદ દિલમાં લઈ ફરૂં ને વિરહમાં રાતને દિન બળું,
હતું હાથમાં તકદીરનું તે પિયાલું હાય! ફૂટી ગયું.
નથી ગુલમાં ગુણ મને કં રહી નથી દીસતા નવા રંગ કૈં,
મને દઈને ખાર ને કંટકો કો' સુવાસ રંગ લૂટી ગયું.
નથી તારલામાં મઝા મને નથી ચેન ચાંદનીમાં મને,
મને ભેટમાં દઈ રંજોગમ કો' મઝાને મારી લૂટી ગયું.
ન હું યાદ દિલથી ટળી શક્યો ન હું દિલ વિરાગી કરી શક્યો,
માયા લોભ મોહના પાસમાં મારૂં અર્ધ આયુ વીતી ગયું.
તું છોડ "ગાફિલ!" જગથી મોહને મગ્ન થા કુદરત મહીં,
શું જગથી મોહને છોડતાં તારૂં હાય! આયુ ખૂટી ગયું ?

"ગાફિલ"

# જામેઅ મિલ્લીયહ દિલ્હીની પ્રવૃત્તિ.

અત્યારે હિંદુસ્તાનમાં "સ્કાઉટીંગ એસોસિએશન" અને હિંદુસ્તાન સ્કાઉટીંગ અસોસિએશન નામની બે સ્કાઉટીંગ સંસ્થાઓ કામ કરી રહી છે એ ભણેલા વર્ગથી અજાણ્યું નથીજ. ઉપરની બે સંસ્થાઓએ પોતપોતાના ગજા પ્રમાણે સુંદર કામ કરી બતાવ્યું છે એની કોઇથી ન પડાય એમ નથી પણ કેટલાક કારણો એવાં છે જેને લઇ મુસ્લિમ નવજવાનો એમાં વધુ ભાગ લેતા નથી. માટેજ કહેવાને કારણ મળે છે કે મુસલમાનો એ સંસ્થાઓનો સંપૂર્ણ લાભ મેળવી શકતા નથી.

એમાં વધુ ઊંડે ઊતરવા કરતાં જો આપણે સરસરી દ્રષ્ટિએ વિચાર કરીએ તો સહેજે સમજી શકાશે કે એ બેઉ સંસ્થાઓ મુસ્લિમ નવજવાનોની અમુક જરૂરતો પૂરી કરવાને અસમર્થ નીવડી છે એટલા માટેજ તેઓ એનાથી અળગા રહ્યા છે. એમ તેમનું એ પ્રવૃતિથી અળગું રહેવું. તેમના જીવનને એક મહા મોટા ક્ષેત્રથી વિમુખ કરે છે એ ઘણી અફસોસની વાત છે

આજકાલ મુસલમાનોમાં સામાજિક ઉન્નતિનો સાગર હિલોળે ચઢયો છે જેથી જીવનના પ્રત્યેક અંગ જેવાં કે તાલીમી ચળવળ વ્યવસ્થિત થઇ સંગઠન સાધવું ઉન્નતિ સાધવી સંસ્કૃતિ કાયમ રાખવી, વગેરે માટે નવું ચેતન રેડાયું છે ને જે ધાર્મિક કાનૂનો અનુસાર વર્તી મેળવવા માટે દિનપ્રતિદિન ઉત્સાહ વધે જઇ રહયો છે. એ સર્વ અમને માનવાને ફરજ પાડે છે કે જો મુસ્લિમ જવાનોમાં સ્કાઉટીંગ પ્રવૃત્તિના તાલીમ અને સંગઠીત ફાયદાઓનો પ્રચાર કરવામાં આવે તો તેઓ સહેલાઇથી એને અપનાવી–હળીમળી રહે. ખુલ્લી હવામાં ફરી ફરી સિપાઈ જેમ સેવક તરીકેનું જીવન જીવે અને પોતાના સાથીઓ સાથે હાથમાં હાથ મિલાવી ધાર્મિક દ્રષ્ટિએ ઉન્નતિ સાધી નવું જોમ પેદા કરે. અને એવી રીતે નવજવાનો હળીમળી વિસ્તૃત અને વૃધ્ધિ પામવા માટે પ્રસંગો ઉપસ્થિત કરેજ.

વિશ્વ ધર્મ ઇસ્લામે પ્રત્યેક મુસલમાનને સિપાઇ (સેવક) અને લડવૈયો બનવાનો ઉપદેશ આપ્યો છે. એને નજર સમક્ષ રાખી અમે એ નતીજા પર પહોચ્યા છીએ કે કોઇ પણ નવજવાન એ આદેશ ભૂલી ન જાય એટલા માટેજ અમે એ ઉપદેશનું રૂડુંફળ લેવા માટે સ્કાઉટીંગની પ્રવૃતિ ચાલુ કરી છે જે બાળકની બુદ્ધિ અને નીતિને યોગ્ય દોરવણી આપે છે ને ઉન્નતિ સાધવામાં મદદ રૂપ થઇ પડે છે. જો ભૂલેચૂકે એમાં પણ ઇસ્લામી આદર્શોને પડતા મૂકવામાં આવે તો પરિણામ શૂન્યમાત્ર આવે એ નિર્વિવાદ છે. એટલા માટેજ અમે મજકુર પ્રવૃત્તિ આદરી છે. જે બાળકોના માનસને સ્પર્શી જાય છે. અને તેની બુદ્ધિ–નીતિ–અને શારીરિક ઉન્નતિને ઇસ્લામી આદર્શોના બીબામાં ઢાળી દે છે. કારણ કે તેમનાં પ્રત્યેક કાર્યમાં ઇસ્લામી આદર્શો એના નિયમો અગ્ર પદ ભોગવે નહિ. એ દ્રષ્ટિબિંદુ નજર સમક્ષ રાખી અમે અમારી પ્રવૃત્તિને આગળ વધારી રહયા છીએ. જે ફળશે–ફૂલશે અને સુપરિણામ લાવીજ રહેશે. જે આખી કોમને લાભકર્તા થશેજ.

### હેતુ

મજકુર સંસ્થાનો મુખ્ય હેતુ એ છે કે મુસ્લિમ બાળકો અને જવાનોના માનસને કેળવી તેમને સદ્ગુણી બનાવે. જે તેમનામાં

મનુષ્ય માત્રની સેવા કરવાનો અને સહકાર સાધવાનો ગુણ પેદા કરે જે વડે તેઓ પોતાની તેમજ અન્યોની શારીરિક અને તાર્કિક, નિર્ભય અને આત્મિક શક્તિઓને વૃધ્ધિ આપે એટલે કે મજબુત, તંદુરસ્ત, સચેતન અને ચાલાક રહેવાના નિયમો શીખે અને શીખવાડે ને અવલોકન શક્તિ, સહન શક્તિ–મહેનતુ–આત્મશ્રદ્ધા–અહંભાન–અમાનત અને પ્રમાણિક પણાની આદતો કેળવે. એમ દરેક પોતાની દૈવી ખૂબીઓ વડે તે હેતુ સિધ્ધ કરી બતાવે. જે માટે તેને પેદા કરવામાં આવ્યો છે.

### ઉદ્દેશ.

મજકુર પ્રવૃત્તિનો ઉદ્દેશ ફક્ત કેળવણીને લગતોજ છે. એનો કોઇ પણ રાજદ્વારી પાર્ટી સાથે દુરનોય સબંધ નથી. તેમજ એનો કોઇ પણ સ્કાઉટર વરદી પહેરી સ્કાઉટ બની કોઇ પણ રાજદ્વારી સભા કે ચળવળમા ભાગ લેશે નહિ. હા! શાંતી–ન્યાય સંગઠન સાધવા માટે એ ગમે તે ચળવળ કે ગમે તે પ્રવૃતિમાં સાથ આપશે. પછી તે દેશની હોય કે પરદેશની.

### કાર્ય કરવાની રીત.

ઉપરના હેતુઓ પાર પાડવા માટે હિંદુસ્તાનનાં મોટાં મોટા શહેરો કસ્બાઓ અને ગામડાઓમાં બાળસભાઓ સ્થાપવામાં આવશે. ને તેને વેગ આપવા માટે પ્રયત્ન કરવામાં આવશે. તે એવી રીતે કે બાળકો પોતાના ફુરસદના વખતે ખુલ્લી હવામાં ફરી ફરી શકે. અને એક કેળવાયલા યુવાનની ખાસ દેખરેખ નીચે રહી શકે, જે તેમની શારીરિક–તાર્કિક અને સદ્‌ગુણી વૃધ્ધિ સાધવામાં મદદ કરે. એમ તેઓ ખરા અર્થમાં મુસલમાન બની પ્રાણી માત્રની સેવા અસરકારક રીતે કરી શકવા માટે સમર્થ બને.

વય પ્રમાણે એ પ્રવૃત્તિને ત્રણ વિભાગમાં વહેંચી નાખવામાં આવી છે.

(૧) બચ્ચાં. ૭થી ૧૧ વરસની ઉંમરનાં બચ્ચાં માટે

(૨) બાળક. ૧૧થી ૧૪ વરસની ઉમરના છોકરા માટે.

(૩) મોટાં બાળક. ૧૫થી ૧૭ વરસની ઉંમર સુધીનાં માટે.

(૪) નવજવાન. ૧૭થી ઉપરની ઉમર વાળા માટે.

દરેક વર્ગની શારીરિક અને માનસિક શક્તિઓ ધ્યાનમાં લઇ તેમને કેળવવાની રીતમાં પણ ફેરફાર રાખવામાં આવ્યો છે.

### બચ્ચાંઓએ લેવાની પ્રતિજ્ઞા.

હુ અલ્લાહ પાકને હાજર નાજર જાણી, પ્રતિજ્ઞા લઉં છું કે બનશે ત્યાં સુધીઃ–

(૧) (હું) બચ્ચાંઓના કાયદાઓ અને મને જે કહેવામાં આવશે તેનું અનુકરણ કરીશ.

(૨) દરરોજ ઓછામા ઓછું સેવાનું એક કામ તો કરીશજ.

### નિયમો.

(૧) બચ્ચાંઓ લીડરના (કેપ્ટનના) ઑર્ડરને માન આપે.

(૨) (અને) વાઘ અને શાહીન જેવા બનવાનો પ્રયત્ન કરે.

### પ્રચાર.

(૧) સ્વચ્છ રહેવું. સરસામાન–કપડાંલતાં વગેરેને ચોખ્ખાં તેમજ પદ્ધતિસર રાખવાં.

(૨) કામ કરવાની હોંશ રાખવી–ને સોંપેલું કામ પૂરૂં કરવાની કોશિશ કરવી.

### ધ્યેય.

કોશિષ કરો.

### બાળકની પ્રતિજ્ઞા.

હું અલ્લાહને હાજર નાજર જાણી પ્રતિજ્ઞા લઉં છું કે મારથી બનશે ત્યાં સુધી–

(૧) ઇસ્લામના આદેશ અનુસાર મનુષ્ય માત્રની સેવા કરતો રહીશ.

(૨) શારીરિક શકિત- તાર્કિક શકિત અને સદ્‌ગુણી બનવા માટે પ્રયત્નશીલ રહીશ-ને અન્યોને એમ કરવા લલચાવીશ.

(૩) સંસ્થાના નિયમો-ધ્યેય-અને કહેવામાં આવતી બધી વાતોનું અનુકરણ કરીશ અને તેની પાબંદી પણ કરીશ.

## નિયમો.

(૧) બાળક. ખુદા અને તેની બનાવેલી બધી વસ્તુઓ પર સાચો પ્રેમ રાખે.

(૨) હંમેશાં બીજાની મદદ કરે.

(૩) બચ્ચાંઓ અને બાળકોને સંગઠીત કરે અને જીવન સફરમાં તેમનો સાચો દોસ્ત બની રહે.

(૪) બાળક અન્ય બાળકો સાથે ભાઇ-ચારો-મોટાંને માન-અને નાનાઓ સાથે માયાળુ વર્તણૂંક રાખે

(૫) શુધ્ધ વિચારો સેવે. ને વાણી વર્ત-નમાં સત્યને-વળગી રહે.

## પ્રચાર.

(૧) બાળક પોતાની અને અન્યોની તંદુરસ્તીનો રક્ષક બને. વહેલી સવારે ઊઠી બંદગી-કસરત અને ચોખ્ખાઇના ધર્મો પાબં-દીથી અને ખુબીથી પુરા કરે.

(૨) પોતાના અને અન્યોના વખતની કદર કરે, ને વખતને વેડફી નાખતા બચે.

(૩)કુરત્ન પ્રત્યે સન્માન-નિયમબધ્ધ-સદનશિલતા વાળો મિલનસાર અને જોસી સ્વભાવનો બને.

(૪)બહાદુર અને દ્રઢનિશ્ચયી બને-અને મુસાબત વેળાએ નવોજ રસ્તો કાઢનાર બને

(૫) હમેશા ધર્મ અને નેકીની હુકમાંજ કરતો રહે.

## ધ્યેય.

(૧) ભાઇચારો (૨) સંગઠન (૩) સેવા.

ટીપઃ-નવજવાનની પ્રતિજ્ઞા-નિયમ-પ્રચાર -અને ઉદ્દેશો પણ તેજ છે. જે બાળકના હોય છે

## બચ્ચાંઓને મજકુર પ્રવૃત્તિમાં દાખલ થવા માટે જોઈતી લાયકાત.

(૧) સુરએ ફાતેહા અર્થ સહિત જાણતો હોય.

(૨) વજુ કરતાં આવડતું હોય.

(૩) પોતા માટેના નિયમો અને પ્રચાર નિયમોથી સપૂર્ણ વાકેફ હોય.

(૪) પોતાની પાર્ટી માટે નક્કી કરવામાં આવતું સૂત્ર (નાઅરો) જાણતો હોય.

(૫) સલામ કરવાની રીતોથી વાકેફ હોય.

(૬) સિસોટીના અને હાથના ઇશારા સમજતો હોય. ને શોધી કાઢવા માટેની નિશા-નીઓ ઓળખતો હોય.

ઉપરની બધી બાબતોની પરીક્ષા લીધા પછી બચ્ચાં પાસે પ્રતિજ્ઞા લેવડાવવાની ક્રિયા અદા કરવામાં આવશે. ત્યાર પછી તેને. ("બિરાદરીકા નિશાન") ભાઇચારાનો ચંદ્રક આપવામા આવશે.

## બાળકોને મજકુર પ્રવૃતિમાં દાખલ થવા માટે જોઈતી લાયકાત.

(૧) બાળક. કલમએ તૈયબ અને તેનો અર્થ જાણતો હોવો જોઇએ અને ઓછામાં ઓછા પચાસ માણસોને એ સમજૂતિ સાથે સંભળાવી ચૂકયો હોવો જોઇએ

(૨) નમાઝ પઢતો હોવો જોઇએ.

(૩) વઝુ અને ગુસલની રીતોથી વાકેફ હોવો જોઇએ. નખ-દાંત-ચામડી અને વાળોની સ્વચ્છતાના નિયમો જાણતો હોવો જોઇએ.

(૪)પરચમ (ધ્વજ)ની આકૃતિ અને તેને લગતા રિવાજોથી વાકેફ હોવો જોઇએ.

(૫)પ્રવૃત્તિને લગતી કસરતો અને રમત-ગમતો જાણતો હોવો જોઇએ

(૬) બાળક અને નવજવાનોની પ્રતિજ્ઞા-નિયમ-પ્રચાર અને ઉદ્દેશોથી વાકેફ હોવો જોઇએ.

(૭) સાધારણ ફ્રીન જાણતો હોવો જોઇએ અને અપાતા હુકમોથી વાકેફ હોવો જોઇએ

(૮) ઊભા રહેવુ–બેસવુ–દોડવુ અને શ્વાસ લેવાના નિયમોથી વાકેફ હોવો જોઇએ

(૯) સલામ કરવાની રીતોથી વાકેફ હોવો જોઇએ

(૧૦) સિસોટીના આવાજ–હાથના ઇશારા અને શોધી કાઢવાની નિશાનીઓથી વાકેફ હોવો જોઇએ

(૧૧) દોરડાના છેડાને ગાંઠવા (ગાંઠ્યારવી) અને નીચેની ગાંઠોથી વાકેફ હોવો જોઇએ ચપડીગીરહ, એક ઔર દો ફન્દેનાની ગીરહ કોરીગિરહ, ખુટાગીરહ જરાહીગીરહ, સીગીમે ફન્દા લગાના.

(૧૨) લકડીના ઓછામા ઓછ દસ દાવ જાણતો હોવો જોઇએ.

ઉપરની તમામ પરીક્ષાઓ પસાર કર્યા પછી બાળકને પ્રતિજ્ઞા લેવડાવવાની ક્રિયા પુરી કરાવવામા આવશે ત્યાર પછી તેને (બિરાદરીકા નિશાન) ભાઇચારાનો ચંદ્રક અાપવામા અાવશે

**નવજવાનને મજકુર પ્રવૃત્તિમા દાખલ થવા માટે જોઈતી લાયકાત.**

ઉપરની બાર બાબતો સહિત બીજી બે બાબતો જે નીચે આપવામા આવી છે તે પર પણ એ કાબુ ધરાવતો હોવો જોઇએ

(૧૩) સ્કાઉટીંગનો ટૂકમા ઇતિહાસ જરૂર અને તેના હેતુથી વાકેફ હોવો જોઇએ વળી કાર્યપધ્ધતિ પર પણ પૂરતુ ધ્યાન આપતો હોવો જોઇએ

(૧૪) સ્કાઉટીંગ પ્રવૃત્તિ શરૂ કરવાના કારણોથી વાકેફ હોવો જોઇએ

ઉપરની બધી બાબતોમા ઉત્તીર્ણ થયા પછી નવજવાનને પ્રતિજ્ઞા લેવડાવવાની ક્રિયા કરાવવામા આવશે ત્યાર પછી તેને (બિરાદરી કા નિશાન) ભાઇચારાનો બિલ્લો આપવામા આવશે

**આપ જમેઇય સ્કાઉટીંગને કેવી રીતે મદદ કર્તા થઇ શકો?**

(૧) બચ્ચાઓમા બાળક અને નવજવાન બનવા માટે ઉત્સાહ રેડીને

(૨) જે બાળકો અને નવજવાનો પ્રવૃત્તિમાં ભાગ લેવા ચાહતા હોય તેમને ઓફિસ એડ્રેસ પૂરૂ પાડીને

(૩) બચ્ચાઓને તેમની પ્રતિજ્ઞા–નિયમો અને પ્રચાર કરવામા મદદ કરીને

(૪) સ્કાઉટીંગ માસ્તર સાથે સહકાર સાધી ટ્રુપ કમિટિ અને એસોસિએશનના મેમ્બર બની તેમના માટે રમતગમતનું મેદાન અને કલબ મેળવવામા મદદ કરીને

(૫) સ્કાઉટરોના કાર્યોની પ્રશંસા કરી તેમની હિમ્મત વધારીને

(૬) ટુકડીઓ અને એસોસિએશન માટે બેજ (ચંદ્રક) ઇન્સ્ટ્રક્ટર અને પરીક્ષકોનો બંદોબસ્ત કરવામા મદદ કરીને

(૭) સદ્‌ગૃહસ્થોની મદદ મેળવવામા અને અમારા કામનો પ્રચાર કરવામા મદદ કરીને

(૮) અવરનવર આપની કિમતી સલાહો અમને લખીને

(૯) આપના બાળકોને કેમ્પ અને હાઇકિંગમા ભાગ લેવા માટે ઉત્સુક કરીને

(૧૦) ગરીબ સ્કાઉટરોને વરદી આપી અને જમેઅત સ્કાઉટીંગને વેગ આપવામા અમને ચંદો આપીને

(૧૧) સ્થાનિક મુસ્લિમ મદ્રસા–સ્કૂલો અને મહોલ્લાઓમા પ્રવૃત્તિને વેગ આપવામા સહાય પહોચાડીને

(૧૨) અમને મજકુર પ્રવૃત્તિમા રસ લેનાર ઇસમોના કામરેડાણા પૂરા પાડીને

અંતમા એટલુંજ કે શરૂઆતથીજ બાળકોને કેળવવા એ આપણી કોમને કેળવવા બરાબર છે કારણ કે આજના બાળક તે આવતી કાલની કોમ છે એ જેટલુ આપણે સમજીએ તેટલીજ આપણી વહેલી ઉન્નતિ છે એટલા માટેજ અમે કહીએ છીએ કે બાળકોને આપની મદદની જરૂર છે શુ આપ તેમને મદદ ન કરી શકો?

# સમદુ:ખિયા

લેખક:—એમ. કે. મનિયાર. બી. એ.

ધીરજનો અંત આવતાં જેમ એક પ્રકારનો થાક, કંટાળો અને ચીડ ચઢે છે એવીજ સ્થિતિ ઝોહરાની પણ થઈ પતિના આગમનની રાહ જોતાં તે કયાંય સુધી બેસી રહી. થાકીને પછી શૈયા ઉપર જઈ પડી અને પછી કંટાળીને આંખો મીચી સુઈ જવાનો પણ પ્રયત્ન કરી જોયો પરંતુ ન આંખોમાં ઉંઘ આવી શકી, ન કનોમાં પતિના આગમનના પગલાનો અવાજ સંભળાયો. ચીડાઈને તેણે ક્રોધભરી દ્રષ્ટિથી ઘડીઆળ તરફ જોયું. મોટો કાંટો સાડાદસનો ટકોરો પાડવા જરીકે ઉતાવળ વિના આગળ વધી રહ્યો હોય એમ તેને લાગ્યું. જો કે પતિના આવવાને માટે એ સમય ખુબ મોડો કહેવાય પરંતુ ઉંઘના આવવાને માટે તો એ સમય બહુજ વહેલો કહેવાય. નિત્યની માંદગીને લીધે ઉંઘને લાવવાને માટે તો તેને એવા અનેક ટકોરા ગણવા પડતા. એટલે અત્યારે તેને ઉંઘ કરતાં પતિની જ વધુ ચિંતા હતી.

ઝોહરાને હમણાં હમણાં પોતાની માંદગી કરતાં પોતાના પતિ અહમદના જ વધુ વિચારો આવતાં હતાં. અહમદના મોડે મોડે ઘેર આવવા પાછળ જરૂર કાંઈ કારણ તો હશે જ એવી તેને શંકા ગઇ હતી. તેમાં લોકોને મોઢે સાંભળેલ કેટલાંક અસ્પષ્ટ સૂચનો તેની શંકામાં વધારો કરી ગયાં, અને તે દિવસના અહમદના જવાબે તો એ શંકાને દ્રઢ કરી મૂકી.

"દરરોજ ઓફીસથી મોડાં છૂટો છો?" તેણે પૂછ્યું હતું.

"કોઈ કોઇ દિવસે જ." અહમદે જવાબ આપ્યો હતો

"તો તમે તો દરરોજ ઘેર મોડાં આવો છો!"

"સાંજે ઘેર આવતાં આયશાને પણ પૂછતો આવું છું, એટલે સહેજ મોડું થઈ જાય છે"

પતિનો એ જવાબ કેટલો સ્પષ્ટ, સરળ અને નિર્દોષ લાગતો હતો! પરંતુ એ જવાબ મેળવ્યા પછી ઝોહરાની શંકા ખૂબ દ્રઢ થઇ ગઇ તેના મગજમાંથી માંદગીના વિચારો પણ અદ્રશ્ય થઈ ગયાં, અને નિત્ય હવે તે એ વિચારોમાં જ ગુમ રહેવા લાગી. આયશા જવાન હતી, વિધવા હતી, એકલી હતી. એટલે કોઈ પણ પરાયા પુરૂષનું તેની પાસે જવું લોકોની આંખમાં શંકા મૂકવા જેવું જ હતું. અને એટલે જ તો લોકોના હોઠ હાલી રહ્યા હતા. નહિ તો લોકો અમસ્થા થોડું જ પારકું પીંજતા હશે? આગ વિના ધૂમાડો ન હોઇ શકે!

પછી ઝોહરાએ પતિને એ માર્ગે જતાં શી રીતે અટકાવવો તે સંબંધે વિચારવા માંડયું. અને આખરે તેણે એક દિવસે સ્પષ્ટ શબ્દોમાં કહી દીધું કે, લોક નિંદાથી બચવાને ખાતર, પોતાની પ્રતિષ્ઠાને ખાતર આયશાને ત્યાં જવાનું બંધ કરી દેવું જોઇએ. પરંતુ, તેના એ શબ્દો ઉપર કાન ધર્યા વિના જ અહમદે જવાબ આપ્યો, 'ઝોહરા તું નકામા આવા વિચારો કરે છે? તું તારી તબીઅત સબંધે વિચાર કરી તારી તંદુરસ્તીને બગાડતી હતી જ ત્યાં આવી નકામી ચિંતા કરીશ તો પછી તારી તબીઅતનું શું થશે?" પરંતુ તે એટલેથી સમજી જાય, અટકી જાય, એવી થોડી જ હતી? તેણે તુરતજ કહ્યું. "મારેય તમારી સાથે જીવવું છે. આ સંસારમાં રહેવું છે. એટલુ તો વિચારો લોકોને માત્ર આંખ જ નથી જીભ પણ છે?"

"લોકોને મોઢે ઢાંકણું રેવાયું છે કાઇપી!"

"પણ અહીં તો ઢાંકણું ઉપાડવા જેવું છે!"

પરંતુ તેનાં એ જવાબની અહમદ ઉપર કશી અસર ન પડી. આયશા વિધવા હતી, એકલી હતી, નિઃસહાય હતી, અને તેને તે પોતાની બહેન સમાન ગણતો હતો. એટલે તેને સહાય કરવી એ એક ભાઇ તરીકેની અને ઇન્સાનીયતની તે ફરજ સમજતો હતો. એવું કહીને વાતને ટાળી દીધી. પરંતુ લોકનિંદા દલીલથી કદી અટકતી નથી. તેને થયું આવી સરળ વાત પણ એમને કેમ સમજાતી ન હશે!

પરંતુ એથી ઝોહરાની શંકા ઓછી નજ થઇ દિવસો વહેતાં ગયા અને દિવસોના વહેવા સાથ તેની એ શંકા વધુ દૃઢ થતી ગઇ. તે પોતે નિત્ય માંદી રહેતી હતી, આયશા વિધવા હતી જવાન હતી, આવા સંજોગોમાં અહમદનુ તેના તરફ દોરાવું સ્વાભાવિક હતુ તેની ભારે થઇ ગએલ આંખો આગળ આયશાની છબી ચુડેલની જેમ ભાસવા લાગી. ધીમે ધીમે જાણે તે પોતાના પતિને પોતાની પાસથી ખેંચી રહી હતી. ધીમે ધીમે તે પોતાનો મટી આયશાનો બની રહયો હતો. એ વિચારથી તે ધ્રુજી ઉઠી. એવા વિચારમાંથી છુટવાને માટે તે સફાળી બેઠી થઇ ગઇ એમ બેસતાં તેનો શ્વાસ ચઢી ગયો. તે હાંફવા લાગી.

થોડાક દિવસ થયાં તે એક બીજા નિર્ણય ઉપર આવી હતી એ નિર્ણયના અમલને માટે આજની રાત તેને ઠીક જણાઇ. તેણે ઘડીઆળ તરફ જોયું. આગળ વધી રહેલ કાંટાઓએ વધતી જતી રાતનું તેને ભાન કરાવ્યું. ઘડીઆળ ઉપરથી દ્રષ્ટિ હટાવીને બારીમાં કાચ ઉપર તેણે દ્રષ્ટિને થંભાવી બારીના કાચ ઉપર અથડાઇ રહેલ પાણીની થપાટોએ બહાર પવન અને વરસાદ પડી રહયાનો તેને ખ્યાલ આવ્યો. પરંતુ તેણે જે નિર્ણય કર્યો હતો તેનો અમલ કરતા ન વરસાદ, ન પવન, ન કાળી રાત તેને અવરોધી શકે તેમ હતાં તે આજ આયશા પાસ જવા માગતી હતી. જઇને તે આયશાને સ્પષ્ટ શબ્દોમાં સંભળાવવા માંગતી હતી શા માટે તે કોઇના સંસારમા આગ ચાંપી રહી હતી? શા માટે તે કોઇની આબરૂ લૂંટી રહી હતી! તે શૈયા ઉપરથી નીચે ઉતરી, દરવાજો ઉઘાડયો અને બહાર આવી.

બહાર વરસાદ પડી રહયો હતો. ધીમો પવન પણ ફુંકાઇ રહયો હતો. વરસાદ અને પવનને લીધે વાતાવરણમાં મૃત્યુના જેવી શિતળતા છવાઇ ગઇ હતી. વિજળીની બત્તીના પ્રકાશમા સુનો માર્ગ દેખાઇ રહયો હતો પ્રકાશ અંધકાર અને પાણી રસ્તા ઉપર નગ્ન નૃત્ય ન કરી રહયા હોય એમ ભાસતું હતુ. પરંતુ એ કશાનીય પરવા કર્યા વિના એ ઓઢણીને શરીર ઉપર બરાબર વિંટાળીને તે રસ્તા ઉપર આવી અને પછી પાણીમાં પગલાં પાડતી વેગ પૂર્વક ચાલવા લાગી.

●

આયશા એકલી બેઠી હતી ઝરમર ઝરમર પડી રહેલ વરસાદને તે એકી ટશે જોઇ રહી હતી. સામે વૃક્ષના પાંદડા ઉપર વરસાદના એ બિંદુઓ ઝીલાતા હતા અને હજી તો પળ બે પળ ઠરે ન ઠરે ત્યાં તો ધરતી ઉપર પછડાઇ પડતાં હતાં એ દ્રષ્ય જોતાં તેની આંખોમા અશ્રુઓ ધસી આવ્યા. અને થોડાક બિંદુઓ ગાલ ઉપર થઇને ઓઢણીમાં સરકી પડ્યા એ વખતે અનેક વિચારો તેના મગજમાં દોડી રહ્યા હતા. એ દોડતા વિચાર પ્રવાહમાં તેણે મનને પરોવ્યું.

: તેનું લગ્નમય જીવન' કેવું • સુખી આનંદી અને સંતોષી હતું. સંસારમાં પતિજ તેને મન તેનું સર્વસ્વ હતું. તેની સેવા ચાકરી કરી જીવવું એ તેનો જીવન ધ્યેય હતો. કેવા આનંદના દિવસો અને કેવી રંગી। એ રાતો હતી! જીવનના એ દિવસો કેવા ખુશનુમા વસંત જેવા હતા! પરંતુ તે। જીવનની એ વસંત વધુ વખત રહેવાને સર્જાઇ નહોતી. પાનખરના વાયરાં તેના એ ઉપવન જેવા જીવનમાં વાઇ ગયાં અને વસંત પાનખરમાં પલટી ગયો. ઉપવન ઉજડી ગયું. જીવન લૂંટાઇ ગયું. તેનો પતિ ટૂંક માંદગી ભોગવી તેને એકલી મૂકી આંખો મીંચી ગયો અને તે વિધવા થઇ ગઇ એકલી થઇ ગઇ.

પરંતુ હજી એક સહારો બાકી હતો. તેના ગાઢ અંધકારમય જીવનમાં શબ્દોના અવાજથી તેને દોરવનાર, અંધકાર ભર્યા વિકટ માર્ગમાં પ્રકાશ પાડનાર હજી એક આસરો બાકી હતો. અહમદ તેનો ભાઈ ન હતો. પરંતુ તેને મન તે ભાઇ કરતાં પણ વધ રે હતો. તેના નિઃસહાય જીવનમાં અહમદ જ એક સહારો હતો. અહમદના ઉપમાભર્યા શબ્દોથી તેના નિશ્વાસો શમી જતા અને અશ્રુઓ અટકી પડતા. પરંતુ લોકોની આંખોમાં એ ન રુચ્યુ. તેના કાનો ઉપર, અનેક પ્રકારના શબ્દો અથડાવા લાગ્યા. તેણે કાનોને બહેરાં કરી મૂક્યા પરંતુ લોકોની જીભ એમ થએ તેમ ક્યાં હતું! લોક જીભે આયશા અને અહમદ એ બે નામોને જોડી દીધાં. તેણે એ સાંભળ્યું. લોકોના મલીન દશાથી તે કંપી ઉઠી, ત્રાસી ઉઠી, પરંતુ ડગી નહિ જીવનનો એટલોય સહારો ન રહે તો પછી આ જગતમાં તેનું બીજુ કોણ રહે! પરંતુ તેને લાગ્યું છેવટ તો તેણે એમ કરવુંજ પડશે. એ વખતે તેની આંખો આગળ ઝોહરાની છબી આવી ગઇ. પાણીના ભીંજાઇ ગએલ ઝોહરાનું દેહ હાડપીંજરનુ ભાસ કરાવતું હતું. ફિક્કો ચેહરો અને ઉનરી ગએલ આંખોના ખાડામાં બે તગતગી રહેલ આંખો. અંગારા જેવી આંખો! અને મુખમાંથી ઝરતા શબ્દો. જાણે લાવા રસ! તે ધ્રુજી ઉઠી. તેના હૈયા ઉપર એ શબ્દો અંગારાનું કામ કરી ગયાં. તે લોકોની આંખોથી એટલા ડરી નહોતી જેટલો ડર ઝોહરાની આંખોથી તેને લાગ્યો હતો અને તેને લાગ્યું અગર તેનાથી કોઇનો સંસાર બગડી જતો હોય, કોઇની આબરૂ લૂંટાઈ જતી હોય તો એવા કાર્યથી તેણે પોતાની જાતને રોકી લેવી જોઇએ. અને એટલેજ તેને થયું. લોકનિંદાથી બચવાને ખાતર ઝોહરાના સાંત્વનને ખાતર તેણે અહમદનો સાથ છોડયેજ છૂટકો. એ આખરી આસરો મૂકયેજ છૂટકો.

તેને થયુ સ્ત્રીને એકલા જીવવાનો કોઈ અધિકાર નથી. તે કોઇની બહેન તરીકે, કોઇની મા તરીકે અથવા તો કોઇની પત્ની તરીકેજ જીવી શકે. હા, તે કોઇની કહેવાતી બહેન તરીકે ન જીવી શકે તે કોઇની કહેવાતી મા તરીકે પણ ન જીવી શકે. પરંતુ તે કોઇની કહેવાતી પત્ની તરીકે જીવી શકે એ વખતે તેને ગનીભાઇ યાદ આવી ગયા પૈસે ટકે સુખી એવા ગનીભાઇ અર્ધી સદી વટાવી ચૂક્યા હશે. થોડાજ સમય ઉપર તેમની ત્રીજી વારની પત્ની ગુજરી ગઇ હતી તેઓ ચાહતા હતા એ ખાલી પડેલ સ્થાન આયશાથી પુરાય પરંતુ અહમદ નહતો ચાહતો કે આયશા ગનીભાઇની કહેવાતી પત્ની બને. ગનીભાઇને ત્યાં ભલે દુઃખ ન હોય. ગનીભાઈ ભલે શ્રીમંત

હોય. પરંતુ અર્ધી સદી વટાવી ગએલ ગની-ભાઇ એ બધી લાયકાતોના બળે આયશાને લાયક તો ન હતાજ થઇ જતા! પરંતુ આયશાએ તો જીવનના બાકીના દિવસો પસાર કરવાના હતા. એ માટે તેને કોઇ એક પુરૂષના સાથની જરૂરત હતી. એક પતિની જરૂરત હતી. પછી તે કહેવાનો પતિ કેમ ન હોય? એ વિના તે નજ જીવી શકે. લોકોની મડાએલી આંખો તેને એકલીને જીવવાજ ન દયે અને તે વિચારતી રહી. પણ એ વિચારમાળા દ્વાર ઉપર કોઇના ધીમા ટકોરા પડવાથી ઝટકી પડી તે વિચારતી થંભી ગઈ. "કોણ!" તેણે પૂછ્યું.

"એ તો હું" જવાબ મળ્યો. આયશાએ એ અવાજને પારખી લીધો. એ અવાજ અહમદનો હતો. ઉઠીને દ્વાર ઉઘાડી નાખવાનો તેને વિચાર થયો. ભાઇ આગળ ફરી એકવાર આંસુઓ ખાળી મનને હલકું કરવાનું તેને દિલ થયું. પરંતુ તેને એ બધી વૃત્તિને દબાવવી પડી. ઉપડતા પગોને પાછા વાળ્યા અને અજાણ્યુ બનીને પૂછયુ. "હુ કોણ!"

"મારો અવાજ પણ નથી પારખી શકતી આયશા!" એજ દર્દપૂર્ણ મીઠો અવાજ. તે ઝડપથી દરવાજા આગળ ગઇ. અને ઉઘાડવાને માટે......પરંતુ એ વખતે તેની નજર આગળ બે આંખો તગતગી રહી હતી. બળતા અંગારા જેવી એ આંખો અને તેના કાનોમાં લાવા રસ જેવા શબ્દો રેડાયાં. 'અમારી આબરૂને ખાતર હવે એ મુલાકાતો બધ થવી જોઇએ.' તે સહેજ કંપી તેનો હાથ ઢીલો પડી ગયો અને તૂટક શબ્દોમાં તેનાથી બોલી જવાયું. "પરાયા મરદને હવેથી હું નથી મળવા ચાહતી."

"પરાયો!" બહારથી શબ્દો સંભાળાયાં. એ શબ્દોમાં રણકી ગએલ દર્દથી આયશાનું હૈયુ હાલી ઉઠયું. તેના કાનોએ પાછા વળતા પગલાનો અવાજ અથડાયો અને તેનાથી ન રહેવાયુ. તેણે ઝટ દ્વાર ઉઘાડી દીધાં અને તેના મુખમાંથી શબ્દો સરી પડયા. "ભાઇ!" પરંતુ તેના એ શબ્દો સાંભળવાને માટે અહમદ ત્યાં ન હતો. તે ચાલ્યો ગયો હતો. આયશાને લાગ્યુ આજે તેનો છેલ્લો સહારો છૂટી ગયો. તે એકલી થઇ ગઇ. ઉપર આકાશ અને નીચે ધરતી એ બે વચ્ચે તે એકલી થઇ ગઇ. હવે આ જગતમાં તેનું કેઇ ન હોતું રહ્યું. કહેવાનો એક ભાઇ હતો તે પણ નહિ. એક હાથ તેને મળ્યો અને એ હાથે અર્ધે રસ્તે જ તેને છોડી દીધી. બીજો હાથ તેને માટે લંબાયો. પરંતુ એ હાથ પકડવાનો તેને કોઇ અધિકાર ન હતો. એ હાથ પરાયાનો હતો. તેને થયુ વિધવા થવું એ તો કમભાગ્ય છેજ તેમાં જવાનીમાં વિધવા થવુ એથી વધીને બીજુ કમભાગ્ય કયું હશે? અને તેની આંખોએ શ્રાવણની ધારા વરસાવી દીધી.

●

અહમદે પોતાના જીવન સંબંધે કદીય ગંભીરતાથી વિચાર્યું ન હતું. એવી રીતે વિચારવાની તેને જરૂરત પણ ન હોતી જણાઇ પરંતુ ઓઢરા અને આયશાએ તેને વિચારતો કરી મૂકયો. ઓઢરાના મગજમા ઘર કરી ગએલ શંકાના નિવારણા તેણે ખૂબ પ્રયાસ કર્યો પરંતુ ઓઢરાને તેને નિર્દોષતામા વિશ્વાસ જ ન હોતો. એ અવિશ્વાસે તેણે એક અયોગ્ય પગલું ભરી દીધુ. તે રાત્રે જ્યારે તે મોડેથી ઘેર આવ્યો ત્યારે તેણે જોયું કે ઓઢરા

ઘરમાં ન હતી. શિતળ પવન અને વરસાદમાં શોહરા ક્યાં ગઇ હશે એ વિચારમાં ક્યાંય સુધી તે બેસી રહ્યો. અને મોડેથી શોહરા જ્યારે ઘેર આવી ત્યારે તેણે જોયું કે તે પાણીમાં ભીંજાઇ ગઇ હતી ઠંડીથી તે ધ્રુજી રહી હતી. "ક્યાં ગઇ હતી?" એવું જ્યારે પૂછ્યું ત્યારે તેને જવાબ મળ્યો, "તમને પાપના ખાડામાંથી બચાવવા." કેવો તીખો એ જવાબ હતો. એ જવાબથી તે ઘડીભર થંભી ગયો. શોહરાની શંકા કેટલી હદ સુધી પહોંચી હતી. તેનો તેને ખ્યાલ આવી ગયો. એવા ખોટા સાહસ અને ખોટી શંકાને માટે તે રાત્રે શોહરાને તેણે ખૂબ સમજાવી. પરંતુ એકેય શબ્દ સાંભળ્યા વિનાં તે તો શૈયા ઉપર જઇને પડી ભીના કપડાં બદલી નાખવા કહ્યું. પરંતુ ક્રોધે ભરાએલ શોહરાએ એકેય વાત માની નહિ અને બીજે દિવસે સવારે તેને જણાયું કે શોહરાને સખ્ત તાવ ચઢ્યો હતો. નિત્યની માંદગી, તેમાં રાતના સાહસથી તેના શરીર ઉપર ખૂબ માઠી અસર થઇ ગઇ. તેણે તુરતજ દાક્તરને બોલાવી દવા લઇ લીધી. પણ જ્યારે શોહરાને દવા પીવાને કહ્યું ત્યારે દવાની શીશી દૂર હડસેલતાં તે બોલી, "મારે હવે દવા જ નથી પીવી."

"દવા વિના કાંઇ સાજા થવાનું હશે?" સ્નેહથી તેણે શોહરાને સમજાવતા કહ્યું.

"ન સારી થાઉં તો સારૂં ને- તમારા રસ્તાનો કાંટો ગયો સમજજો!" વિષ પાએલ તીરની જેમ એ શબ્દો તેના હૈયામાં ખૂંપી ગયા. તેનુ મગજ વિચારોથી જાણે સાવ ખાલી થઇ ગયું. એકેય વિચાર તેને એ મગજમાંથી ન મળી શક્યો જે વડે તે શોહરાની શંકાને દૂર કરી શકે.

અને દિવસે દિવસે શોહરાની સ્થિતી બગડતી ગઇ. દાક્તરે કહ્યું "દર્દીની બરાબર સંભાળ ન લેવાઇ તો 'કેસ' હાથમાં ન રહેશે." તેણે તે દિવસથી ઓફીસે જવાનું પણ છોડી દીધું અને સતત શોહરાની સંભાળમાં રહેવા લાગ્યો. તે નિયમીત શોહરાને દવા પીવાડતો અને દાક્તરના એક એક સૂચનને અનુસરવા પ્રયત્ન કરતો. પરંતુ શોહરાની સ્થિતી બગડતીજ ગઇ. અને છેવટે તે ભાન પણ ખોઇ બેઠી. તેની અજ્ઞાન અવસ્થામાં શંકા શબ્દો બનીને બહાર પડવા લાગી. બળતે હૈયે તે એ બધું સાંભળી રહ્યો.

પરંતુ એજ એક વાતનું તેને દુઃખ ન હતું. તેને બીજી વાતનું પણ દુઃખ હતું. તેને જેમ શોહરા ન હોતી સમજી શકી તેમ તેને આયશાએ પણ સમજવામાં ભૂલ કીધી હતી. તે આયશાને પોતાની બહેન સમાન ગણતો હતો. બહેનના સ્નેહથી જ તે તેને ચાહતો હતો તે અસહાય હતી નિરાધાર હતી તેની એવી સ્થિતીમાં તેને મદદ કરવી એ તે પોતાની ફરજ સમજતો હતો. અને એમ સમજીને તે આયશાના દુઃખ ભર્યા જીવનમાં સૌરભ પ્રસારવા પ્રયત્ન કરતો હતો. તે ચાહતો હતો, આયશાને કોઇ એવો જીવન સાથી મળે જે તેના અરણ્ય જેવા જીવનમાં ફરીથી વસંતની ખુશ્બૂ ભરી શકે અને એટલેજ તે ગનીભાઇ જેવા શુષ્ક અર્ધી સદી વટાવી ગએલ પુરૂષથી તેને બચાવવા ચાહતો હતો. અને એમ કરતાં તેણે લોકનિંદાનો પણ ડર ન હેતો રાખ્યો. શોહરાની નારાજી પણ વહોરી લીધી હતી. એવું બધું

સહીને પણ તે તેનું જીવન સુધારવા માગતો હતો પરંતુ ન જાણે કેમ આયશાએ પણ તેને પરાયો ગણ્યો હતો. પરાયો ગણીને તેને માટે દ્વાર બંધ રાખ્યા હતા. આમ તેને બીજીએ પણ સમજવામાં ભૂલ કીધી હતી.

અને તેને લાગ્યું એકનું જીવન સુધારવા જતા બીજીનું જીવન બગડી ગયું અને છેવટે એ એકે પણ તેનો પરાયો ગણી કહ્યો. જીવનમાં પહેલી જ વાર તે ગંભીર વિચારોમાં ડૂબી ગયો.



ઈન્સાન ગમે તે ધારે પરંતુ અલ્લાહની મરજી હોય તે જ થાય છે એ સત્યની આજ અહમદને પ્રતીતિ થઈ ગઈ. તેના સઘળા પ્રયત્નો નિષ્ફળ ગયા, તેની બધી ધારણાઓ ખોટી ઠરી. તેના અથાગ પ્રયત્નો છતાં તે ઝોહરાની શંકાને ન ટાળી શક્યો. તેની નારાજગી પણ દૂર ન કરી શક્યો. શંકાને હૈયામાં સંઘરીને ઝોહરા એક દિવસે આંખો મીંચી ગઈ. તેનો જીવન દીપક બુઝાઈ ગયો. એમ પણ નિત્યની માંદી ઝોહરાના જીવનની તેને બહુ આશા તો ન હતી પરંતુ જે સંજોગોમાં તેનું મોત થયું હતું તે સંજોગો તો તેના હૈયાને મૂક રીતે રડાવી રહ્યા હતાં.

અને આયશા સંબંધે પણ તેના બધા પ્રયત્નો નિષ્ફળ ગયા. તે જે માર્ગે જતા તેને રોકી રહ્યો હતો તેજ માર્ગે આખરે આયશા ગઈ. તેનું હૈયું એ વાતથી પણ ખૂબ ભારે થઈ ગયું.

નિરાશ અને વ્યથિત હૃદયે તે ખંડની સફેદ દીવાલ તરફ એકી નજરે જોઈ રહ્યો હતો. તેના મગજમાં વિચારવા જેવા હવે એકેય પ્રશ્ન ન હતો રહ્યો. બધા પ્રશ્નો પોતાની મેળે જ ઉકેલાઈ ગયા હતા. એટલે વિચારવા જેવી હવે એકેય વાત ન હોતી રહી. સફેદ દીવાલની જેમ તેનું જીવન સાફ કોરું થઈ ગયું હતું.

તેને લાગ્યું ખંડમાં કોઈ ધીમે પગલે આવી રહ્યું હતું. તેણે એ આવનાર વ્યક્તિ તરફ જોયું. તે આયશા હતી. આવકારનો એકેય શબ્દ બોલ્યા વિના તેણે નજરને ઝુકાવી દીધી. આયશાને હવે ગમે ત્યાં જવાનો અધિકાર મળી ગયો હતો. લોકનિંદાથી હવે તે પર થઈ ગઈ હતી.

'ભાઈ આજ તમારા દુઃખમાં સાથ પુરાવી તમારી માફી માગવા હું આવી છું' આયશા અહમદની સામે બેસતા બોલી. અહમદે ખાલી આંખોએ આયશા તરફ જોયું. અને ધીમેથી કહ્યું, "હવે મારી માફી માગીને શું કરવું છે?" અહમદના એ શબ્દોમાં એકલી નિરાશા જ ભરી હતી. આયશા ઘડીભર થંભી અને પાછી બોલી "ભાઈ!" અહમદ એ સંબોધનને સાંભળી રહ્યો. 'તે દિવસના મારા વર્તનથી તમને ખૂબ દુઃખ થયું હશે પણ એટલું કરતા મને કેટલું દુઃખ હતું એ તો આજેય બારણાંને વાચા આવે તો તમે જાણી શકો. પણ ઝોહરાના સંતોષને ખાતર મારે એમ કરવું જ પડ્યું." આયશાએ ધીમેથી ડોકને બીજી તરફ ફેરવી લીધી. તેની આંખો ભીની થઈ ગઈ હતી. આયશાની એટલી સ્પષ્ટતાથી અહમદના

મતની બધી કડવાશ દૂર થઈ ગઈ. આયશાના એવા વર્તન માટે ઝોહરાજ જવાબદાર હતી. તેણે ફરીથી આયશા પ્રતિ જોયું. એ વખતે તેને લાગ્યું તેની સામે બેઠેલ આયશા તેજ આયશા હતી, જેને તે બહેનના સ્નેહથી ચાહતો હતો. તે થોડીવાર શાંત રહ્યો અને પછી કશુંક યાદ કરતાં બોલ્યો "આયશા મને એ વાતનું બહુંજ દુ:ખ છે કે જે માર્ગે હું તને રોકી રહયો હતો તેજ માર્ગે આખરે તું ગઈ તને એ શાથી સુઝયુ ?"

"ઝોહરાના મોતથી." આયશાએ જવાબ આપ્યો.

"ઝોહરાના મોતથી!" આશ્ચર્યથી અહમદે પૂછયું.

"હા" આયશા નજરને નીચી રાખીને બોલી, "ઝોહરાના મોત પછી સેંકો આપણા સબંધે બુરી વાતો કરવાનાજ હતા. તેઓ એમ કરે તે પહેલાં" તે સહેજ થંભી અને પછી બોલી. "મેં તેમનાં મોઢે ડુચો લગાવી દીધો છે. ને એ સિવાય બીજો માર્ગ પણ કયોં હતો." છેલ્લું વાકય બોલતાં બોલતાં આયશાના અવાજમાં દર્દનો કંપ આવી ગયો.

"ખરેખર આયશા, દુન્યામાં કેટલીક વ્યક્તિઓ ભાઈ બહેન તરીકેજ જીવી શકે છે. બાજો કોઇ પણ સંબંધ તેમને માટે ત્યાજ્ય છે. પરંતુ આયશા." અને અહમદે આયશા તરફ જોયું "મને ભાઈ તરીકે સ્વિકારતાં તારે ભારે ભોગ આપવો પડયો છે."

"અને મને બહેન તરીકે સ્વિકારતાં તમારો ભોગ કાંઇ ઓછો છે!" આયશાએ જવાબ આપ્યો. બન્નેએ એકબીજા તરફ જોયું. બન્નેની આંખોના ખૂણા પાણીથી ચમકી રહયાં હતાં.

સંપૂર્ણ

મૌલિક ભાવના

# "દરિદ્રતાનો શિકાર."

લેખકઃ—"ખુશનુદ" ધોરાજવી

અને આખરે તેની આશા ફળી...

તે જવાન હતો...દુબળો, પાતળો, અકાળે વૃધ્ધ થએલો ..બે કલાકની સતત મહેનત પછી શેઠ સાહેબ બાહેર આવ્યા...કોઈ મહા-કામને છોડીને આવ્યા હોય તેમ. હજી પણ તેમના હાથમાં કલમ હતી...!

"કેમ! અલ્યા શું છે!" શેઠ સાહેબે મોટેથી પુછ્યું..."શેઠ...હું ગરીબ...ભૂખ્યો છું...ઘેર વૃધ્ધ મા...મારી પત્ની...ને...ને...બે બાળકો ભૂખથી ટળવળે છે..." "હાં તો શું છે!" શેઠ સાહેબે ત્રાડ નાખી.

"મને...નોકરી...શેઠ...સાહેબ..."

"તને નોકરી આપવા કોણ નવરું છે... "સા .. આવા ને આવા કયાથી આવે છે .." ને શેઠ સાહેબે પગ ઉપાડયા "શેઠ..દયા કરો ગરીબ...ભૂખ્યો... "અરે કોણ હાજર છે... આને બાહાર કાઢો"...

જતાં જતા શેઠ સાહેબે હુકમ કર્યો...

ને શેઠ સાહેબના પાળેલા ભૈયાએ તેને બહાર કાઢયો... બીચારો...

એજ સાંજે શેઠ સાહેબ મોટરમાં ફરવા નીકળ્યા... ને... ને .. ડ્રાઇવરની કુશળતા કહો કે ગમે તે કહો મોટર અકસ્માત થયો... ને... ડ્રાઇવરે ગાડી થોભાવી... લોકો ટોળે વળ્યા...મોટર અકસ્માતના ભોગ બનેલા... લોહીથી ખરડાએલા.. તે જીવનના અંતીમ શ્વાસ લેતા જવાન સમીપ...

શેઠે ડોકું બહાર કાઢીને જોયુ તેજ દુબળો પાતળો જવાન...શેઠ સાહેબ રોષે ભરાયા... વદી ઉઠયા..." જવાદો એને નર્કમાં...ચલાવ... ડ્રાઇવર...ચલાવ..."

કોઇકે પોલીસને ખબર આપી...પોલીસો આવ્યા... ઇન્સપેકટરો આવ્યા...પરતુ સર્વે ફોકટ ..શેઠ સાહેબે ખીસાનો ભાર હળવો કર્યો...ને . ને...અમલદારોના ખીસા તર થયા...

ગરીબોના રકતનું સીંચન કરીને ભેગા કરેલા પૈસા વડે મહાલતા શેઠ સાહેબ નિશ્ચિંત રીતે મોજમાં ફરી તલ્લીન થઈ ગયા...પરતુ .. છુપી રીતે પડદા પાછળ થતાં દુષ્ટ કૃત્યો ઉપર કિસ્મત અટ્ટહાસ્ય કરી રહી હતી ..પરંતુ જીવનના આ વિજેતાને પોતાના ખરા પરજ્યની કયાંથી ખબર પડે...વાહ...દોલતનો નશો... અને મસ્ત પાપાત્મા...આહ...દરિદ્રતાનો શિકાર..બનેલો...અમર આત્મા...!

---

જાણીતા લેખક અને ભાષાંતરકાર જનાબ સાલેહ અબ્બાસી સાહેબના વાલિદા તા. ૨૩-૧૦-૪૭ના રોજ ફાની જગતનો ત્યાગ કરી ગયા છે. ખુદાપાક મર્હુમને જન્નતુલ ફિર્દોસ અતા કરે અને જ. સાલેહભાઇ અને કુટુંબીઓને સબ્ર અતા કરે. આમીન

# ક્યાં છે?

સકર સંસારમાં તારી કોઇ સરખામણી ક્યાં છે;
ખરૂં પૂછો તો તારા રૂપ સમ પારસમણી ક્યાં છે.
નહિં વરસાવ નાહક વીજ તું મારા હૃદય-પટ પર;
હજુ આશા તણી સુંદર ઇમારત મેં ચણી ક્યાં છે.
કરી શાને રહ્યા બદનામ મુજને પ્રેમ પંખીડા,
વિપત્તિને વિપત્તિ પ્રેમ પથે મેં ગણી ક્યાં છે.
સમર્પણ એમના ચરણો ઉપર સર્વે કરી દીધું;
દયાને પ્રેમ-દ્રષ્ટિ તે છતાં મારા ભણી ક્યાં છે.
વૃથા બકવાસ ગણતા ચાલ એ ચાલી ગયા સત્વર;
ખરી મુજ યાતના દિલની અરે! તેણે સુણી ક્યાં છે.
હૃદય સંતોષવા દે તું દિલાસા કોલ મળવાનો;
હંમેશા ના અને ના વિણ કદી તેં હા ભણી ક્યાં છે.
નકામા આશના વંટોળમાં હે! દિલ તું ઊડે છે;
કરી ભૂલે કદિ તુજ દ્વાર પર પધરામણી ક્યાં છે.
ચહું છું વ્યોમને હું બાળવા આહો ફુગાઓથી;
પરંતુ નવ અસર તેમાં ધરા પણ ધણધણી ક્યાં છે.
તમારા પ્રેમમાં એવી મળી છે સંપતિ જેમાં;
હજારો યાતના ભરપુર એ થોડી ઘણી ક્યાં છે.
વફા કર કાર્યમાં રહીને **"શમીમ"** તેની જફા ઉપર;
જીવન ભર યાતનાઓ પૂર્ણ કરતાં અવગણી ક્યાં છે.

'શમીમ'

(ફકા૰ અને આશિક હતી–આખી ઉંમર દુન્યાથી દૂર રહી મતલબ કે આખુયે જીવન એકાંતમાં ગુજાર્યું. તસવ્વુફથી પ્રેમ હતો હઝરત શેખ સઆદી (રહ)ની મુરીદ હતી–તેણીની શાયરી તસવ્વુફથી ભરપૂર છે. જુઓ તેના કલામનો નમૂનો.

"મિત્રની યાદમાં એટલી તલ્લીન છું કે કદી પોતને મુશતાક સમજુ છું તો કદી નૂર-જહાં-જ્યારે મિત્રની અયઝ દિલથી નીકળી ગયો ત્યારે હું પોતાને મહમૂદ જેવા બાદશાહથી ઉચ્ચ સમજવા લાગી–જ્યારે પારકાના વિચારો દિલથી નીકળી ગયા તો મારી નઝરોમાં દોસ્ત અને દુશ્મન સૌ એક થયા– એ હલીમા એ ગર્વ હદથી આગળ ગુજરી ગયું છે? જોજે એ તને કયાયે તારા મિત્રથી જુદો ન કરી દે."

(૫) ઝેબુન્નીસા–એ ખાતૂન મુલ્લા દીન મુહમ્મદ કાશ્મીરીની પુત્રી–પંજાબમાં રહેતી હતી પિતાથી શિક્ષણ પ્રાપ્ત કર્યું. તેના અક્ષરો ઘણા સુંદર અને મરોડદાર હતા. ઇ. સ. ૧૪૫૭માં તેણીએ શેખ સઆદી (રહ)ની કિતાબ બોસ્તા-નનું પુસ્તુમાં અનુવાદ કર્યો જે આજે પણ ત્યાં ખૂબ પ્રખ્યાત છે

O

(૬) રાબિયાઃ–એ ખાતૂન બાબરની સમકાલીન હતી–કંદહારમાં રહેતી હતી–તેણીએ ઘણાય શેઅરો લખ્યા છે. જુઓ તેના કલામનો નમૂનોઃ–

"આદમને ભૂમિ ઉપર ઉતાર્યો–તેને આતિશે ગમમાં ડુબાડ્યો–ઝમીન ઉપર દોઝખ બનાવી તેનુ નામ ફિરાક રાખ્યું."

# દુન્યા

૧

વ્યર્થ ખોટું ગુમાન છે દુન્યા,
ભૂલવાનું—સ્થાન છે દુન્યા.
દૂરના છે 'હકીર' ચમકારા,
ઝાંઝવા જળ સમાન છે દુન્યા.

×

૨

જ્ઞાનીઓ માટે જ્ઞાન છે દુન્યા,
એમની સાવધાન છે દુન્યા.
જેમની પાસ હોય દિર્ઘ નજર,
તેમને વિધમાન છે દુન્યા

×

૩

એક નાટક મિસાલ છે દુન્યા,
જાણે ખોટો ખયાલ છે દુન્યા.
ગોતવાથી જવાબ ના જડયો,
એક એવો સવાલ છે દુન્યા

×

૪

પારા સમ બેકાર છે દુન્યા,
ક્રાન્તિ કેરો પ્રસાર છે દુન્યા.
જીતમાં હાર, હારમાં છે જીત,
ઝિંદગીનો જુગાર છે દુન્યા

+

૫

કોઈએ નવ પીછાણી છે દુન્યા,
વાસ્તવમાં ન જાણી છે દુન્યા.
છે જગત એક પુષ્પનું પુસ્તક,
કેવી ટુંકી કહાણી દુન્યા.

×

૬

હા અફસોસનાક છે દુન્યા,
ખાક એ પર કે ખાક છે દુન્યા.
ખોલ આંખો 'હકીર' થા હુશીયાર,
સ્વપ્ન છે એક મઝાક છે દુન્યા.

+

૭

વેદના છે વિલાપ છે દુન્યા;
શોક છે પશ્ચાતાપ છે દુન્યા.
છે રુદન અંતમાં ને આરંભમાં,
ઝિંદગી દુઃખ છે આપ છે દુન્યા.

×

૮

સંપત્તિ-ધન ને દામ છે દુન્યા,
શેઠની એ તમામ છે દુન્યા.
એમને શું પડી છે અન્યોની,
લક્ષ્મી કેરું નામ છે દુન્યા

'હકીર'

# વિસ્તૃત સત્તા

આગળ 'જુના સંબંધ'માં બતાવી ગયો છું કે અરબોએ પોતાની સત્તા હિન્દમાં જમાવી નહિ ત્યાર પછી ગઝનવી અને ઘોરી ખાનદાનના શૂરવીરો હિન્દમાં આવ્યા. તેઓ હિન્દ ઉપર શા માટે ચડી આવ્યા હતા? હિન્દુઓ સાથે તેઓએ પોતાનો સબંધ કેવો રાખ્યો? આજના ઇતિહાસકારોએ કેવી રીતે તેમને બદનામ કર્યા? અર્થના અનર્થ કરી ખોટા ઇતિહાસ રજુ કર્યો. તે વખતે પર કોમની સ્થિતિ કેવી હતી? રાજ્યનો વિસ્તાર કેવી રીતે વધારવામાં આવ્યો? એ બધી બાબતોનો ઉકેલ તેમજ ખોટા ઇતિહાસ લખનારાએનુ માનસ વગેરેનું વર્ણન આ લેખમાં રજુ કરવામાં આવે છે.

સંપાદક 'તાજ'

### ગઝનવી ખાનદાનઃ-

સિંધની જીતનું વર્ણન આગળ કરી ચૂકયો છું.-પરંતુ એ સિવાયના હિન્દુસ્તાન ઉપર તેની અસર બિલકુલ થઇ નહિ એ ખરૂં છે કે થોડાજ અરબો કેટલીયે મદીઓ લગી આ પ્રાંતોમાં પોતાના પગ મજબુત પણે જમાવી રહ્યા, પરંતુ તેમની સત્તા બહુ વિસ્તાર પામી શકી નહી, એટલુંજ નહિ પરતુ સિંધ, બાકીના હિન્દુસ્તાન માટે ઇસ્લામ પ્રચારનું મથક બની રહ્યું. હિન્દુસ્તાનમાં ઇસ્લામી સત્તાની ખરી બુન્યાદ (આરંભ) ખરા અર્થોમાં તે લોકોએ કરી કે જેઓ ખૈબરઘાટના માર્ગે હિંદ આવ્યા હતા. સૌથી પ્રથમ ચઢાઇ કરનાર તુર્કો હતા, જેઓએ પોતાની રાજધાની ગઝની મુકામે રાખેલી હતી. એમાં સૌથી પ્રથમ બાદશાહ કે જેને હિંદ સાથે પહેલો પરિચય થયો તે સબકતગીન હતો. એ વાત તો પ્રચલીત છે કે એ પરિચય ફકત એક બીજાને નાશ કરવા માટેજ હતો. એ લડાઇ હિન્દમાં નહિ પરતુ હિન્દની બહાર શરૂ થઇ હતી. જ્યારે સબકતગીન ગઝનીમાં સત્તા જમાવી રહ્યો હતો તે સમયે કાબુલ હિન્દુ રાજા જયપાળના કબજામાં હતું. જયપાળે નવી સત્તા સ્થાપતી જોઈ ગઝની ઉપર ચઢાઇ કરી+ પરતુ તેમાં તે હારી ગયો. ઇ. સ. ૯૭૯માં બીજી વાર ચઢાઇ કરી. પરતુ બને પક્ષ વચ્ચે સલાહ થઇ. એ પછી તો સબકતગીનની હિમત વધી, અને તેણે ઈ. સ ૯૮૬ તેમજ ઇ સ. ૯૮૮મા બે વાર ચઢાઇ કરી, જયપાળ પાસેથી કાબુલનો પ્રદેશ જીતી લીધો. સબકતગીન સિંધુનદીની ડાબી બાજુએ કદી આવ્યો નહિ. તેની ચઢાઇનો અર્થ એ ન હતો કે તે ઇસ્લામ ધર્મનો પ્રચાર કરે-એ વિચાર તેને કદી પણ થયો ન હતો × પરંતુ એનો અર્થ તો બદલો લેવાનો અને સત્તા વધારવાનો હતો.

સબકતગીન ઇ સ. ૯૯૭માં મરણ પામ્યો. તેના પછી તેનો પુત્ર મહમુદ ગાદીએ આવ્યો. તેણે જયપાળ સાથેની લડાઇ ચાલુ રાખી અને ઇ. સ ૧૦૦૧માં અટક પાસે તેને સખત હાર આપી. જયપાળ પછી તેનો પુત્ર અનંગપાળ ગાદીએ આવ્યો. ગાદીએ આવતાંજ અનંગપાળે વિચાર્યા વગરજ ચઢાઇ કરી. આ વખતે મહમુદ મુલ્તાનના હાકિમ અબુલફતેહ દાઉદની વિરૂધ્ધ બદલો લેવાના પ્રયત્નોમાં લીન

× કેમ્બ્રીજ હિસ્ટરી ભા-૨ પા. નં. ૧૧-૧૭

+ કેમ્બ્રીજ હિસ્ટરી

હતો. છતાં પણ અનંગપાળની હાર થઇ. અને તે કાશ્મીર તરફ નાસી ગયો. બીજે વર્ષે મહમૂદે અનંગપાળને "દુશ્મનવાટનો લ્હાવો ચખાડવા અને તેની શિક્ષા આપવા"* માટે પોતાનો ઇરાદો કરી હુમલો કર્યો. પેશાવર આગળ તેના મોટા સૈન્યને સખ્ત હાર આપી, હિન્દમાં પ્રવેશ કર્યો. એટલુંજ નહિ પરંતુ તે કાંગળહ સુધી આવી પહોંચ્યો. એ પછી તો કેટલીયે વાર તેણે હિન્દ ઉપર ચઢાઇઓ કરી મથુરા, કનોજ અને સોમનાથ વગેરે જગ્યાએથી અઢળક ધન લઇ તે પોતાના દેશમાં પાછો ફર્યો પરંતુ મહમૂદે એ સ્થળોએ કોઇ સત્તા કાયમ કરી નથી. છેવટે તે લાહોરની સત્તા પોતાના ગુલામ અયાઝને સોંપી ગયો. મહમૂદ ઈ. સ. ૧૦૩૦મા મરણ પામ્યો.

મહમૂદ વિષે ડૉ. તારાચંદ લખે છે કે – "મહમૂદની ઝિંદગીની સૌથી મહાન અભિલાષા લડાઇઓમાં જીત અને રાજ્યનો વિસ્તાર વધારવાની હતી, અને એજ કાર્યમા તેણે પોતાની આખી ઝિંદગી ગુમાવી. એમાં તે ઘણે ભાગે સફળતા મેળવી ચૂકયો હતો. તે મધ્ય એશિયા અને ઇરાનના કેટલાય પ્રદેશોને જીતી ચૂકયો હતો તેની ઇચ્છા બગદાદના અબ્બાસી ખલીફાના પ્રદેશો જીતવાની હતી કે તે ઇ. સ. ૧૦૩૦માં મરણ પામ્યો. તેણે લડાઇમાં સફળતા મેળવવા અને લુંટફાટ કરવા હિન્દ પર કેટલીયે સવારીઓ કરી. કેટલાયે મંદિરોને લૂંટયા અને બાળ્યાં. એ મંદિરો એટલા માટે બાળ્યાં હતાં કે તેમાં ધન હતું. કોઇને ઇસ્લામ ધર્મ અંગીકાર કરવા ફરજ પાડી નથી. એટલુંજ નહિં પરંતુ કેટલાયે હિન્દુ ઓફિસરો સિપાઇઓને અને પોતાની ફોજમાં નોકર રાખ્યા અને એજ સિપાઇઓ તેમજ ઓફિસરો તેના તરફથી મધ્ય એશિયા અને ઇરાનમાં લડતા રહયા.

●

**અલ્લામા અબૂલ રીહાન અલબેરૂની** (૨૯)–મહમૂદના જમાનામાં અલબેરૂની હિંદ આવ્યો જે અહિં વર્ષો લગી રહયો અહિં તેણે હિન્દુઓ વિષે એક અગત્યનું પુસ્તક લખ્યું, જેની બહુ જ માહિતી અને યોગ્ય પસંદગી જોઇ આજે પણ પશ્ચિમના ઇતિહાસકારો અને વિદ્વાનો આશ્ચર્યમાં ડૂબી જાય છે. અલબેરૂની એક વિદ્વાન (આલિમ) હતો. પરંતુ કેટલાક નામાંકિત વિદ્વાનોની જેમ તંગદ્રષ્ટિવાળો અને તંગવિચારશીલ ન હતો. હઝરતે ફરમાવ્યું છે કે "શિક્ષણ પ્રાપ્ત કરવા માટે ચીન સુધી પણ જવું પડે તો ત્યાં સુધી જઇ શિક્ષણ પ્રાપ્ત કરો." અલબેરૂનીએ એ કથનને અપનાવ્યુ. અને કેટલાય વર્ષ લગી હિન્દમાં રહી પોતાનું એ દળદાર પુસ્તક લખી પ્રગટ કરાવ્યું અલબેરૂનીનું એ પુસ્તક જેનું અંગ્રેજી ભષાંતર પણ થઈ ચૂકયું છે. તે લગભગ ઇ. સ. ૧૦૩૦મા લખાયું. તે પુસ્તકના આરંભમા લખે છે કે "આ પુસ્તક ઉપરથી મારો વિચાર હકીકત અને બનાવોનું વર્ણન છે. કુર્આને હકીમનો હુકમ છે કે "મુસલમાનોને જોઇએ કે સત્તા અને હકીકતની તરફેણ કરે ભલે એ એમના સગાસંબંધીઓની વિરુદ્ધ કેમ ન હોય." (સૂરતુન્નિસા) અલબેરૂનીએ એ કથનને હમેશા પોતની નજર સમક્ષ રાખી હિંદના ધર્મ, હુન્નર અને વિદ્યા તેમજ ફિલસૂફીના વિષે લખ્યું તે એક જાતની એન્સાઇક્લોપીડીયા છે. અલબેરૂનીએ એ પુસ્તક પોતાના ફિરસાદના કહેવાથી લખ્યુ

* કેમ્બ્રીજ હિસ્ટરી

છે. "એ પુસ્તકની મદદથી જે લોકો હિન્દુઓની સાથે ધાર્મિક પ્રશ્નોની દલીલો કરવા માંગે અથવા એમની સાથે હળીમળી રહેવા ઇચ્છે તો એમના માટે માહિતીનો ભંડોળ તૈયાર થઈ જાય." અલબેરૂનીએ સસ્કૃત અને હિન્દની બીજી ભાષાઓ શીખી બધી માહિતીઓ મહાન પંડિતોથી પ્રાપ્ત કરી તેનો ખુલાસો એકત્ર કર્યો છે. ને એ યુગના હિન્દુસ્તાની પંડિતો અને તેમની હુન્નર, વિદ્યા વગેરેમાં રહેલી ત્રુટીઓને પણ છુપાવી શક્યો નહિ. એટલુંજ નહિ પરતુ તેણે તેમનામા રહેલી ખૂબીઓ અને ગ્રહણ કરવા જેવી ટેવોની પણ પ્રસંશા કરી છે હિન્દુ ધર્મ વિષે તે લખે છે કે તેમની માન્યતાઓ ઘણી નીચ વર્ગના છે તેઓ મૂર્તિપૂજક છે. એટલુજ નહિ પરંતુ ભગવાન (ખુદા)ની ઘણી સ્ત્રીઓ હોવાની માન્યતાઓ ધરાવનારા છે. પરંતુ તે ઉચ્ચ જાતિના બ્રાહ્મણો અને ફિલસૂફીઓના વખાણ કરે છે. ભગવતગીતાની તે ઘણી પ્રસશા કરે છે. તેના પૂર્વાપર સંબંધ ટાંકીને તે સિધ્ધ કરે છે કે તેમાંના ઘણા ખરા ભાગ–શ્લોક–ઇસ્લામ ધર્મ પ્રમાણે છે. હિન્દુ ધર્મ અને ફિલસૂફીના પ્રયોગો પછી તે એ પરિણામ ઉપર આવ્યો છે કે હિન્દુસ્તાનના મહાન દિમાગોના વિચારો ઇસ્લામના અકીદએ તોહીદથી મળતા આવે છે. એ લોકો ખુદાને મળવા માટે પ્રાર્થના અને ગુન્હાઓથી બચવા માટે પ્રાશ્ચીત કરે છે. અલબેરૂની પછી દારા શિકોહે પણ હિન્દુ અને ઇસ્લામી વિચારોમાં બરાબરી બતાવવા માટે કોશિશ કરી. પરતુ તે હિન્દુ ધર્મની માહિતીઓથી અપૂર્ણ છે. તે

## રૂબાઈયાત

જમાનેકી રફતાર ચલને લગા હું
મૈં અપના રવૈયા બદલને લગા હું.
વહી હૈ જમાનેકી રંગીન દુન્યા;
જીસે દેખતેહી મચલને લગા હુ.

✕

અરે છોડ ગાફીલ દુખોંકી કહાની,
જમાને કે આગે તેરી લનતરાની;
તુ બન મર્દ મયદાં તુહી ગીરે લશ્કર,
ન હો જાય યુ, ખત્મ તેરી જવાની;

✕

તું પુરજોશ નગ્મે જહાંકો સુના દે,
ખુદી અપની બઝમે નિહાંકો દિખાદે;
જહાં હોંકે ડરતા હય ગાફીલ જહામે,
તું મુસ્લિમ હય દુન્યાં અદુંકી મિટાદે

✕

જમાનેકો બતલાદો મંય આ ગયા હું,
મહબ્બતકી દુન્યાંપે મંય છા ગયા હું;
બતાદુ મે 'બેદાર' હું કૌન આખીર,
મય શાઇર હુ દુન્યાકા રહે રવાં હું.

"બેદાર" કુતિયાની

---

અલબેરૂની જેટલો હિન્દુ ધર્મથી પરિચિત ન હતો. અલબેરૂની તો હિન્દુ ધર્મનો માહિર–જાણકાર હતો. તેણે તો જરાયે પણ સંકોચાયા વગર બધી જાતની ટેવો કુટેવો જાહેર કરી છે. એ વાત ઘણી અફસોસ મય છે કે મુસલમાનો નવસદીઓની વચ્ચે બીજો અલબેરૂની પૈદા કરી ન શક્યા.

અપૂર્ણ




મૌલાના : અહમદ અશરફ રાંદેરી

**સવાલઃ**-એક જબર ખાલી મેદાન છે અને તે શહેરની વચમાં છે અને ઇદની નમાઝ ત્યાં પઢાય છે. તે મેદાન મ્યુનીસિપાલટીના કબજામાં છે અને ઉપર હીન્દુ અગર મુસલમાનોના લેકચર કે પૈસામા પણ વપરાય છે તો તે મેદાન ઉપર ઇદની નમાઝ પઢવામાં શરીઅત તરફથી કાંઇ વાંધો આવે છે?

**જવાબઃ**-ઘણી જગ્યાએ શહેરોમાં વસ્તી પાસે સરકારી મેદાનો હોય છે અને તે પબ્લીકના લાભાર્થે ખુલ્લા રાખવામાં આવે છે ત્યાં ઇદની નમાઝ પઢવામાં આવે તો કાંઇ વાંધો નથી પરંતુ સુન્નત તરીકો એ છે કે વસ્તીથી બહાર જવુ જોઇએ. એમાં મુસલમાનોની શાનો શૌકત જાહેર થાય છે. અને ખુદાપાક પણ ફરિશ્તાઓની જમાતમાં ફખ્ર કરે છે કે આજે મારા બંદાઓ જંગલમા આવી મારી યાદ કરી રહ્યા છે.

**સવાલઃ**-ગૈર કૌમની સ્ત્રી મુસલમાન થવા તૈયાર હોય. અને તેની પાસે મિલકત સારી છે. તો જે માણસ મુસલમાન બનાવી તેને પરણે તો તેની મિલકત પરણેલ ખાવિંદને સુપુર્દ કરે તો તેના ખાવિંદને મિલકત લેવાનો શરીઅત શું ખુલાસો આપે છે કારણ કે તેનો ખાવિંદ નથી જાણતો કે તે મિલકત હરામ કે હલાલ છે તો તે મર્દ તે મિલકત કેવી રીતે લીએ તે પોતાના વપરાશ વેપાર વીગેરેમાં ખરચ કરી શકે છે કે નહિ?

**જવાબઃ**-ગૈર કૌમની સ્ત્રી મુસલમાન થઈ અને કોઇ મુસ્લિમ મર્દ સાથે નિકાહ પઢે અને તે પોતાના ધણીને માલ મિલકત વાપરવા કે બખ્શિશ આપી શકે છે તેણી પાસે મિલકત હરામની કે હલાલની-છે તેની તહકીક કરી લેવામાં આવે.

**સવાલઃ**-અમારે ત્યાં એક કૂવો છે. સાથી હિન્દુ તથા મુસલમાન ઔરતો સાથે પાણી ભરે છે હિન્દુ ઔરતોના વાસણમાં નાપાકીનો શક રહે છે તો એનાથી કુવો નાપાક થવ કે?

**જવાબઃ**-આવી તરેહનો શક શરીઅતમાં મોતેબર નથી જ્યાં સુધી વાસણો પર નાપાકી જાહેરમાં ન દેખાય ત્યાં સુધી કૂવો નાપાક નહિ થશે.

**સવાલઃ**-અમારા ગામની મસ્જિદમાં થાંભલા ઘણાં છે. લાચારીના કારણે મુકતદી અથવા ઇમામને બે થાભલા વચ્ચે ઊભું રહેવું પડે છે. તો એમાં કંઇ વાંધો છે?

**જવાબઃ**-મજબૂરના વખતે જાયઝ છે. કંઇ વાંધો નથી. જો મજબૂરી ન હોય તો મકરૂહ છે.

**સવાલઃ**-જો એક આદમીની દાઢી શરીઅત મુજબની નથી તે તેની ગવાહી રમઝાનનો ચાંદ તથા ઇદનો ચાંદ જોવામાં ગવાહી આપે તો કુબુલ થશે કે નહિ? તેમજ એવા માણસની નમાઝ ઇકામત તથા અઝાન દુરસ્ત થશે કે નહિ?

**જવાબઃ**-જે આદમી દાઢી કતરાવે છે તથા મુંડાવે છે, તેની ગવાહી ચાંદ જોવા માટે મોતબર ગણાતી નથી એવો આદમી ફાસિક છે અને ફાસિકની ઇમામત મકરૂહ છે. અગર બીજો પરહેઝગાર આદમી મળી જાય તો એવા આદમીને દૂર રાખવો બેહતર છે.

**સવાલઃ**-આજ કાલ વરસાદની મોસમમાં વાદળ સાફ ન દેખાય તો રમઝાન શરીફ તેમજ ઇદના ચાંદની પાકી ખબર તાર યા કાગળ યા ટેલીફોનથી મળી છે. તો એ ખબર સાચી માનવી કે કેમ? શરીઅતમા જેના ઉપર દારોમદાર રખાય એવા ગવાહોની શું નિશાની છે?

# કેટલીક રસપ્રદ વાતો

લેખક :—એ. આર. શિબ્લી.

અનુ :—અલીહૂ—મીમ—પે.

(ગતાંકથી ચાલુ)

એક પ્રકારની મલમલનું નામ શબનમ હતુ. એને ઘાસ પર મૂકતાં એવુજ લાગતુ, કે શબનમનાં ટીપાં પડયાં છે. એક પ્રકારની મલમલનું નામ વરાંળ હતું. એને ઉપર ઉછાળવામાં આવે, તો એવુંજ લાગતું, કે આકાશમાં વાદળ ફરી રહ્યું છે.

બીજા ચાર્લ્સ અને ઓલિવર ક્રોમવેલ જ્યારે બાળકો હતા, ત્યારે તેમનાં વસ્ત્રો મલમલમાંથી બનાવવામાં આવ્યાં હતાં.

એ વસ્ત્રો આજે પણ ઇંગ્લેન્ડના અજાયબ પ્રદર્શનઘરમાં છે.

કહે છે, કે એકવાર શહેન્શાહ ઔરંગઝેબની પુત્રીએ ઢાકાની મલમલના વસ્ત્રો પહેર્યાં આથી તેમણે તેને ઠપકો આપ્યો. તેણે જવાબ આપ્યો, કે તેણે સાત વસ્ત્રો પહેર્યા હતાં.

આ કળા, કારીગરી, અને હુન્નરનો જવાબ આજની સુધરેલી દુન્યા હજી લગી આપી શકીજ નથી.

## ઐતિહાસિક મૂછો

ફ્રાન્સના શહેન્શાહ સાતમા લૂઇની મૂછો ઐતિહાસિક મહત્વ રાખે છે. એ મૂછો મુંડાવવાને કારણેજ ત્રણસો એક વર્ષ લગી યુદ્ધ ચાલ્યું. એનાં લગ્ન દક્ષિણ ફ્રાન્સના ડયૂકની પુત્રી એલિયાનોર સાથે થયાં હતાં. એને જહેઝમાં ગોએની અને પોએટોનામ નામના બે પ્રાંતો મળ્યા હતા. જ્યારે એ યુદ્ધમાંથી આવ્યો, ત્યારે એણે મૂછો મુડાવી નાંખી. રાણીને એ વાત ગમી નહિ પરિણામે તેણે તલાક લીધી ત્યાર પછી એલિયાનોરે ઇંગ્લેન્ડના બાદશાહ બીજા હેની સાથે લગ્ન કર્યાં.

ફ્રાન્સના શાહને જહેઝ પેટે અપાયલા પ્રાંતો પાછા માંગવામાં આવ્યાં, એણે એ આપવાનો ઇન્કાર કર્યો.

પરિણામે ઇંગ્લેન્ડ અને ફ્રાન્સ વચ્ચે યુધ્ધનો પ્રાદુર્ભાવ થયો. આ યુધ્ધ ઈ. સ. ૧૧૫૩ થી ઇ. સ. ૧૪૫૩ લગી ચાલુ રહ્યું.

## નૂરબાઈ ગાયિકા અને ઉમર ખૈયામની એક રૂબાઈ

નૂરબાઇ એક સરસ ગાયિકા હતી તે ગાયિકા હોવા ઉપરાંત હાસ્ય, કટાક્ષ, અને હાઝિર જવાબીમાં વિખ્યાત અને નિપૂણ હતી. પરિણામે તે મુહમ્મદ શાહના દરબારમાં માનવંતુ સ્થાન પામી શકી હતી. એક દિવસે તે નવાબ રૌશનુદ્દૌલહને ત્યાં બેઠી હતી હાસ્ય, કટાક્ષ મિશ્રિત વાર્તાલાપ ચાલી રહ્યો હતો. એટલામાં મીરાં સૈયિદઅલીની સવારી આવી પહોંચી નવાબને તેમનાથી અકીદત હતી. તેમણે નૂરબાઇને અંદરના ઓરડામાં મોકલી દીધી મીરાં સાહિબ ઘણીવાર બેઠા. નૂરબાઈ ચંચળ હતી એટલે અંદર વધુ વાર બેસી શકી નહિ. તેથી અચકાતી અચકાતી બહિર આવી ને મીરાં સાહિબ કને ગાવાની પરવાનગી માગી તેઓ ખામોશ રહયા. તેમની ખમોશીને તેણે અસ ખામોશી નીમ રઝામાં ઘટાવી તેણે ગાવા માંડયુ.

"શૈખે બ ઝને ફાહિશહ ગુફતા મસ્તી,
કઝ ખૈર ગસસ્તી વ બશર પૈવસ્તી
ઝન ગુફત ચુનાંકે મી નુમાયમ હસ્તમ
તૂ નીઝ ચુનાંકે મી નુમાઇ હસ્તી.

અર્થાત:—એક પવિત્ર માણસે વ્યભિચારિણી સ્ત્રીને કહયું, કે તું ઘણીજ નાલાયક સ્ત્રી છે. સ્ત્રીએ જવાબ આપ્યો, કે મારૂં બાહ્ય સ્વરૂપ અને ગુહ્ય સ્વરૂપ એકજ છે શું તુ પોતે પણ તારૂં ગુહ્ય સ્વરૂપ તારા બાહ્ય સ્વરૂપ જેવુંજ ધરાવે છે?

ઉમર ખૈયામની આ રૂબાઇ સાંભળીને મીરાં સાહિબ મુર્ગે બિસ્મિલની જેમ તડપવા લાગ્યા

નૂરબાઇને ગાતાં અટકાવવામાં આવી ઘણી વારે મહા મુશ્કેલિયે મીર્ં સાહિબ સ્વસ્થ થયા

**ખાજા "અમીર" મીનાઈ અને ગયાદીન**

૧૮૫૭ની ક્રાન્તિમાં જે શહેરોમાં શાંતિ. સંસ્કૃતિને ફિતન્દ અને તબાહીના તમાચા ખાવા પડયા, એમાં દિલ્હી અને લખનવ મુખ્ય છે

એજ સમયમાં લખનવથી ખાજા "અમીર" અહમદ મીનાઇ પણ પોતના સગાં વ્હાલાઓને લઇને કાકોરી નામક સ્થળે ગયા, ને ત્યાંથી કાનપૂર ગયા.

ત્યાં એમના સસરા શેખ વહીદુઝઝમાં કાનપૂરના ડેપ્યુટી કલેકટર હતા. તેઓ તેમની સાથે પ્રેમ પૂર્વક વર્ત્યા. એક દિવસે તેમણે સૂચવ્યું, કે "કચેરીમાં આવ્યા કરો, કંઇક કામ શીખી લેશો, તો નૌકરી મળી જશે."

અમીર સાહિબે પહેલાં તો એ વાત ઉડાવી દીધી એક દિવસે તેમણે તેમણે બગી મોકલાવી અને નોકરને તાકીદ કીધી કે: અમે એમ કરીને એમને કચેરીમાં લઇને આવો. અમીર સાહિબે બગીમાં બેસીને નક્કી કર્યું, કે કચેરીમાં જે અવાજ સાંભળીશ, તે પ્રમાણે કામ કરીશ"

તેઓ કચેરીમા પ્હોચ્યા. એ વેળા આકસ્મિક રીતે એવું બન્યું, કે ચપરાસી "ગયાદી ।" નામના આરોપીને બોલાવી રહયો હતો. અમીરે જ્યારે એ અવાઝ સાંભળ્યો, કે પુર્નઃ પાછા બગીમાં સ્વાર થઇને ઘરે ચાલ્યા ગયા, સ્હાંજે ડેપ્યૂટી સાહિબે કારણ પુછ્યુ, તો તેમણે કહ્યું, કે: 'જ્યાં પહેલાંથીજ "ગયાદીનનો અવાઝ સભળાય ત્યાં હું શી રીતે રહી શકુ છું ?"

**શું ફિરદૌસીએ મહમૂદ ગઝનવીની નિંદા કરી હતી ?**

મહમૂદ ગઝનવી કનેથી શાહનામહના કર્તા ફિરદૌસી તૂસીને તેણે કબૂલેલ ઇન્આમ અકરામ ન મળ્યું ત્યારે તેણે વિરૂધમાં નિંદા કાવ્યો લખ્યાં અને અહિં લગી કહી દીધું કે:

"પરસ્તારેઝાદહ નયાયદ બ કાર
અગર ચે બુદ ઝાદએ શહરિયાર"

આ પ્રસંગ ઇતિહાસમાં થયેલ સંશોધનોથી ખોટો પુરવાર થયો છે. મૌલાના આઝાદની માન્યતાનુસાર તેનુ નામ અબૂલ કાસિમ બિન ઇસ્હાક હતું. કેટલાકો માને છે, કે તેનું નામ હસન બિન ઇસ્હાક બિન શરફ અથવો હસન બિન ફખરૂદ્દીન બિન ઇસ્હાક હતુ. ગમે એમ હોય, તે ફિરદૌસીના તખલ્લુસથી વિખ્યાત છે. તેણે એ તખલ્લુસ રાખ્યું એનું એક કારણ એ પણ હતું, કે તે તૂસના રાજવિના ઉદ્યાનના માળી હતો. પ્રકૃતિએ તે કવિ હતો. તેણે પોતાનાં જૌહરોનાં દર્શન કરાવ્યાં. દૂર-દૂર લગી તે પ્રખ્યાત થઇ ગયો. એજ સમયમાં મહમૂદ ગઝનવી જગત ભરમાંથી ઉલ્માઓ, વિદ્વાનો અને કવિઓને ખોળી ખોળીને પોતાના દરબારમાં એકઠા કરતો હતો. ફિરદૌસી પણ એના દરબારમાં આવ્યો એના એક કસીદહથી ખુશ થઇને સુલતાને એનો મુશાહિરો નક્કી કરી દીધો. તેણે તેને શાહનામહ લખવાનું કામ સોપ્યું.

તે ગિઝનીમાં ચાર વર્ષ લગી રહ્યો. કોઇ કોઈ વાર તે દરબારમાં ઉપસ્થિત થતો, રચેલી નઝમો સંભળાવતો સુલતાન મુશાહિરા ઉપરાંત ઇન્આમ આપતો. ત્યાર પછી તે તૂસ ચાલ્યો ગયો. આઠ વર્ષ લગી શાહનામું લખવામાં પ્રવૃતી રહ્યો.

એક હઝાર શેઅર લખી ચૂકયો. બાદશાહે એને એક હઝાર દીનાર ઇન્આમ તરીકે મોકલ્યા.

થોડાક સમય પછી બાદશાહને ખબર પડી, કે તે કરમતી અકાઇદ રાખે છે. આથી બાદશાહે એની કને ખુલાસો માંગ્યો. ત્યારે તેણે કાનો પર હાથ મૂક્યો અને કહ્યું:

"ચૂ દર મુલ્કે સુલ્તાં કે ચર્ખેશ સનૂદ
બસ હસ્ત તરસા વ ગબ્ર વ યહૂદ
ગિરફ્તન્દ દર જિન્દગી અદલશ કરાર
શુદન્દ અયમન અઝ ગર્દિશે રોઝગાર
ચહ બાશદ કે સુલ્તાને મિર્દી શિકવહ
ન્હે. કો શુમારદ યકે ઝાં ગિરોહ"

સુલ્તાનના દિલમાં તેની પહેલા જેવી વકઅત ન રહી જ્યારે શાહનામું પૂર્ણ થયું ત્યારે એક વઝીરના વિરોધ છતાં તેણે ઇન્આમ તરીકે સાઠહઝાર દીનાર મોકલ્યા. આ રકમ ફિરદૌસીએ રાખેલી આશા કરતાં ઓછી હોવાથી તેણે એ રકમ લીધી તે છતાં તેણે ધુંધવાઇને અને અસંતુષ્ઠ થઇને એ રકમ શાહી ખાદિમો અને ફકીરોને વહેંચી દીધી, અને નારાઝ થઇને પોતાના વતનમાં ચાલ્યો ગયો.

કેટલાક સમય પછી સુલ્તાનના એક ગવર્નરે બંડ કર્યું. ચેતવણી આપતો એક પત્ર લખ્યો. સુલ્તાને વઝીરને પૂછ્યું, કે: "જવાબ નહિ આવ્યો, તો શું થશે" ખ્વાજાએ નીચલા શેઅર દ્વારા જવાબ આપ્યો:

"અગર ન બ કામ મન આયદ જવાબ
મન વ ગુર્ઝ વ મૈદાન વ અફ્રા સિયાબ,"

આ શેઅર ફિરદૌસીનો હતો. સુલ્તાન આ શેઅરથી ઘણોજ પ્રભાવિત થયો. એને ફિરદૌસી યાદ આવી ગયો.

એણે તેને માફી બક્ષી. અને તેણે શાહી માણસોને એક હઝાર દીનાર લઇને મોકલ્યા. એ માણસો પહોંચ્યા તો રસ્તામાંજ તેમણે જોયું, કે ફિરદૌસીનો જનાઝો લઇ જવામાં આવતો હતો. કેટલાક ઇતિહાસકારો માને છે, કે ફિરદૌસીને એક શેઅર દીઠ એક અશરફી આપવાનું નક્કી થયુ હતું. તે વેળાનાજ ઇતિહાસકારોના કથનાનુસાર સાબિત થાય છે, કે ફિરદૌસી અને તેની વચ્ચે એવો કોઇ કરારજ થયો ન હતો. વિરોધીઓ તરફથી આ બધું ઉપજાવી કાઢેલું લાગે છે.

ગોરી યુગના ઇતિહાસકાર અને તારીખે નાસિરીમાં એવો કોઇ ઉલ્લેખજ નથી.

સામાન્ય સમજનો માનવી પણ વિચારી અને સમજી શકે છે, કે જ્યારે મુશાહિરોજ નક્કી કરવામાં આવ્યો હતો. ત્યારે ઇન્આમનો વાયદો શી રીતે હોઇ શકે છે? એ તો ખુશીનો પ્રશ્ન હતો આપે તો ઠીક નહિતર એનો શિકવો શુ? આમ છતાં એ સંભવિત છે, કે બાદશાહ એને ઇન્આમ માંગતા હોય તથાપિ કોઇ કારણસર, એણે એ ઇરાદો મુલતવી રાખ્યો હોય

પ્રોફેસર મહમૂદ શીરાનીના એક સંશોધનાત્મક નિબંધ પરથી જણાય છે, કે જેને નિંદા કાવ્યો કહેવામાં આવે છે, હકીકતમાં તેવા કોઈ નિંદા કાવ્યો છેજ નહિ.

જે કાવ્યોને નિંદા કાવ્યો તરીકે ઓળખવામાં આવે છે, તે કાવ્યો શાહનામહમાંથી ઉધ્ધૃત કરેલાં કાવ્યોનો સમૂહ છે. અપૂર્ણ

---

# ઈસ્લામી પુસ્તકાલયો

ગુજ ભાષાંતરકાર :—સાજીદ-અલ બકીલી.

(ગતાકથી ચાલુ)

વિદ્વાનો અને વિદ્યાર્થીઓની સહુલતને માટે આ સાર્વજનિક પુસ્તકાલયોમાંથી દૂરદૂરના સ્થળો સુધી કિતાબો મોકલવામાં આવતી હતી. એને માટે કદી કદી કોઇ રકમ પણ ડીપોઝીટ રાખવામાં આવતી હતી. દ્રષ્ટાંત રૂપે મરવના કુતુબખાના અહ દમીરિય્યહ, જ્યાંથી યાકૂતે ૨૦૦ કિતાબો ઓછીની લીધી હતી અને તે પુસ્તકાલયો, જ્યાંથી ઉન્દુલ્સના ઇતિહાસકાર ઇબ્ને હય્યાન (હિ સ. ૭૪૫=ઇ સ ૧૩૪૩) કિતાબો મગાવ્યા કરતો હતો તે કહે છે કે કિતાબની મને ઝરૂરત પડતી તો હું કોઇ પુસ્તકાલયમાંથી મગાવી લેતો હતો ને કિતાબો ખરીદવાને માટે, હું કોઇની પાસેથી કોઇ કિતાબ ઉધાર લેવા ચાહતો તો કોઇ પણ આપવા વાળો મળતો ન હતો ૧૨૪

પરંતુ બધાય પુસ્તકાલયોના માલિક આવા ઉદાર ન હતા, બલ્કે કેટલાક લોકો પોતાની કિતાબોને વક્ફ કરતી વખતે આ શર્ત પણ લગાવી દેતા હતા કે આ કિતાબો કયાએ બાહિર જાય નહિ જેવું કે કાઝી ઇબ્ને હય્યાન નયશાપૂરીએ કર્યું હતુ. ૧૨૫ ઘણી કિતાબો જે વાચવાને માટે આપવામા આવતી હતી પાછી આવતી ન હતી હલબના એક શાઇર અલ-રબાતના આ અશઆર, જે હિ સ ૧૨૧૬ (ઈ. સ. ૧૮ ૧)માં કહેવાયા છે, એક બગના દિલની સદા છે.

"કોઇને કિતાબ ન આપો, બલ્કે ઉઝર કરી લો, અગર જો આપો તો તેને માટે ઝમાનત લઈ લો, કેમકે એજ યોગ્ય પધ્ધતિ છે જો તમે મારા કહેવા ઉપર લક્ષ નહિં આપશો, તો ખાત્રી પૂર્વક તમારી કિતાબો ગુમ કરી દેશો"

એવીજ રીતે ઇબ્નુસ્સારમ (હિ સ. ૯૩૪=ઇ સ ૧૫૦૬)ના અશઆર નીચે પ્રમાણે છે

"જે શખ્સ મારી કિતાબ લઇને પાછી ફેરતો નથી, તે એક શરીફ નહિ બલ્કે એક નીચ અને દગાબાઝ માણસ છે." ૧૨૬

છેવટે વ્યવસ્થાપકોની બેપરવાઇ, રાજ્યોના ઇન્કિલાબો અને વિજેતાઓના જંગલી વર્તનોથી જે પરાજીતોની કાઇમ કરેલી યાદગારોનો નાશ કરવાની કોશીશ કરે છે. આ અનુપમ પુસ્તકાલયો લાંબા કાળ સુધી બાકી રહી શકયા નહિં અને ધીમે ધીમે નાબૂદ થતા ગયા. અરબી તારીખોમાં વારંવાર વર્ણન આવે છે કે અમૂક પુસ્તકાલય તબાહ ને બરબાદ થઇ ગયા અને અમૂક વિજેતાઓએ 'લૂટયા તારાજ કર્યો' આ પુસ્તકાલયોની તબાહી' માટે 'ભાગે આગ લગાડવાથી થઇ છે. બગદાદમા સાબૂર બિન અર્દશીરનું કુતુબખાનુ એવીજ રીતે બળીને ભસ્મ થયું. તુર્ગલ 'સલ જૂકીએ' જ્યારે બગદાદને ફતેહ કર્યું છે, તો તેના સૈનિકોએ

૧૨૪ વેસ્ટફીલ્ડનો લેખ. ગોટેન્ગન એકેડેમી જિ-૩૭, પા ૧૫૨

૧૨૫ ગુશસ્તે શ્રીમર (તારીખુલ કિતાબ) નં. ૪-૯

૧૨૬ ગુસ્તાવવેસનો લેખ, કિતાબો પાછી ન આપવા વિષે અરબી અશઆર "ઈસ્લામિકા" માસિક, જિ ૪. પા ૫૬૧-૫૬૫

કર્યું મુદરસામાં આગ લગાવી એમાં આ પુસ્તકાલય પણ અગ્નિને ભેટ ચડી ગયું ૧૨૭ એજ હાલત બગદાદના અનેક પુસ્તકાલયોની થઇ, જેમને હલાકૂની સરદારી હેઠળના તાતારીઓએ બાળીને એવા બરબાદ કર્યા કે તેનું નામ નિશાન સુધ્ધાં પણ બાકી રહ્યું નહિ ૧૨૮ એજ રીતે ગિઝનહ (ગઝની)નું કુતુબખાનુ (હિ. સ. ૫૫૦=ઇ સ. ૧૧૫૫) ગઝનીના ઘેરા વખતે સુલ્તાન હુસેન ગોરીના સૈનિકોએ બાળી નાખ્યું ૧૨૯ મરવનુ પુસ્તકાલય તાતારીઓએ હિ. સ. ૬૧૦ (ઇ. સ. ૧૨૦૯)માં તબાહ કરી નાખ્યું. ૧૩૦ નયશાપૂરનુ પુસ્તકાલય ગુઝઝ તુર્કોએ હિ. સ ૫૪૮ (ઇ. સ. ૧૧૫૨)માં બાળી ખાક કરી નાખ્યું. ૧૩૧ સુલ્તાન મહમુદ ગઝનવીએ સુન્નતુલ મઝહબ હોવાને કારણે રેના કુતુબખાનાઓની રાફઝી અને મિઅતઝીલીઓની તમામ કિતાબો બળાવી નાખી, જે સુન્ની મઝહબ વિરૂધ્ધ હતી. બાકીની કિતાબો બચી ગઇ. ૧૩૨

શીરાઝનું મહાન પુસ્તકાલય ધીમેધીમે પડતી પ્રત્યે ધસાતું ગયુ. આ પુસ્તકાલયના સ્થાપકના ઉત્તરાધિકારીના વખતમાં તે કફોડી સ્થિતિમાં પહોંચ્યું હતું. ઇબ્નુલ બવ્વાબ (કાતિબે) આ પુસ્તકાલયની અવ્યવસ્થા વિષે બદાઉદ્દીને શિકાયત કરતાં, મશહૂર કાતિબ ઇબ્ને મકલાહના હાથના લખેલા કુર્આને મજીદના ત્રીસ પારાઓમાંથી એક પારો ગુમ થઇ જવા અને ભિન્ન ભિન્ન પારાઓની શોધ અને ગોઠવણમાં લાંબો સમય દરકાર હોવાનું વર્ણન કર્યું છે. ૧૩૩

તરાબલસના ખાનદાન બનૂઅમ્મારનુ પુસ્તકાલય પણ આગથી રક્ષિત રહી શક્યું નહિ. એના બાળનારા તાતારી અથવા તુર્ક ન હતા પરંતુ ઇસાઈ હતા. ૧૩૪ હિ. સ. ૫૦૩ની સાલની (કૂઝેડ)ની લડાઇમાં ફિરંગી સૈનિકોએ આ પુસ્તકાલયને બાળ્યું. આ બનાવ વિષે મુવર્રિખ ઇબ્નુલ ફુરાત હિ સ. ૮૦૭= ઇ. સ ૧૪૦૪) લખે છે કે "શયખ વહયા બિન અલી તય દૂમયકૂલ નજ્જાર ગરઅાની હકીમાનું બયાન છે કે તરાબલસમાં એક દારૂલ ઇલ્મ (એકેડમી) હતુ. તેની જોડ તેની કિતાબોની વિપુલતા અને તેમની સુંદરતાને કારણે જગતમાં નથી વહવા કહે છે કે મને તરાબલસના એક બુઝુર્ગે જણાવ્યું કે હું ફખરૂલ મુલ્ક ઇબ્ને અમ્માર તરાબલસના ગવર્નરની સાથે શીઝરમાં

---

૧૨૭ ઇબ્નુલ અસીર: જિ. ૯, પા ૨૪૬, જિ-૧૦, પા. ૫, મુન્દારી: પા. ૬૮. સફદી: પા. ૨૬. ઇર્શાદુલ અરયબ: યાકૂત. તે એનુ વર્ષ હિ. સ. ૪૪૭ (ઇ. સ. ૧૦૫૫) બતાવે છે.

૧૨૮ કલક શન્દી: જિ. ૧, પા. ૪૬૬.

૧૨૯ ઇબ્નુલ અસીર: જિ. ૧, પા ૪૬૬

૧૩૦ મુઅજિમુલ બુલ્દાન: જિ. ૯, પા. ૨૯૭

૧૩૧ ઇબ્નુલ અસીર: જિ. ૧૧, પા. ૩૧૫૭

૧૩૨ ઇર્શાદ: જિ. ૨, પા. ૩૧૫

૧૩૩ ઇર્શાદ: જિ. ૫, પા. ૪૬૬-૪૬૭

૧૩૪ જુઓ, હેનરી લામન્સનનો લેખ "સલીબીયૂન વ મકતુબાત તરાબલુસશામ" "અલ-મશરિક" ૧૯૨૨, પા. ૧૦૭

૧૩૫ અબૂતાલિબ ઇબ્ને અમ્માર, તરાબલસના કાઝી જે હિ. સ. ૪૬૪માં ત્યાંના હાકિમ બની ગયા હતા તેમના પછી તેમનો પુત્ર ફખરૂલમુલ્ક તેમનો ઉત્તરાધિકારી થયો. તારીખ ઇબ્નુલ કલાન્સી (લીડન મુદ્રિત: ૧૯૦૮) પા. ૯૭

૧૩૬ હતો જ્યારે તેને ફિરંગીઓને હાથે ફતહ થઇ જવાની ખબર મળી ત્યારે તે બેભાન થઈ ગયો તેને આરામ થયુ ત્યારે તેની આંખોમાંથી અશ્રુઓ વહેતા હતા. તેણે મને કહ્યુ 'વલ્લાહ, મને કોઈ પણ વસ્તુનો આટલો અફસોસ થયો નથી, જેટલો કે આ દારૂલ ઇલ્મ (પુસ્તકાલય)ની તબાહીનો થયો છે. તેમાં દીનીયાત, કુર્આન, હદીસ અદબ વિગેના ત્રીસ લાખ કિતાબો હતી જેમાંથી માત્ર પચાસ હજાર નુસ્ખા કુર્આને મજીદના અને વીસ હઝાર જિલ્દો તફસીરની હતી મારા પિતા મારી આગળ બયાન કરતા હતા કે આ દારૂલ ઇલ્મ દુન્યાના અજાઇબાતમાંથી ૧ હતો. બનૂ અમ્મારે એના ઉપર પુરતું લક્ષ આપ્યુ હતુ એમાં ૧૮૦ કાતિબ મહેનતાણું લઇને કામ કરતા હતા. તેમાંથી ૩૦ કાતિબ રાત દિવસ કિતાબત માટે હાઝિર રહેતા હતા. ખાસ કિતાબો મેળવવાને માટે તમામ શહેરોમા બની અમ્માર તરફથી એજન્ટો મુકર્રર હતા, તેઓ કિતાબો ખરીદતા હતા. બની અમ્મારના સમયમા તરાબલસ સપૂર્ણપણે દારૂલ ઇલ્મ (વિદ્યાગૃહ) બની ગયુ હતું ત્યા ચારે તરફથી મહાન મહાન વિદ્વાનો આવતા હતા એમના સમયમા બધીય વિદ્યાઓની ઉન્નતિ થઇ ખાસ કરીને ધર્માભિપ્રાય ફિર્કાના ઇલ્મને, કેમકે બની અમ્માર તેને અને તેના જાણનારાઓને ઘણા પસંદ કરતા હતા. જ્યારે ફિરંગીઓએ તરાબ્લસમાં દાખિલ થઇને તેને જીતી લીધુ ત્યારે આ પુસ્તકાલય બાળી નાખ્યું. એનું કારણ એવુ થયુ કે રાહિબો (પાદરી-સાધુઓ)-માથી એક શખ્સ (તેના ઉપર ખુદાની લઅનત હો) આ પુસ્તકાલયમાં દાખિલ થયો, અને કિતાબોને જોઇને દિગ્મૂઢ થઈ ગયો ઇત્તિફાકને દારૂલ ઇલ્મના તે ઓરડામા દાખિલ થયો, જેમાં

# સંસારમાં

જખ્મ કર્યા છે આપના એ વારમાં,<br>
જોશ કયાં છે આપની તલવારમાં.

શુ કહો છો વાત એના સૈન્યની,<br>
છે મદદ તો આપના સહકારમા.

હિંદની આવી દશા નિરખી અને–<br>
મુજ હૃદયને જોઉ છુ અંગારમાં.

અય ખુદા! મુજ હિંદ પર તું રહેમ કર,<br>
હિંદીઓની નાવ છે મઝધારમાં.

શું કહુ દિલની કથા તુજને અહિ<br>
તે મજા જોવી ખરા દિલદારમાં.

ઝિંદગીના રંગ પલટે છે ઘણાં,<br>
ચડતી ને પડતીજ છે સંસારમાં.

લોક વાણીમાં ભરોસો શું કરું?<br>
આશ કયા છે કોઇના આધારમા.

બે અકલને આજ "શબનમ" શું વદુ!<br>
જોઉ છું હુ એમને ધિક્કારમાં.

**શબનમ**

પવિત્ર પુસ્તકો રાખેલા હતા. તેણે એક નુસ્ખો ઉઠાવીને જોયો, તો તે કુર્આને મજીદનો હતો. પછી બીજો ઉઠાવ્યો તો તે પણ કુર્આને મજીદનોજ હતો. એવી રીતે તેણે એક પછી એક વીસ નુસ્ખા ઉઠાવીને જોયા અને તે બધાય કુર્આને હકીમના હતા. ત્યારે તે બોલી ઉઠ્યો આ મકાનમાં જેટલી કિતાબો છે, બધીયં

૧૩૬ શીઝરનો કિલ્લો હુમાતાની પાસે છે, જ્યાં તરાબ્લસના હુમલા સમયે ફખરૂલમુલ્ક ચાલ્યો ગયો હતો. "ઇબ્નુલ કલાન્સી" પા. ૧૬૪ ઇબ્નુલ અશીર; જિ ૧૦, પા. ૩૩૫

મુસલમાનોના કુર્આનની પ્રતો છે. જેથી ફિરંગીઓએ આ દારૂલ ઇસ્લામને બાળી નાખ્યું. (ખુદા તેમના પૂર્વજો ઉપર લઅનત કરે અને પાછળનાઓને ઝલીલો ખ્વાર કરે) આ કિતાબોમાંથી થોડીક તેઓ સાથે લઇ ગયા. આ તેજ કિતાબો છે, જે ઇસ્લામી દેશોમાં પહોંચી ગઇ છે." ૧૩૭

---

૧૩૭ ઇબ્નુલ ફુરાતની તારીખનું આ અવતરણ મિસરના માસિક "અઝ-ઝુહરા" (જિ-૨, પા. ૧૧૧-૧૧૨)માંથી લેવામાં આવ્યું છે.

આ આપેલું ભાષાંતર મૂળ કલમી નુસ્ખા ઉપરથી કર્યું છે. કાઝી મૈર પોતાની તારીખે મિસર (જિ-૨, પા. ૫૦૬-૫૦૭)માં જે ભાષાંતર આપ્યું છે, તે સ્વતંત્ર ભાષાંતર છે. વર્તમાન સમયના સલીબી લડાઇઓના ઇતિહાસકાર જેવો કે મચાડ (ક્રુઝેડની લડાઇઓ: જિ-૧, પા.૭૦૫ ફ્રેન્ચ) ચોથી સલીબી લડાઇનો ઇતિહાસ (પા-૨૪) અને વિલ્કને (સલીબી યુદ્ધો: જિ-૨, પા ૨૨૧ જર્મની) આ ભાષાંતરનું અનુકરણ કર્યું છે આ બનાવ વિષે ઇસાઇ ઇતિહાસકારો (જેમણે નાનામાં નાની વાતને પણ જતી કરી નથી)ની ચુપકીદીએ કેટલાક લેખકોને (ખાસ કરીને લામન્સનને પોતાના મશ્કુર લેખમાં) ઇબ્નુલ ફુરાતના આ બયાન વિષે શંકાશીલ બનાવી દીધા છે. કમમાંકમ એને તે કંઇક અતિશયોક્તિ સમજે છે. એની માન્યતામાં આ અરબ ઇતિહાસકારે ઇસ્કંદરિયહના પુસ્તકાલય બાળી નાખવાના મુકાબલામાં આ બનાવ ઘડી કાઢ્યો છે. ખરેખર આ બનાવ ઉપરથી જ્યાં અરબોનો પોતાના તમદ્દુની વારસાની તબાહી ઉપર દુખદર્દ જાહિર થાય છે, ત્યાં સલીબીઓ (ક્રુઝેડરો) માટે આ વાત જરા પણ આશ્ચર્યકારક ન હતી. કેમકે તેઓ મુસલમાનોની તહઝીબ અને તમદ્દુનથી અંજાણ હતા અથવા તેને ધિક્કારતા હતા. તેમણે તરાબલસના પુસ્તકાલયને તારાજ કરવું એવુંજ કાર્ય સમજી લીધું, જેવું કે સામાન્ય રીતે બધે થતું આવ્યું છે. જેથી આ વાત વર્ણન કરવા લાયક હોઇ શકે નહિ.

યુરોપીયન ઇતિહાસકાર દરેક તે વાતનો ઇન્કાર કરી દે છે, જે તેમની વિરૂધ્ધ હોય યુરપના વિદ્વાનોની લખેલી ઇસ્લામી તારીખોમાં એવા અનેક ઉદાહરણો મૌજૂદ છે.

ઇતિહાસકારોની ખામોશી આ બનાવની સત્યતાને ફેરવી શકતી નથી શું આ અશક્ય છે કે એ ઇતિહાસકારોએ જાણી જોઇને આ બનાવ પ્રત્યે આંખ મીંચામણા કર્યા ન હોય? જે તેમના સહધર્મીઓના જંગલી વર્તનને જાહિર કરે છે! આ બનાવને મળતું એક બીજું ઉદાહરણ ઉન્દુલુસના છેલ્લા સમયમાં પણ મળી આવે છે. ઇસાઇઓનાજ એક પવિત્ર પેશ્વા કાર્ડીનલ ઝેમેનીઝ (Ximines) હતો, જેણે ઉન્દુલુસના વિજય સમયે કુર્આને કરીમના અનેક નુસ્ખાઓને આગમાં હોમી દીધા હતા: પછી આ બનાવને અમારા વિદ્વાનોએ બિલકુલ મામુલી સમજીને વર્ણન કરવા લાયક પણ ન સમજવું એ પણ એમની બુધ્ધિનો ચમત્કારજ છે ન! (અખ્તર)





# સત્યવાણી.*

દેશ આબાદી મહીં નિર્જન થશે;
આપણી નિર્માલ્યતા દુશ્મન થશે!

ફૂટ આપસની કરે છે આંધળા;
નિત નવી સત્તા તણું શાસન થશે!

જાય છે અજ્ઞાન પ્રથે જિંદગી;
ડગલે પગલે મોતનાં દર્શન થશે!

ભૂત ગૌરવમાં રમાડે છે હજુ,
ધર્મ જીવન–નાશનું સાધન થશે!

જ્યાં લગી છે આપણું માનસ ગુલામ;
'શૂન્ય' મુક્તિ પણ નવું બંધન થશે!

*આજથી બે વર્ષ ઉપર આ સત્યવાણી રચાઈ હતી અને આજે દુર્ભાગ્યે એ ખરી પડતી જણાય છે.

# અનુક્રમણિકા



## મોડર્ન જાહેર ખબર

### એક યુવાન ગુમ થયો છે

એક નવયુવાન નામે રામેશ્વર–રંગે ઘઉં-વર્ણો–ઊંચાઈ પાંચ ફૂટ પ.૨ ઈંચ–ઉંમર અઢાર વર્ષ–ગયા સોમવારથી ગુમ થયો છે. રવિવારે સાંજે પોતાના મિત્રો સાથે "પ્રેમ પચ્ચીસી" નામે ફિલ્મ જોવા ગયો હતો તેને ફિલ્મ જોવાનો ઘણો શોખ છે શિક્ષણમાં જરાયે મન લાગતું નથી. કેટલીયે વાર મુંબઈમાં જઈ ફિલ્મ એક્ટર બનવા માટે કોશિશ કરી ચૂક્યો છે. જતી વખતે ઘરમાંથી પોતાની માતાના એક હજાર રૂપિયાના દાગીના અને એકસો રૂપિયા રોકડા લઈ છૂ થઈ ગયો છે જે ભાઈ એને ઘેર સુધી પહોંચાડી આપશે તેમની સેવામાં આવવા જવાનું ભાડું આપવામાં આવશે. જો ચિરંજીવ રામેશ્વર આ જા. ખ. વાંચે તો વાંચી તરતજ ઘેર પાછો ફરે.તેની માતા પથારી વશ છે. અને હંમેશા રડયા કરે છે. તે જો પાછો ફરે તો કોઈ એક શબ્દ પણ ઉચારશે નહિ."

### એક ગુજરાતના અગ્રગણ્ય નેતા ગુમ થયા છે.

ગુજરાતના એક વયો વૃદ્ધ લીડર નામે ખુશંકર કેટલીયે મુદતથી ગુમ થયા છે. ઉમર લગભગ સાઠ વર્ષની–રંગે શ્યામ સુંદર–પેટ રજવાડાઓના ઉમર વેની જેમ ઉપસી આવેલું–આંખો મોટી–ચાલતાં શ્વાસ ભરાઈ આવે છે–પાર્ટીઓ અને મેળાવડાઓમાં આગળ પડતો ભાગ ભજવતા–હુક્કો પીવાનો ઘણો શોખ છે જેલખાના જવાનો પ્રસંગ આવે તો જેલ જઈ બીમારીનું કારણ દર્શાવી દવાખાનામાં ચાલ્યા જાય છે. કેટલાય દિવસથી તેમનું કોઈ નિવેદન પ્રગટ થયું નથી જેથી તેમના ચાહકોને તેઓ ગુમ થઈ ગયા હોય એવો સંશય થાય છે. જે સજ્જન તેમનો પત્તો આપશે તેમને એક વર્ષ લગી "હિન્દુસ્તાન" નામે પેપર મફત મોકલવામાં આવશે જો ખુશંકર સાહેબ આ જા. ખ. વાંચે તો વાચતાંજ તેઓ અમદાવાદ પહોંચી જાય કારણ કે ત્યાં કોંગ્રેસ રાજ્ય સ્થાપવાનું છે આ રાજ્યમાં તમારી હાજરીની ખાસ જરૂર છે કે જેથી હિંદુઓને કંઈ નુકસાન ન પહોંચે.

ફોરવાં
પુ. ૯: અંક ૪-૫: ડિસે. જાન્યુઆરી. ૪૭-૪૮

# મુક્ત પંખીને !

ગગને ઉડ્ડયન કરનાર હે પંખી !
બંધનોથી મળી ગઇ મુક્તિ;
—અને તું ગેબમાં ગયો આવી—
પાંખો પીંજરમાં સડી ગઈ'તી;
દિવ્ય રંગોથી પુનઃ સાજવી;
ને વળી—

પુનઃ મુક્તિમય જગને;
દેખવા માટે થયો તું તત્પર;
સુનાવી દીધાં તેં પુરાતન ગમ;
લૂંટવા લાગ્યો જીવનની મજા—
હાય રે ! બેરહેમ ઝમાનાઓ—
આપી'તી બેરહેમ બંધનની સજા;
—કિન્તુ એક દિવ્યતમ મળી શક્તિ
બંધનો તુટી ગયા સહુ તારા—
રંગ લાવીને રહી તુજ ભક્તિ:
ને વળી—

ત્હારાં એ ઉજડા ચમનમાં
પુનઃ વહેતી થઇ આનંદ ધારા—
અને તું ગેબમાં ગયો આવી;
દિવ્ય રંગોથી રંગી ફુલવાડી
—ને ફરી મુક્ત ગીતો આલાપી;
લૂટવા મુક્તિ મય જગતની મજા
પાંખો તેં ત્હારી ફરી પ્રસારી;
ગગને ઉડ્ડયન કરનાર હે પંખી !
કિન્તુ આનંદ જાળવી લેજે
ક્યાંય એવું ન થઇ જાએ
કે ખુશીમાં ને ખુશીમાં ગાફિલ
પાછલા દર્દ-ગમ ભૂલી જાએ
તો પછી—

સત્ય કર્મો કરજે તું,
મુક્ત-જીવનથી ખુશ થઇ જઇને—
વેડફી ના દેજે જીવનની મજા
ગગને ઉડ્ડયન કરનાર હે પંખી !
ભલે તું દૂર સુદૂર જાજે ઉડી
ઉંચી મહેલાતોને આંબી જઇ
મુક્ત ઉડ્ડયન કરી—

ને ફરી—

યાદ કરી લેજે એ બંધનની કથા
ભૂલજે ના કદિ એ દિલ-વ્યથા;
તને તે યાદ હશે કે—

વિસરી બેઠો'તો ધર્મને—
ભૂલાવી દીધાં'તા દૈવી-ફરમાન;
લોપ થઇ ગયું'તું ઇમાન;
અને તે તારા સહુ દુષ્ટ કર્મને,
કાળમુખી મળી ગઇ'તી સજા;
પણ ફરી પ્રાર્થના—

મુક્તિ માટેની ખેવના
ધ્યાન તેનું ધરીને દિલમાં ફરી
ને ગયા તુટી બંધનો ત્હારા.
ફરી મુક્તિ મળી ગઇ તું જને;
ગગને ઉડ્ડયન કરનાર હે પંખી !

ફાની (કુતિયાન્વી)



# તાજમહેલ.

લેખકઃ—મુન્શી ઇસ્માઇલ એ પટેલ. (રાંદેર)

આકાશમાંથી શિતળ પ્રકાશની વૃષ્ટિ થઇ રહી હતી. સૃષ્ટિના અણુ અણુ પર નિદ્રા દેવીએ પોતનું સામ્રાજ્ય જમાવી દીધું હતું એવા શાંત અને રમણિય સમયમાં હું તાજમહેલને એકાગ્ર દૃષ્ટિએ જોવામાં તલ્લીન હતો. કે મારી નજર આકાશ તરફ ફરી આકાશમાંથી મેં મારા જેવોજ ચંદ્રને તાજમહેલને જોઇ રહેલો અને એની પ્રદક્ષિણા કરતો જોયો એના હૃદયમાં આકર્ષણ હતું. જે જોઇ મેં એને પૂછ્યું કેઃ—

"હે ચંદ્રમા! તેં તાજમહેલમાં એવું તો શું જોયું છે. કે નિરંતર દરશન કરે છે."

એ સાંભળતાંજ ચંદ્રમાના શિતળ કિરણોમાં હલચલ મચી ગઇ દૂર દૂર સુધી વિસ્તરેલી ચાંદની સમેટાઇ તાજમહેલ પર આવી ભેગી થઇ ગઇ. જે જોઇ તાજમહેલ ગુંજી ઉઠયો ને જમનાની લહેરો નાચવા લાગી કે ચંદ્રમા બોલવા લાગ્યોઃ—

તમે આજે મુદ્દતથી અછૂત પડેલા જીવન સિતારના તારોને છેડી દીધા છે. તમારે એમાંથી નીકળતા સૂરો સાંભળવાજ છે તો લો સાંભળો. મેં તાજમહેલના અનંતનિદ્રા પોઢેલ આ બે દિલનો રાજમહેલોમાં અપાર પ્રેમ ગોષ્ટી કરતાં જોયા છે...હું તે રાત કેમે કરી વિસરી શકતો નથી કે મુમતાઝમહાલના જીવનની આખરી રાત હતી. બધું શાંત હતું. સર્વ ગમગીન હતું. જાણે આખી સૃષ્ટિ ગમના બોજથી દબાઇ રહી હોય તેવું એ દૃશ્ય હતું. બેગમને ઘડી બે ઘડીની મહેમાન જોઇ હિન્દુસ્તાનનો શહેનશાહ વારે ઘડીએ દવા પાયક, ઇશ્વરને આકાશ તરફ જોતો હતો. જે આકાશના સાતે પરદા ચીરી પ્રભુના દરબારમાં પહોંચી જતી હતી. પણ ત્યાંથી અસર ઉપજાવ્યા વગર પાછી ફરતી હતી. કારણ વિધિના લખ્યા લેખ ટળે એમ હતાજ નહિ મતલબ કે પરમાત્મા એની યાચનાઓથી લાપરવા રહ્યો.

ફૂલ પેઠું ફૂલ કરે તે અમર પ્રેમી ગણાય! રણવાસમાં રાણીઓની, બેગમોની, કે રખાતોની છાવણી રાખનાર રાજા-નવાબો પણ 'અમરપ્રેમ' ના ઇજારદાર ગણાય!

'અમર બેવકૂફ' પણ હોય છે; તેમ 'અમર આફતમંદ' પણ હોય છે! આજે જેલમાંથી છૂટી પાછો કાલે ગુનો કરી જેલમાં જનાર; આમને આમ જેલમાં જીવન વિતાવનાર 'અમર કેદી' ગણાય છે! કેટલાક 'અમર ચોર' પણ હોય છે! કેટલાક આઠ આઠ વાર મેટ્રીકની પરીક્ષામાં બેઠા છતાં નાપાસ થનાર 'અમર ઉમેદવાર' પણ હોય છે! આખી જિંદગી પ્રયત્ન કર્યા છતાં લગ્ન થયા વગર અખંડ બ્રહ્મચારી તરીકે ગુજરી જનાર "અમર વાંઢા" પણ હોય છે! આજે છાપું કાઢી કાલે બંધ કરે, વળી પરમ દિવસે છાપું કાઢી ચોથે દિવસે બંધ કરે; એવી રીતે એક દશકામાં વીસ પચ્ચીસ છાપાં કાઢીને ગ્રાહકોને વારંવાર ભગસરાનો ચોફાળ જુદા જુદા નામે ઓઢાડનાર 'અમર એડીટર' કહેવાય! કવિતા લખાવીને રોજને રોજ પોતાના નામે પ્રગટ કરાવતા ફરે તે 'અમર કવિ' કહેવાય! રોજને રોજ ચર્ચાપત્રો લખનાર 'અમર ચર્ચાપત્રી' કહેવાય! અનેક મુશાયરાના પ્રમુખ થનાર જનાબ 'શાયર' કે અનેક નિશાળોના પ્રમુખ થનાર શેઠ પ્રાણલાલ દેવકરણ 'અમર પ્રમુખ' ગણાય!

દરેક નવા નીકળનાર છાપામાં લેખ દેનાર શ્રી ડુંગરશી ધરમશી સંપટ 'અમર લેખક' કહેવાય! રોજ સવારમાં દવાની બાટલી લઈને ધરમદા દવાખાને મિથ જનાર 'અમર દર્દી' કહેવાય! લગ્ન થયા પછી વીસ વરસમાં ૧૯ બાળકોને જન્મ આપનાર માતા 'અમર માતા' કહેવાય અને પિતા 'અમર પિતા' કહેવાય! ૬૦ વરસની ઉમર થાય છતાં ૧૬ વરસની કુમારિકાનો પાઠ કરનાર દરેક એક્ટ્રેસ 'અમર યૌવના' કહેવાય, લગ્ન જ ન કરે એટલે અખંડ 'અમર બ્રહ્મચારિણી' પણ ગણાયને! પચાસ વરસની વહેવારી જીંદગીમાં ૨૫ વાર દેવાળાં ફૂંકે તે 'અમર દેવાળીઓ' ગણાય! કેટલાક સાધુ સંતો 'અમર જોગી' તો કેટલાક 'અમર ભોગી' પણ હોય છે! તો વળી કેટલાક 'અમર ધોબી' (યાને કે પોતાનું ખાઈને પારકાની નીંદા કરી તેમના ગુનાહ ધોનાર તે અમર ધોબી કહેવાય!) પણ હોય છે! કેટલાક જેની તેની ઉપર કેસ કરનાર 'અમર કેસીયા' તો કેટલાક આખો જન્મારો વેઠ કરનારે 'અમર વેઠીયા' પણ હોય છે! કેટલાક આખો જન્મારો કલાની આરાધના કરી ગરીબીમાં મરી જનાર 'અમર કલાકાર' પણ હોય છે; તો કેટલાક જેની હોય તેની ગરદન મારનાર 'અમર ગળાં કાપુ' પણ હોય છે! આમ જગતમાં અનેક રીતે અમરતા પ્રાપ્ત કરી શકાય છે!

## 'કરેંગે યા મરેંગે!'

પહેલાં ૧૯૪૨માં 'કરેંગે યા મરેંગે'ની ચળવળ અંગ્રેજોને હિંદમાંથી કાઢી હિંદમાં સ્વરાજ્ય સ્થાપવા માટે ઉપાડવામાં આવી હતી. હવે પાછી એ ચળવળ દેશી રાજ્યોમાં પ્રજાતંત્ર સ્થાપવા માટે જોરશોરથી ઉપડી રહી છે. એ ઉપરથી કોઈએ એમ ન સમજી લેવું કે એ ચળવળ ફક્ત રાજકીય ક્રાંતિ માટેજ ઉપાડવામાં આવે છે! ના, ના. જગતના બીજા અનેક કાર્યોમાં એ ચળવળ ચાલુ હોય છે. વહુને સાસરે ન મોકલે તો જમાઈ સસરાના આંગણામાં પલાંઠી વાળીને 'કરેંગે યા મરેંગે' નો નાદ ગજાવી શકે છે, યાને કે "તુમ બહુકો બિદા કરેંગે નહિ તો હમ તુમારે દરવાજે પે

મરેંગે' તો કફન કફનકા ખર્ચ તુમ્હારે શિરપે પડેગા! ફક્ત એક પૈસા ખાતર પોતાની જાંઘ પર છરી મારીને લોહી કઢનાર ફકીર પણ 'કરેંગે યા મરેંગે'ના સૂત્રનેજ અનુસરે છે! મેટ્રિકમાં નાપાસ થતાં કે ધારેલા સ્થળે લગ્ન ન થતાં કૂવો કે દરિયો પુરનાર માણસો પણ 'કરેંગે યા મરેંગે'ના સૂત્રનેજ અનુસરનારા હોય છે! પશ્ચિમ અને પૂર્વ પંજાબના ખૂનખાર ખોરો, તથા આજના કાશ્મીર પર હુમલો કરનાર હુમલાખોરો પણ 'કરેંગે યા મરેંગે'ના સૂત્રનેજ અનુસરનારા હોય છે ને! 'યુનો' એ પેલેસ્ટાઇનના ભાગલા પાડયા તેની સામે આરબો એ પણ જેહાદ 'કરેંગે યા મરેંગે'ના સૂત્રનેજ અમલ કર્યો છે ને! વગર ટિકિટે ટ્રેનમાં થર્ડ ક્લાસમાં મુસાફરી કરનાર સાધુ ફકીરો કે સેકન્ડ ક્લાસમાં હમેશા વિધાઉટ ટિકિટે મુસાફરી કરનાર જેન્ટલમેનો પણ 'કરેંગે યા મરેંગે'ના સૂત્રનેજ વળગી રહે છે ને! એક્ટ્રેસો પર આશક પડી નાહકના પોસ્ટ ખાતાને ખટાવનાર તેમનો ફેનવર્ગ પણ કરેંગે યા મરેંગે'માં માનનારોજ હોય છે ને! કામના પથ્થરના મારાથી ના ડરનાર ભૂતકાળના મજનૂઓ કે આજના ચંપલ કે સેંડલના મારને ન ગણનારા વર્તમાન મજનૂઓ પણ 'કરેંગે યા મરેંગે'માંજ માનનારા હતા અને હોય છે ને! આજે લગ્ન કરી કાલે છુટા છેડા મેળવનાર એક્ટ્રેસો પણ 'કરેંગે યા મરેંગે'માં માનનારી હોય છે તો! આમ ડગલે ને પગલે 'કરેંગે યા મરેંગે'નું સૂત્ર અમલમાં મૂકાતું જોવાશે!

# "વખતે વખતે!"

"કૃત્ય"

જ્યારે હું વેર ભાવના અમર જોઉં છું;
ત્યારે જીવનની નાવને મઝધાર જોઉં છું.
'શબનમ' જગતના હાલ ખુદારા તું પુછમા,
ચારે તરફ હું ક્રોધની તલવાર જોઉં છું.

÷ ÷ ÷

જામ ઉપયોગ નું મન થાય છે વખતે વખતે;
કોઇ પાનાર મને પાય છે વખતે વખતે.
પુષ્પ પણ ખાર થઇ જાય છે વખતે વખતે,
ને ખાર પણ પુષ્પ બની જાય છે વખતે વખતે.
આંખ ખોલીને યુવક જો તું અરે આ જગમાં,
જુઠ પણ સત્ય થઈ જાય છે વખતે વખતે.
શક્ય ક્યાં લેશ હવે પ્રેમના રોગીનું નિદાન,
શ્વાસ અંતર તણાં રૂંધાય છે વખતે વખતે.
જે પરે જગ મહિં એહસાન કરૂં છું નિશદિન,
તેજ મુજ શત્રુ થવા ધાય છે વખતે વખતે.
દિલ સમી જેને મતા ભેટ ધરી દીધી છે,
દાગ તે દિલને દઇ જાય છે વખતે વખતે.
હે યુવક! જગમહિં બસ ફક્ર કદિ તું કર મા,
ફખ્રથી જગમહિં ડંડાય છે વખતે વખતે.
મિષ્ટ નઝરોએ કરી દીધી કૃપાઓ કેવી.
ઉર્મિઓ દિલમહિં વળખાય છે વખતે વખતે.
નયન કેરાજ ઇશારેથી પ્રણય-જીવનમાં,
વાત દિલની બધી સમજાય છે વખતે વખતે.
પારધી કૈદ કફસમાં તું કરે છ શાને?
વિરહમાં જીંદગી જીવાય છે વખતે વખતે.
નમ્રતા સાથે દિલે ધર્યને ધરતું "શબનમ,"
એ ઘણાં ઉપયોગી થઇ જાય છે વખતે વખતે.

"શબનમ" ઘોરાજવી.

# જીવનનો થાક

એમ. કે. મનિયાર બી. એ.

રહીમના ઘરના છાપરામાંથી ગળાઇને નીકળતો ધુમાડો સૂર્યના કિરણો સાથ ભળી જઇને ઉંચે આકાશમાં અદ્રશ્ય થઇ રહ્યો હતો. છાપરાના બાકોરામાંથી સૂર્યના કિરણોએ ઘરમાં પ્રવેશીને લીપેલી દીવાર ઉપર પ્રકાશનું એક મોટું બિંદુ રચ્યું હતું. એ બિંદુ અને છાપરાના બાકોરાંને જોડતા ધુમાડાએ એક સ્થંભ બનાવ્યો હતો. સૂર્ય જેમ જેમ નીચે ઉતરતો જતો હતો તેમ તેમ પ્રકાશ-બિંદુ ઉપર ચઢતું જતું હતું; અને સાથેજ ધુમાડાનો સ્થંભ પણ ઉંચકાઇ રહ્યો હતો. રહીમના બાળક યૂસુફ અને કરીમને એ કૌતુક જોવામાં ખૂબ મજા આવી રહી હતી.

"કહે યૂસુફ ચાવલ ક્યારે પાકી જશે?" કરીમ ચૂલા ઉપર મૂકેલા પાત્ર તરફ જોતા બોલ્યો,

"જો કહું છું." યૂસુફ પ્રકાશ-બિંદુ તરફ આંગળી બતાવતા બોલ્યો." પેલું રૂપેરું છે તે ઠેઠ ઉપર પેલી કરોળીયાના જાળા છે તેની બરોબર પહોંચશે એટલે ચાવલ તૈયાર થઇ જશે"

"ના એટલા જલદી તો નહિ જ પાકે!" કરીમ બોલ્યો બન્નેની વાતો ચાલતી હતી ત્યાં મરીયમ પાણીના બેડાં સાથે ઘરમાં પ્રવેશી. બાળકોની વાતો સાંભળી તે કૃત્રિમ ક્રોધ કરતાં નાના છોકરા કરીમ તરફ આંખો કાઢી બોલી "તારા જેવો અધીરો તો દુન્યામાં કોઇ નહિ હશે. જરાતો સબર રાખ!" પરંતુ માના એ શબ્દોથી બાળકોના ઉપર કોઇ અસર ન પડી. બન્ને ખીલખીલાટ હસી પડયા અને એમના એવા હાસ્યથી મરીયમને પણ હસવું આવી ગયું. એટલામાં ઘરના આગલા ભાગમાંથી રહીમના ખાંસવાના અવાજ સાથે શબ્દો સંભળાયા. "જરા અંગારો મોકલજો, બીડી સળગાવવી છે." યૂસુફ ઝટ ઉભો થઇ ગયો. મરીયમે ઠીબ ઉપર અંગારો લઇ યૂસુફને ઠીબ આપી યૂસુફ સંભાળ પૂર્વક તે લઇ આગલા ખંડ ભણી ચાલ્યો. "લો બાપુ" ને ઠીબને નીચે મૂકતાં બોલ્યો રહીમે કાનમાં ખોસેલી અર્ધબીડી કાઢી અંગારા વડે સળગાવી અને દમ ખેંચવા માંડયાં. યૂસુફ થોડીવાર સુધી આનંદથી બાપને બીડી પીતા જોઈ રહ્યો અને પછી ઠીબ લઇને પાછો વળ્યો.

"મા આજતો ખૂબ ભૂખ લાગી રહી છે," કરીમ માને કહી રહ્યો હતો.

"મને પણ ખૂબ ભૂખ લાગી છે મા." યૂસુફે પણ સૂર પુરાવ્યો.

"પણ તમારી ભૂખનો જતો ઇલાજ થઇ રહ્યો છે. જોતા નથી ચાવલ પાકી રહયા છે તે?" બાળકોની અધીરાઇથી ચીડાતાં મરીયમ બોલી.

"મા તું કોઇ વાર પુલાવ કેમ નથી બનાવતી." યૂસુફે પૂછયું

"હા મા ને તેં બિરયાની તો કોઇ દિવસ બનાવીજ નથી." કરીમ બોલ્યો. બાળકોના એવા પ્રશ્નોથી મરીયમને ક્રોધ તો ખૂબ ચઢયો પરંતુ ક્રોધથી એમને શાંત પાડી શકાય તેમ ન હતું એટલે તે ધીમેથી હસતાં બોલી" પુલાવ અને બિરીયાની તે કોઇ રોજ ખવાતાં હશે? એ તો ઇદ જેવા કોઇ દિવસેજ ઠીક લાગે સમજ્યા."

"ખરી વાત છે મા." બન્ને બાળકો સાથે બોલી ઉઠયા "હવે ઇદ ઉપર તું એ બરાબર યાદ રાખજે." મરીયમે ચુલા ઉપરથી પાત્રને નીચે ઉતાર્યું. એક થાળમાં થોડાક ચાવલ અને એક પ્યાલામાં થોડીક દાળ નાખી ઝટ બાળકો આગળ ધરી દીધી. પછી થોડાક ચાવલ અને દાળ લઈ તે આગલા ખંડમા

પતિને આપી આવી. તે જ્યારે પાછી ફરી ત્યારે તેણે જોયું કે બન્ને બાળકો એક મેક સાથે લડી રહ્યા હતા. તેણે બન્નેને છૂટા કર્યાં. ધમકાવ્યા અને લડવાનું કારણ પૂછ્યું. "મા. આતો એટલા ઝડપથી ખાય છે કે મારે ભાગે પણ રહેતું નથી." કરીમ બોલ્યો. "તે આ તુ એના કોળીયા તો જો જાણે સામટું જ ઉતારી જવાનું હોય તેમ." અને બાકીનું ચુસકે હાથના અભિનયથી પુરૂં કર્યું.

મરીયમે બન્નેને ફરીથી ધમકાવ્યા. પાત્રમાં બાકી રહેલ ચાવલ તેણે બાળકોને પીરસી આપ્યા. તેના પોતાને માટે હવે કશું ન હતું રહ્યું. તે બાળકોને આનંદથી જમતા જોઈ રહી

થોડી વારમાં બાળકો જમીને બહાર ચાલી ગયાં. રહીમ ખાલી વાસણો અંદર મૂકી બીડી સળગાવવા લાગ્યો. "બધું બરાબર થઇ રહ્યું." તે બે ત્રણ દમ ખેંચતા બોલ્યો. મરીયમે હકાર સુચક ડોકું ધૂણાવ્યું. અને એઠા વાસણો સાફ કરવામાં પરોવાઇ.

તેના પેટમાં અન્નનો એકેય દાણો ન હતો ગયો. પરંતુ વાસણ માંજતી મરીયમના મુખ ઉપર એક વેળ પસાર થયાનો આનંદ તો તરવરી જ રહ્યો હતો.

જીવનની સાથે બાથ ભીડનાર કેવા હોય એનો ખ્યાલ રહીમને જોતાં સ્પષ્ટ થઇ જતો. તેનું દેહ જેવું આજે હતું તે જોતાં પણ સહેજ તરવી શકાતું કે કોઇ વાર આ દેહ ખૂબ કસાએલું અને મજબૂત હશે પરંતુ જીવન સાથે બાથ ભીડતા એ સાવ બદલાઇ ગયું હતું. આજે તો તેના મુખ ઉપર જવાનીના તેજને બદલે વાર્ધકયના જેવી નિરાશા જ છવાએલી રહેતી. એક વારનું તેનું સુડોળ મુખ આજે તો પાણીના ઘસારા પછી ધરતીમાં પડી જતી ચીરાડો અને બેખડોની જેમ ઉંડા ઉતરી ગએલ ગાલ અને ઉપસી આવેલ હાડકાઓથી સાવ બેડોળ થઇ ગઇ હતું. અતિ પરીશ્રમને લીધે તેના હાથ પગની નસો ફૂલી આવી હતી અને માંશ પેશીઓ ઢીલી પડી ગઇ હતી માંસપેશીઓ છૂટી ન પડી જાય માટે તાંબાના તાર જેવી નસોએ તેમને સખ્ત રીતે જકડી રાખી હતી માથાના વાળ અકાળે ધોળા થઇ ગયા હતા. એ ધોળાવાળોએ જવાનીની છેલ્લી સલામ રૂપ રહી ગએલ થોડાક કાળાવાળોને વીટળાઇને પકડી રાખ્યા હતાં. જીવન સાથે બાથ ભીડતાં રહીમનું દેહ એવું થઈ ગયું હતું. છતાં હજીય જીવનના મોજા અને થપાટોનું સામનો કરતું ટકી રહયું હતુ.

ઘાસતેલનો દીવો બની શકે એટલા અંધકારને વિદારી પ્રકાશ વેરવાનો પ્રયાસ કરતો જાગી રહયો હતો. દિવસભરના થાકને ઉતરવા આરામ મેળવવા રહીમ સાદડી ઉપર આડો પડયો હતો. મરીયમ પાસેજ બેઠી હતી બન્ને બાળકો જાગતાં છતાં સુઇ ગયાનો ભાસ કરાવતાં ફાટેલ ગોદડી ઉપર વિટળાઇને પડયા હતા. રહીમના મુખ ઉપર જોતાં લાગતું હતું તે આજે કશુંક બોલવા ચાહતો હતો. તેણે ધીમેથી પાસુ ફેરવ્યું. અને મુક રીતે બેઠેલ મરીયમ તરફ જોયુ તે અતિ ધીમા સ્વરે બોલ્યો. "મરીયમ" અને તુરત થંભી ગયો તેને થયું. તે શું કહેવા માંગતો હતો તેની તેને પોતાને પણ ખબર ન હોતી. તે ગુંચવાયો આતુરતા ભરી દ્રષ્ટિથી જોઇ રહેલ મરીયમ તરફ જોયું અને તેનાથી બોલી જવાયું મરીયમ" યાદ છે તને એ દિવસો જ્યારે હું તને મેળવવા અને તુ મારી થવા તલસી રહી હતી."

રહીમના એ શબ્દો એ મરીયમની આંખો આગળ તેનો ભૂતકાળ ખડો કરી દીધો. તેની આંખો ચમકી રહી ઓષ્ઠો મૃદુ હાસ્યે મરકી

ઉઠ્યા પરંતુ બીજી જ પળે રહીમ ઉપર દ્રષ્ટિ પડતાં એ બધું અદ્રશ્ય થઇ ગયું 'આપણા જીવનમાં એજ તો એક આનંદભરી યાદ છે" અને વધુ બોલતાં મરીયમે પોતાની જાતને રોકી લીધી પરંતુ મરીયમના એ શબ્દો રહીમના અંતરમાં ઊંડે ઉતરી ગયા તેણે મરીયમ તરફ જોયું મુખના ભાવો સહેજ બદલાયા અને તે બોલવા લાગ્યો. 'મરીયમ તું કશું બોલતી નથી પણ હું કાંઇ સમજતો નથી એવું થોડું જ છે! મરીયમ ઇન્સાન ઉમ્મીદે ને સહારે જીવે છે તારી સાથ આ સંસાર માંડવાને માટે મેં કંઇ કેવી ઉમ્મીદો રચી હતી કેવી કેવી આશાઓ ઘડી હતી પરંતુ ન જાણે કેમ મારી એકેય ઉમ્મીદો મારી એકેય આશા પુરી નથી થતી ઘણી વાર મને વિચાર આવે છે આ ધરતી ઉપર હું કેમ પેદા થયો. હું એક આ ધરતી ઉપર ન હોત તો શી ખોટ રહી જવાની હતી" "તમે આવું બધું શા માટે વિચારો છો?" મરીયમ વચ્ચેજ બોલી પરંતુ મરીયમના શબ્દો જાણે સાંભળ્યા જ ન હોય તેમ રહીમ બોલતો રહ્યો. 'એક દિવસ ઝાડની ડાળ ઉપર મેં એક પખીના જોડાને બેઠેલા જોયા' પિતાની વાતો સાંભળી રહેલ બન્ને બાળકો 'પખીના જોડા' શબ્દ સાંભળતા ખુબ આતુર થયા પિતા આજ કોઇ પંખીની વાર્તા સંભળાવશે કે શું એવી આશાથી રહીમ બોલવા લાગ્યો. "ઇન્સાન કરતાં એ પખીનું જોડું મને ખુબ સુખી લાગ્યું બન્ને એકમેકની ચાંચમાં ચાંચ ભરાવી રહ્યું હતું કિલકિલાટ કરી રહ્યું હતું. મને થયું આ પખીઓ કેવા સુખી છે ઝાડની ડાળ ઉપર એક માળો ન ઘરની ફીકર ન ભાડાની ચિંતા ખુબસુરત સુવાળા પીંછા ન કપડાંની તંગી, ન પૈસાની ચિંતા દાણા પણી ગમે ત્યાંથી મળી જાય ન રોજીની શોધ ન રોટીની ખોટ અને આપણે એક ઇન્સાન છીએ કે નિત્ય ભાડાની ફીકર કપડાંની ચિંતા, રોજીની ખોજ. નથી લાગતું મરીયમ કે પખીઓ આપણા કરતાં વધારે સુખી ને, આનંદી છે?" મરીયમ કશું ન બોલી રહીમ જરા શ્વાસ ખાવા થભ્યો અને પછી પાછો બોલવા લાગ્યો. "દિવસ ઉગે છે ને મોંઘવારી વધતી જાય છે કોઇ વસ્તુ મળતી નથી. અને જે મળે છે તે લેવાની આપણી શકિત નથી અનાજના દાણા દાણાની તાણ છે, કપડાં કયાંય જડતાં નથી લડાઇના દિવસો તો જેમ તેમ કરી ખેંચી કાઢ્યા. લડાઈ પછી આરામ મળશે એવી આશાથી. પરંતુ એ દિવસો તો લડાઇ કરતાંય કારમાં નિવડયા જીવનની કોઇ કિંમત નથી, મરીયમ મને હવે મારી પણ ઝાઝી પડી નથી હું જીવું યા મરૂં એય મારે મન નકામો સવાલ છે પરંતુ આ છોકરાઓએ શો ગુન્હો કર્યો?.આજ કેટલા વરસથી એમની ઇદ કપડાં વિનાની જઇ રહી છે, એકેય દિવસ એમણે ધરાઇને પેટ નથી ભર્યું. મરીયમ એમને જોઉં છું વિચારૂં છું ને મારૂં હૈયું... અને તેનાથી આગળ ન બોલી શકાયું તેણે ભીની આંખો ઉપર આંગળી દબાવી અને ડોકને ફેરવી લીધી "ખરી વાત છે તમારી" મરીયમ એક નિશ્વાસ સાથે બોલી. 'આવો કારમો વખત તો કદીય જોયો ન હતો. છોકરાઓ તો ઠીક. જેવા એમના નસીબ. બાકી તમે કાંઈ ઓછી મહેનત નથી કરી રહ્યા. હું તમારા દેહ તરફ જોઉં છું. અને મને થાય છે કયાં તમારૂં પહેલાનું શરીર અને કયાં આજનું આ!' અને મરીયમ એક બીજા નિશ્વાસ સાથે થભી ગઇ રહીમે પોતાના દેહ પ્રતિ જોયું. કોક પરાયાના દેહ પ્રતિ ન

જોતો હો। એ॥ ભાવથી તેનું મ્લાન વદન વધુ મ્લાન થઇ ગયું. "ખેર મરીયમ વાતો તો ઘણી છે પણ એ કયેંથી પણ શો ફાયદો ! સુઇ જા લે હું પણ જાઉં છું. ઉંઘ તો આપણા માટે એક માત્ર આરામ છે. એનેય ગુમાવીશું તો આપણા જીવનમાં શો સુખ રહેશ." કહેતાં રહીમ કરવટ ફરી ગયો. "મા સારા દિવસો ક્યારે આવશે !" આ શ્ચર્યથી એ શબ્દો બોલનાર યૂસુફ તરફ મરીયમે જોયું. તેને લાગ્યું કે બાળકો જાગતાંજ તેમની વાતો સાંભળી રહયા હતા. "બેટા અલ્લાહની મહેર થશે ત્યારે બધું ઠીક થઇ જશે સુઈ જાઓ બેટા. તમે એવું શા માટે વિચારો છો ?" અને એ વખતે મરીયમની આંખો ખૂબ ભીની થઇ ગઇ. દીવો બુઝ્યો, પ્રકાશ બુઝ્યો, અંધકાર બુઝ્યો અને ધીમા ચલતા શ્વાસોથી શાંતિ પણ બુઝી રહી

શ્રીમંતો કરતાં ગરીબોને નસીબમા વધુ શ્રદ્ધા હોય છે. શ્રીમંતો ધનને બળે પોતાની આશા પુરી કરતાં નવી ઘડતાં રહે છે. ગરીબોની આશા ભાગ્યેજ પુરી થાય છે. ધનના અભાવે તેમની નજીવી ઇચ્છા પણ વધુસતોષાઇ ચીમળાય જાય છે. છતા જીવન નિરાસ શુષ્ક ન થઇ જાય માટે નસીબનો આસરો લેતાં રહે છે. જીવનમાં એક વાર તો નસીબ જાગેજ છે એવી તેમની દઢ માન્યતા હોય છે અને જ્યારે નસીબ જાગે છે ત્યારે જીવનમાં ભવ્ય પલ્ટો આવી જાય છે. બધા દુખો દૂર થઇ જાય છે. બધી ઇચ્છાઓ પુરી થાય છે. એવા પલ્ટાની રાહ જોતાં નસીબને જગાડવા મથતા પોતે સતત જાગતાં રહી કષ્ટ વેઠતાં ગરીબો આગળ વધતા રહે છે.

છેલ્લા ત્રણ દિવસ થયા રહીમના ઘરના છાપરામાંથી ધૂમાડો બરાબર નીકળી રહ્યો હતો. ચુલો નિયમીત સળગતો રહેતો હતો. છેલ્લા ત્રણ દિવસ થયાં યુસુફ અને કરીમ બરાબર ભોજન પામી રહયા હતા માત્ર પેટ પુરતુંજ નહિ પરંતુ મનગમતું અને વિવિધ પ્રકારનું કદીક ગોસ્ત, તો કદીક મચ્છી અને સાથે ફળફળાદી પણ ખરાંજ. બાળકોને મન તો જાણે એ દિવસો ઇદના દિવસો હતા. આનંદના દિવસો હતા

આજ રહીમ મોટી મોટી માછલીઓ લાવ્યો હતો અને સાથે અર્ધો ડઝન કેળાં પણ હતા. એ તળેલી મચ્છીના ભોજન પછી માએ બન્નેને બે બે કેળાં પણ આપવાને કહ્યું હતુ. મોટી મોટી તળેલી મચ્છી અને કેળા બાળકોના મૂખમાં પાણી છૂટી રહ્યું હતું પરંતુ મરીયમને નહોતું સમજાતું આ પલ્ટો શાથી આવી ગયો હતો. શું નસીબનો એ પલ્ટો હશે ? શું તેમના દુખ અને વ્યથાઓનો અંત આવી રહયો હતો ! કે પછી મોંઘવારીનો અત આવી ગયો હતો યા એમની કમાણી વધી હતી ? મરીયમ વિચારી રહી હતી પરંતુ એવું હેત તો જરૂર તેને એ વિષે કહેવામાં આવ્યું હોત. જરૂર કોઇ બીજુંજ કારણ હોવું જોઇએ. તેને શંકા ગઇ આજ ગત એ વિષે પૂછી લેવાનું તેણે મનની સાથે નકી કર્યું.

રાત્રે બાળકો જમી પરવારી વહેલાં સુઇ ગયા. પેટ પુરતું મનગમતું ભોજન અને માનું સ્નેહ આજ તેમને જલદીથી નિંદરને ખોળે પોઢડા ગયાં. રહીમ રોજની જેમ સાદડી ઉપર આડો પડયો હતો મરીયમ પસેજ બેઠી હતી. કેમ પુછવું કેમ શરૂઆત કરવી તે વિષે તે વિચારી રહી હતી રહીમે મરીયમ તરફ જોયું. મરીયમની મુંઝવણ તે તુરત કળી ગયો. તેણે પૂછ્યું. "શું વિચારે છે મરીયમ ?" રહીમના એમ પૂછવાથી મરીયમને હિંમત

બેસી ગઈ ને બોલી. "હું એ પૂછવા માગતી હતી કે મોંઘવારીનો અંત આવી ગયો છે કે શું?"

"ના" ધીમું હસતાં રહીમે ઉત્તર વાળ્યો.

"તો શું વધારે કમાઓ છો?" મરીયમે પ્રશ્ન પૂછ્યો.

"ના." રહીમે પાછો એકાક્ષરી ઉત્તર વાળ્યો.

"તો પછી આ પલટો શાથી આવી ગયો છે." મરીયમની ધીરજ ખૂટી રહી હતી

"કારણ જાણવું છે" ગંભીર થતા રહીમ બોલ્યો.

"હા"

"કારણ કહીશ તો ડરી તો ન જાય?" રહીમે પૂછ્યું.

"તો ડરી જવાય એવું કારણ છે શું?" ડરતી હોય એ રીતે મરીયમ બોલી.

"હા"

"કહો ત્યારે નહિ ડરું" નીડર થવાનો પ્રયાસ કરતા મરીયમ બોલી. રહીમે એક દ્રષ્ટિથી મરીયમ તરફ જોયું. મરીયમના મુખના નીડર ભાવો આથમ્યા અને તે બોલ્યો "વાત એમ છે કે મરીયમ શહેરમાં પ્લેગ-મરકી ચાલે છે માનવીઓ જે વસ્તુનો ઉપયોગ કરતા હતા તે વસ્તુઓ તેમણે છોડી દીધી છે. એટલે એ લાભ હવે આપણને મળી રહ્યો છે. સસ્તે દામે અને જોઈએ તેટલું." રહીમના પહેલાજ વાક્યે મરીયમને એવી ડરાવી દીધી કે રહીમ મરકી શબ્દ પછી શું બોલ્યો તે તે કશું સાંભળી ન શકી "મરકી!" તે ભયભીત બનતા બોલી

"ડરી ગઈ ને?" રહીમ હસતાં હસતાં બોલ્યો.

"આપણે એવું નહિ ખાવું જોઈએ." તૂટક શબ્દોએ મરીયમ બોલી.

"એવું નહિ ખાવું જોઈએ?" ઉપહાસ ભરી રીતે રહીમ બોલ્યો. "તો પછી પેટ ક્યાંથી ભરીશ? ભૂખે મરી જવું એના કરતાં પેટની આગ ઠારીને મરી જવું શું ખોટું છે અને ડગલે ડગલે મોતનો સામનો કરી જીવતા વળી આપણને મોતનો ભય શો. મરીયમ એવું તો વિચાર સારુ ખરીદવા જેટલી શક્તિ તો હોત તો આવું શા માટે ખરીદું" કોઈ પાગલની અદાથી રહીમ બધું બોલી ગયો. રહીમના શબ્દોએ મરીયમને વિચારતી કરી મૂકી ભયંકર છતાં વાસ્તવિક વિચારોથી.

રાતના ઉજાગરા પછી થાકેલ તારકો સવાર પડતાંજ એક પછી એક આંખો મીંચી રહ્યા હતા. રાતના આરામ પછી સ્વસ્થ થએલ માનવીઓ ગત દિનનાં એક પછી એક આંખો ઉઘાડી રહ્યા હતા. પણ રહીમના ઘરમાં હજી કોઈ જાગ્યું ન હતું ઘરમાં કબ્રસ્તાનના જેવી શાંતિ હતી અને જાણે મૃત્યુના ઓછાયા પથરાયા હતા મરીયમ નિશ્ચેષ્ટ મડદાની જેમ પડી હતી. રહીમ ધીમા શ્વાસો લઈ રહ્યો હતો. પણ નિત્ય પરોઢે જાગનાર બાળકો આજ જાગ્યા ન હતા.

થોડી વાર પછી રહીમે આંખો ઉઘાડી તેણે ઉઠવા ચાહ્યું પરંતુ તેનાથી ઉઠી શકાયું નહિ. તેને લાગ્યું જાણે તેના શરીરની બધી શક્તિ હણાઈ ગઈ હતી તેણે અતી કષ્ટ પૂર્વક ડોકને ફેરવી અને મરીયમ પ્રતી જોયું. "મરીયમ" તે બોલ્યો પરંતુ તેનો અવાજ મરીયમ સુધી પહોંચી ન શક્યો. તેણે પાછી ડોકને બીજી મેર ફેરવી અને ગભા જેવા ઢૂચા તરફ જોયું. એ વખતે હવાના સખત સપાટાથી સામની ખપાટની દીવાર હાલી ઉઠી અને ખીલીમાં ભરાવેલ [illegible] અને કરીમના વસ્ત્રો નીચે પડી ગયાં. એ વસ્ત્રો જોતાજ રહીમની આંખો ભીની થઈ ગઈ. અશ્રુ ધસી આવ્યા અને ગાલના ખાડાઓમાં થઈને વહેવા લાગ્યા, તેણે મનને મજબૂત કરી જોયું પરંતુ

તેનો પ્રયત્ન નિષ્ફળ ગયો. ધરતીની ચીરાડોમાં પડતા ધોધની જેમ આંસુ તેના ગાલ ઉપર થઈને વહી રહ્યા હતા. આજ જાણે તે સર્વસ્વ ખોઈ બેઠો હતો. દેહની શક્તિ ખોવાઈ ગઈ હતી. હૈયા ઉપર પણ તેને કાબૂ ન હતો. અશ્રુ પણ અટકતા નહોતા અને તે ખૂબ રડયો. એ આંસુઓના એક બિંદુમાં બે નિર્દોષ બાળકોની યાદ સમાઈ હતી. નિર્દોષ બાળકો, માસૂમ બાળકો જીવનની ઉષા કાળેજ મોતે તેમને ઝડપી લીધાં હતાં. ધીમે ધીમે વિચારો તેના મગજમાં આવી રહ્યા હતા. ધીમે ધીમે આંસુઓ થંભી રહ્યા હતા. રહીમને લાગ્યું તેનું જીવન કેવું કષ્ટમય વ્યથાપૂર્ણ હતું. તે વિચારવા લાગ્યો. કેવી વફાદાર તેને પત્નિ મળી હતી તેના દુખે દુખી અને સુખે સુખી રહેનારી પતિ પરાયણ પત્નિ પરંતુ તે કેવો કમભાગી પતિ હતો કે જીવનના કોઈ સુખ તેને નહોતો દેખાડી શકતો. છતાંય મરીયમે કદી ઉફ કર્યું નહોતું અને પછી એ મરીયમે તેના જીવનમાં મહેક પ્રસરાવવા બે ફૂલ જેવા બાળકો તેના ખોળે ધરી દીધા હતા. એ સુંદર સુમધુર ગુલાબના ફૂલ જેવા બાળકો પરંતુ કેવો કમભાગી તે બાપ હતો કે એ બે ફૂલ જેવા બાળકો ખીલેલા રહે માટે એમના ઉપર સુખની વર્ષાને બદલે નિત્ય અશ્રુ ઝરતી આંખોજ જોઈ હતી.

અને પછી લડાઈ આવી. એ લડાઈના સમય દરમ્યાન જીવન સાથે જે જંગ તેને ખેલવો પડ્યો તે ને એકલોજ જાણતો હતો. એ દિવસો જેમ તેમ ખેંચી કાઢયા અને પછી આવ્યા મોંઘવારી ને અછતના દિવસો. એ દિવસોએ તેની કમર તોડી નાખી જીવન અસહ્ય થઈ પડ્યું. ત્રણ જીવોને પોષવાને માટે તેને કોઈ માર્ગ નહતો જડયો. તેણે કાયાને પીલી નાખી પરંતુ રોટી નહોતી મળતી, કપડાં નહોતા મળતા, તે હતાશ થઈ ગયો, નિરાશ થઈ ગયો જાણે જીવન હારી ગયો. તેને લાગ્યું જાણે દુન્યાને તેની કોઈ પડી નહતી એ મરે યા જીવે એ માટે દુન્યા વિચારતી નહોતી. એવી દુન્યા ઉપર તેને ધિક્કાર છૂટયો. એવામાં એકાએક શહેરમાં કોલેરા ફાટી નીકળ્યો. અમુક ખાદ્ય પદાર્થ ન ખાવાને શહેર સુધરાઈએ સલાહ આપી અને એ વસ્તુના ભાવ છેક ઉતરી ગયા અને તેણે એક છેલ્લો દાવ ખેલી જોયો. જીવનનો છેલ્લો દાવ. એ દાવમાં એના બે બાળકો નિષ્પ્રાણ થઈ ગયા હતા. મરીયમ પીડાતી હતી અને એ રોગના જંતુઓ તેના શરીરમાં પણ પ્રવેશી ચૂક્યા હતા થોડા સમયની વાર હતી અને રહીમને લાગ્યું તેનું આખું કુટુંબ ધરતીના પટ ઉપરથી ભુંસાઈ જશે. ચાર ચાર જીવોના મોત ઉપર કોઈ આંસુ સારનાર ન હશે. ભૂખનો ભોગ થઈ પડેલા મેઘારીના ખપ્પરમાં હોમાયેલ ચાર જીવો માટે કોઈ આંસુ પડનાર ન હશે. બલ્કે એમના એ મોતને કોલેરાનો ભોગ થઈ પડેલા કહીને લોકો એનુ મહત્વ નજીવું કરી નાખશે. ખરેખર દુન્યાને તેની કોઈ પડી નહતી. તેના જીવનની નહોતી પડી તો મોતની તો ક્યાંથી પડી હોય. કાશ તે શ્રીમત હોત તો આજેય તેના બન્ને બાળકો જીવત હોત. અને તેની સેવા કરતા ડોક્ટર અને નર્સ ઉભા હોત. કેટલાય તેની તંદુરસ્તીની ખબર પૂછવા માટે આતૂર હોત પણ ત શ્રીમત નહતો. અને એટલેજ તેને કોલેરાના જંતુવાળો ખોરાક ઉપભોગવો પડયો હતો. એ સિવાય બીજો કોઈ માર્ગ નહતો. હા તેને જીવનને માટે બધી શક્તિ ખર્ચી નાખી હતી લોહીનુ છેલ્લું બુંદ વાપરી નાખ્યુ હતું પરંતુ તેને હારી જવુ પડ્યુ... એ વખતે મરીયમે એક દુઃખપૂર્ણ ચિત્કાર કર્યો. રહીમે એ સાંભળ્યું. તેણે આંખો બંધ કરી લીધી અને ગુઢ અંધકારમાં પોતાની જાતને છોડી દીધી. ગુઢ અંધકાર. ચારે કોરના અંધકારમાં પોતાની જાનને મૂકી દીધી.

સંપૂર્ણ

# મેમ સાહેબાનું કૂતરૂં

(ઉર્દૂ-ગીરાના સુવિખ્યાત લેખક જનાબ હઝ્ર
લકલકની એક કૃતિનું ભાષાંતર)
અનુ :-'દિલાવર'

સાહેબ બહાદુરોને કૂતરાથી એટલી મહબ્બત હોય છે જેટલી હિન્દુસ્તાનીઓથી નફ્રત. અને કેટલીક મેમ સાહેબાઓ તો કૂતરાથી મહબ્બત ધરાવતી હેય છે કે, એમના પ્રિયતમ તરીકેનુ (પતિથી પ્રથમ) માન કૂતરાનેજ મળે છે થોડાકજ દિ પહેલાની વાત છે, અમેરીકાના એક સાહેબ બહાદુરે અદાલત દ્વાર "પ્રિયા" સાથેના વિવાહ બંધનમાથી છોડવવા માટે ખખડાવ્યા હતા જ્યારે જજ સાહેબે છુટા છેડાના કારણો પૂછ્યા તો સાહેબ બહાદુરે જણાવ્યુ કે, મારી પત્ની વિવાહ પહેલા મારી સાથે ખુબ પ્યારથી પેશ આવતી હતી વિવાહ પછી તે પ્યાર કૂતરા પ્રત્યે ઢળી ગયો છે

તમારામાના તે લોકો કે જેઓ મોટા મોટા શહેરોમાં કે જ્યા સાહેબ બહાદુરો વસે છે ત્યા જઇ આવ્યા હશે તેમને જોવાના સદ્ભાગ્ય તો જરૂર પ્રાપ્ત થયાજ હશે કે મોટરમા બેઠેલા સાહેબ બહાદુરની ગોદમા મેડમની છત્રી છે અને મેડમની ગોદમાં કૂતરૂ! કૂતરાઓને અપાતા ઉમ્દા ખોરાક, અને તેમની ઉઠાવાતી નાઝ બરદારીને જોઇ જોઇને, આપણે ત્યાના ઘણાક કામ-ધંધા વિહોણા એજ્યુકેટેડ આહો ભરે છે. અને વિચારે છે કે, આ માનવ અવતારથી તો બેહતર છે, મેમ સાહેબના પ્રિય કૂતરા તરીકે જન્મવુ અને જીવવું

હું તમને આજે જે કૂતરાની કથા સંભળાવવા ઇચ્છું છુ, તે એક મેમ સાહેબના કૂતરાની કથા છે. મેમ સાહેબા રેલ્વેમાં મુસાફરી કરી રહી હતી કૂતરૂં એકમાં બંધ હતુ. એક જંકશન ઉપર મેમ સાહેબા અને તેના કૂતરાને ગાડી બદલવી હતી તે જંકશન આવી જતાં મેમ સાહેબ તો ગાડીમાથી ઉતરી ને બીજી ગાડીના ફર્સ્ટ ક્લાસના ડબ્બામાં જઈ બેઠી. તેને પુરેપુરી ખાતરી હતી કે કૂતરૂં પણ ગાડી બદલી લેશે. પરંતુ અહીં એક મુસીબત આવી પડી હતી. આગલા સ્ટેશને જ્યારે ગાર્ડ સાહેબે બોક્સમા નજર કરી તો કૂતરૂ ત્યાં ન્હોતુ! કોણ જાણે તેના ગળામાંથી સાંકળ ક્યારે નીકળી ગઇ, અને તે કેવી રીતે બોક્સ છોડી ગયુ હતુ. ગાર્ડ સાહેબ એ ચિન્તામા ડુબી ગયા, કે જંકશન આવતા નવા ગાર્ડને ચાર્જ સોંપતી વખતે કૂતરૂં ક્યાંથી લાવવું?

અને જ્યારે ચાર્જ સોંપવાની ઘડી આવી તો જુના ગાર્ડે નવા ગાર્ડને કૂતરાના પલાયન થઇ જવાની સાચે સાચી વાત તેને કરી દીધી અને પછી ઉમેર્યું કે કોઈ એવો રસ્તો કાઢો કે આપણે બન્ને બચી જઇએ

નવા ગાર્ડે બે પળ વિચારીને કહ્યું "તમે બેફિકર રહો હું એ મામલાને સુલઝાવી લઉ છુ હમણાંજ તમે અહીજ થોભો."

જુના ગાર્ડને આશ્વાસન આપીને તે પ્લેટ ફોર્મ બહાર આવ્યો ગયો. સામે એક બે હોટલો હતી, તેની આસપાસ ભૂખ્યા કૂતરા અન્ન મેળવવા કાજે ચક્કર લગાવી રહ્યા હતા, ગાર્ડે હોટલમાથી બે ચાર રોટીઓ ખરીદી લીધી અને તેમાથી એક કકડો એક કૂતરા પાસે ફેંક્યો કૂતરાએ લપકીને તેને ઉઠાવી લીધો ગાર્ડે બે કદમ પાછળ ખસીને એક કકડો ફેંક્યો...કૂતરો તે પણ ગળી ગયો. હવે ગાર્ડ એવીજ રીતે બે કદમ પાછળ ખસતો ગયો અને રોટીના કકડા ધરતો ગયો. ભૂખ્યું કૂતરૂં આગળ પાછળ જોયા વિના એની પાછળ પાછળ આવતુંજ રહ્યુ, અહીં સુધી કે તેઓ બોક્સ પાસે આવી ગયા. કૂતરાને ગાર્ડની હમદર્દી પ્રત્યે મહબ્બત થઇ ગઇ હતી. તેને ગાર્ડ તરફથી કોઇ નજાતની મુસીબત આવી પડવાનું ભય હતુંજ નહીં. તે પૂંછડી પટપટાવીને ગાર્ડને તેની પીઠ ઉપર હાથ ફેરવવા સુચવી રહ્યું હતું. બિલ્કુલ બોક્સની લગોલગ આવી જતા ગાર્ડે પોતાના પગ પાસે એક પૂરી રોટી ધરી દીધી કૂતરૂ તે ખાવવા લપક્યું. ગાર્ડે

આહિસ્તાથી તેના ગળામાં સાંકળ પહેરાવી દીધી. કુતરું ચમક્યું તેને ગાર્ડની દગાબાઝીની સમજ પડી ગઈ. પરંતુ તે સાંકળમાં જકડાઇ ચૂક્યું હતું..તે એક પળ પછી ગર્જવા માંડયું, આવી રીતે કોઇની આઝદી ઝુંટવી લેવા બદલ ગાર્ડને તેણે ઠપકા ભરી નજરે નિહાળી ભાષણ આગળ ચલાવ્યુ. પરંતુ કોને ફુરસત પડી હતી એ સાંભળવાની?

કુતરાને બ્રેકમાં ધકેલી દઇને બાંધી દેવામા આવ્યું, જુના ગાર્ડે નવા ગાર્ડનો ઉપકાર માની, ફોર્મ ઉપર તેની સહી લીધી. એક નંગ કુતરું મળ્યું!

જુના ગાર્ડે કહ્યુ, હુ વિચારું છુ કે તમે મેમ સાહેબાને કેવી રીતે સમજાવી શકશો?

નવા ગાર્ડે સસ્મિત કહ્યું, તમારા મસ્તકેથી તો બલા ટળી ગઇ ને? હવે હુ જાણુ અને મેમ સાહેબા

જુના ગાર્ડે પુન નવા ગાર્ડનો ઉપકાર માની રજા લીધી અને ગાડી ઉપડી છુક . છુક...છુક . છુક . છુક છુક...ગાની.

મંઝિલે ગાડી ઉપર પહોંચીને મેમ સાહેબા ડબ્બામાંથી ઉતરી, મજુરના મસ્તકે સામાન ઉંચકાવી બ્રેક પાસે આવી. ગાર્ડ તેની ઇન્તેઝારી કરતો ત્યાંજ ઉભો હતો.

બ્રેક પાસે પહોંચતાંજ મેમ સાહેબાના પ્યારનો સાગર છલકાઇ ગયુ. તે મીઠાસભર સ્વરે બોલી "મી ગાર્ડ, ક્યાં છે મારૂ કુતરૂ?"

"હાજિર છે, મેડમ!" ગાર્ડે કહ્યુ અને તેણે બ્રેકના બંધ દરવાજા ખોલી નાખ્યા. મેમસાહેબાએ મહબ્બતના આવેશમાં આવી જઇને કૂતરાના મુખ તરફ હાથ લંબાવ્યો અને કહ્યું, "એલાવ માય ડીયર ડાર્લીંગ!"

મેમ સાહેબા જુવાની વ્યતિત કરી ચૂક્યાં હતા. વૃધ્ધાવસ્થાની શરૂઆત હતી ચેહરાની "કરચલીઓ" પાવડર અને રંગ-લપેડાઓથી પણ છુપાવી શકાઈ નહોતી. આંખોની શક્તિ ઓસરી ગઇ હતી એટલે તે કુતરાને ઓળખી શકી નહીં. અને તેણે હાથ લંબાવ્યો કૂતરૂ મૂળે જંગલી અને રખડું તો હતુંજ, તેમા વળી "બ્રેક"ની કેદી સ્થિતિ કલાકો સુધી તેને વેઠવી પડી હતી એટલે તે ખૂબ રોષે ભરાઇ ગયું હતું. મેમ સાહેબાનો હાથ પાસે આવતાંજ તેણે તે ઝડપી લીધું. કૂતરાની આ વર્તણુકથી મેમ સાહેબા ચમકી, જો કે તેના હાથમાં કૂતરાના દાંત બહુ નહોતા લાગ્યા. વાત તેના દિમાગમાં ગડમથલ મચાવવા લાગી. શું ટાયગરે ભાંગ પીધી છે કે?

ટાયગર અને મેમ સાહેબા વચ્ચે લાંબા કાળથી પ્રેમ હતો અને એ વાત તો સંભવિતજ નહોતી કે કેળવાયેલો ટાયગર તેની માલિકના હાથને બચકું ભરે. મેમ સાહેબાએ આંખો ફાડીને કૂતરાને નજદીક જઇ જોયું તો તેને ખબર પડી કે તે ટાયગર હતો નહીં.

મેમ સાહેબાએ હાથને રૂમાલથી સાફ કરતાં કરતા કહ્યુ "મી ગાર્ડ, આ મારૂં કૂતરું નથી, ટાયગર ક્યાં છે?"

ગાર્ડે કહ્યુ "શું ટાયગર? મેડમ અહીં સિંહ કે વાઘની જાતના કોઇ પ્રાણીનો તો ઉલ્લેખ નથી અને તો એક કૂતરું સોંપવામાં આવ્યુ છે, તે હાજિર છે."

મેમ સાહેબાએ ગુસ્સા ભર્યા સ્વરે કહ્યું. "મી. ગાર્ડ, હું જંગલના રાજા ટાયગર વિષે નથી કહેતી મારા કૂતરાનું નામ છે ટાયગર." હું તેના વિષે પૂછું છું. તમેઓ તે ગાજે ક્યાંક હશે."

ગાર્ડે કહ્યું, "મેડમ બ્રેકમા આ એકજ કૂતરું છે. અને તે આપનુંજ છે."

મેમ સાહેબાએ ગર્જી ગર્જીને તકરીર શરૂ કરી દીધી કે "આ કૂતરું મારૂં નથી. ગાર્ડે કૂતરાને બ્રેકમાંથી બહાર કાઢીને તેની સાંકળ મજુરના હાથમાં મૂકી દીધી. અને મેમ સાહેબાની લાંબી સુધી પહોંચી રહેલી તકરીરના એક પણ વાક્યને ગણકાર્યા વિના, ટ્રેન તો ઉપડીજ ગઈ.

# અંજન ન કરે!!

કોઈ સજ્જનને ખુદા કોઈ દી' દુર્જન ન કરે!
દિલ-ગુલબોની રગે ઝેરનું સિંચન ન કરે!
માનવી શું? અરે! *હારૂત ને મારૂત મર્યાં;
કામના છું મને કો' લોચન અંજન ન કરે.
ગમ-સુમન-સુરભિ સુવાસિત છે કરે આલમને;
ઐશ-આનંદ ભરી દિલનો કો' મદફન ન કરે.
અસ્મિતા-તેજ જીવન-નૂર ફના થઈ જશે;
દિલ ધરી મૂર્તિ-ચરણમાં કોઈ વંદન ન કરે.
આશને પ્રીત-જલન એજ છે દોલત મારી;
મારી નગરીને લુટાવી મને નિર્ધન ન કરે.
દિલની ધડકન છે ફરી કોટી અજંપો સર્જે;
આભ, પાતાળમાં ભૂકંપ એ સર્જન ન કરે!!
શાયના વસ્ત્રમાં છે રંગ કફન-ચાદરનો;
કોઈ સુલતાન અભિમાનથી ડોલન ન કરે.
એક તરણાંથી યે બદતર એ ચમન જોઉં છું;
સેંકડો બાગના પુષ્પો લઈ ઉપવન ન કરે.
એ યત્રીદોની પ્રથા છે, કદિ પાવન ન થશે;
દિલના દામનને રૂધિરથી કોઈ પાવન ન કરે.
એક ધમકીમાં મરી જાય છે કુસ્તગનાં ચચા;
ખેલ ખાંડાનાં છે! ! કગનને કો' વંદન ન કરે.
ઝખ્મમાં ઝેર ભરે મારાં છે, સર્જન નસ્તર
એ મિતમગરને કોઈ નિજ તણો સર્જન ન કરે.
કસ્તુરી લાખ છુપે તોય પરિમલ પ્રસરે
પ્રેમ પર પ્રેમી હવે કોઈ દી' ચિલમન ન કરે.
વાંચે પરવાનાં તણાં નેત્ર પટે જઈને જનો,
ક્યાં કહું છું મારા જીવન તણું વાંચન ન કરે.
દિલ નથી માનવીનું, ઘર છે એ કિર્તાર તણું;
જન-દિલોનું જગે આય દિલ! કોઈ ખંડન ન કરે.
બાગનાં બાળકો નિદ્રામાં પડયા છેઃ તો પછી-
વન મહીં જઈને "તરન્નુમ" કોઈ ગુંજન ન કરે.!!

"તરન્નુમ" એમ. એ.

---

*હારૂત ને મારૂત નામના ફિરિશ્તાઓ ધનન્ક કરી દુન્યામાં અવ્ દના અને ઝોહર રક્કાસાના પ્રેમમાં પડીને ચાહ બાબુલમાં ઉંધે માથે લટકતા થઈ ગયા. એવો કામનાનો કરિશ્મો

# હઝરત ઈમામ હુસૈન (રદી.)

લે :-આઇ. જી. શેખ.

( સપ્ટેમ્બરથી ચાલુ )

લડાઇએ પોતાનું ભયંકર સ્વરૂપ પકડયું હતું. મધ્યાનનો સમય થઇ ગયો હતો. પરંતુ હજી સુધી કોઇપણ પક્ષ સંપૂર્ણ જીત મેળવી શકયું નહિ. હુસેન (રદિ.)ના સૈન્યે તમામ તબુંઓને એક તરફ રાખ્યાં હતાં આથી શત્રુઓ ફકત એકજ બાજુએથી હુમલો કરી શકતાં. ઉમ્ર બિન સઅદે જયારે આ વસ્તુ-સ્થિતિ જોઈ તો તેણે એ તંબુઓને ઉખેડી નાખવા આજ્ઞા આપી

હુસૈની સૈન્યના ફકત ચાર, પાંચ માણસો અહિં મુકાબલા માટે પુરતા હતાં. તેઓએ તંબુઓના ઓથામાં રહી દુશ્મનોની કતલ શરૂ કરી. શત્રુઓ આ રીતે નિષ્ફળ જવાથી ઉમ્ર બિન સઅદે તંબુઓને બાળી નાખવાની આજ્ઞા આપી. સૈનિકો આથી અગ્નિ સહિત આગળ વધ્યાં. હુસૈની ફોજ આથી જરૂ પરેશાન થઈ પરંતુ હઝરત હુસૈને (રદિ.) હિમ્મત આપતા કહ્યું "સહેજ પણ ચિંતા ન કરશો. આગ્નિથી ગભરાશો નહિ ભલે તેઓ આપણા તંબુઓ સળગાવી દે. એ અમારા માટે લાભદાયી છે કારણ કે હવે તેઓ પાછળથી આક્રમણ કરી શકશે નહિ." તેમની આ ધારણા ખરી પડી અને શત્રુઓ માટે પાછળથી હુમલો કરવાનુ અશકય થઈ પડયું.

આ સમય દરમ્યાન ઝહિર બિન અસકયને શીમ્ર ઉપર એકાએક ધસારો કર્યો અને તેના સૈન્યને પાછળ હઠાવ્યુ. પરંતુ શત્રુઓની આ પીછે હઠ વધુ અસરકારક નીવડી નહિ તેમની અસંખ્ય ફોજ આગળ હુસૈની ફોજની અલ્પ સંખ્યા કયાં સુધી ટકકર ઝીલી શકે! ધીમે ધીમે હુસૈની ફોજની નિર્બળતા જણાવા લાગી. ઘણા શુરવીરો કતલ થઇ ચૂકયા હતાં કરબાએ વિખ્યાત યોધ્ધાઓ મોતને ભેટયાં હતાં. અબ્દુલ્લાહ બિન ઉમીર શહીદ થયો હતો. તેની પત્ની ઉમ્મે વહબ નિર્ભયપણે રણમેદાનમાં બેસી પતિનો ધૂળથી રગદોળાયલો ચહેરો સાફ કરતી હતી. આ પ્રસંગે શીમ્રની દ્રષ્ટિ તેના ઉપર પડી અને તરતજ તેના તીરથી એ વિરાંગના પણ સ્વર્ગે સીધાવી.

અબુ તમામાહ ઉમર બિન અબ્દુલ્લાહ સાએદીએ ઝખ્મથી લાચાર બની હુઝર હુસૈન (રદિ.)ને વિનંતિ કરી "દુશ્મનો હવે આપની તદ્દન નજીક આવી ગયાં છે, વલ્લાહ! હું જયાં સુધી કતલ ન થઇ જાઉં ત્યાં સુધી હું આપને સહેજ પણ ઇજા થવા દેવાનો નથી પરંતુ મારી ઇચ્છા છે કે મારા રબની મુલાકાત પહેલાં હું નમાઝ અદા કરી શકું." આ સાંભળી હઝરત હુસૈન (રદી.) કહ્યું "શત્રુઓને આજ્ઞા આપો કે અમને નમાઝની તક આપે." પરતુ શત્રુઓએ આપની સુચનાનો અસ્વીકાર કર્યો અને લડાઈ ચાલુ રાખી.

આ પ્રસગ અત્યંત કટોકટીનો હતો. શત્રુઓ મરણીયા થઇ લડતાં હતાં. દુર્ભાગ્યે હુસૈની ફોજના અંકે સીપેહસાલાર હબીબ ઇબ્ને મઝાહીર પણ કતલ થઇ ચૂકયા હતાં. ફોજનો મુખ્ય આધાર નાશ પામતા ઘણા સૈનિકોના પગ ડગમગી ગયાં. હબીબ પછી હુર બિન યઝીદની વારી આવી. તેઓ ઉત્સાહ અને આવેશમાં નીચેની પંકતિઓ લલકારતા શત્રુઓના સૈન્યમાં ઘુસી ગયા.

"હું સોગંદપૂર્વક કહુ છું કે જયાં સુધી હું શત્રુઓનો સંહાર નહિ કરૂં ત્યાં સુધી હું પોતે પણ કતલ થવાનો નથી આગળ કૃત્ય કરવામા ભાગ પ્રાણ અર્પણ કરીશ"

"તલવારના કાતીલ ઝટકાઓથી હું તેમના મસ્તકોને ઉડાવી મૂકીશ. હવે સહેજ પણ પીછે હઠ નહિ કરવાનો મે નિર્ણય કર્યો છે."

જોત જોતામાં અસંખ્ય ઝખ્મોથી તેઓ પટકાઇ પડયાં અને આ ફાની દુન્યાનો

ત્યાગ કર્યો. હવે ઝહેરનો વખત પુરો થવા આવ્યો હતો. હઝરતે પોતાના સાથીઓ સહિત નમાઝ અદા કરી. નમાઝ પછી શત્રુઓનો ધસારો બહુ ઉગ્ર બન્યો. આ પ્રસંગે ઝહિર બિન અલકયની એ ફોજની આગેવાની સ્વીકારી અને શત્રુઓ ઉપર તૂટી પડયા ઘણાએ શત્રુઓને મોતનો સ્વાદ ચખાડી છેવટે તેઓ પણ શહીદ થઇ ગયાં

હવે આપના સાથીદારોએ જોયું કે શત્રુઓનો સફળતા પૂર્વક મુકાબલો અશકય છે આથી તેઓએ એક પછી એક આપની સમક્ષ કત્લ થઇ જવાનો નિર્ણય કર્યો પ્રથમ બે ગફ્ફારી ભાઇઓ આગળ આવ્યાં અને પોતાના જાનની પરવા કર્યા વિના શત્રુઓ ઉપર તૂટી પડયાં.

ત્યાર બાદ બે જાબેરી ભાઇઓની વારી આવી તેઓની આખોથી અશ્રુઓ જારી હતા તેમને જોઈ હઝરતે પૂછયું "મારા ભાઈના પુત્રો! તમે શા માટે રડો છો? મને ખાત્રી છે કે હવે થોડીક પળોમા તમારી આખો પણ ઠંડી થઇ જશે"

તેઓએ રડતાં, રડતા અચકાતા સ્વરે જવાબ આપ્યો "અમને અમારા જાનની સહેજ પરવા નથી. પરતુ આપની હાલત ઉપર હમને રડવું આવે છે. શત્રુઓએ તમને ઘેરી લીધા છે અને આવા સંજોગોમાં હમે આપને કોઇ પણ ઉપયોગી થઇ શકતા નથી" આ શબ્દો પછી તેઓએ અસાધારણ વિરતાથી શત્રુઓનો મુકાબલો કર્યો આ પ્રસંગે તેઓ વારવાર લલકારતા હતા "અસ્સલામો અલયકુમ યા ઇબ્ને રસૂલુલ્લાહ!" આ શબ્દોના જવાબમા આપ કહેતા હતાં "વઅલય કુમસ્સલામ વ રહમતુલ્લાહ" બન્ને ભાઇઓએ જવાંમર્દીથી પોતની ફરજ બજાવી અને આખરે શહીદ થઇ ગયા.

ત્યાર પછી હનઝાહ બિન અસઅદ આપની સમક્ષ આવ્યાં અને બુલંદ અવાજથી શત્રુઓને પડકારતાં કહયું "ઓ દુશ્મનો! મને ભય છે કે આદ અને સમુદની માફક તમારો પણ કરૂણ અંત ન આવે! તમે શા માટે હુસૈન (રદી)ને કત્લ કરવા ઝઝુમી રહ્યા છો? એવુ ન થાય કે તમારા આ પાપથી ખુદાનો અઝાબ તમારા ઉપર નાઝીલ થાય."

તેઓ પણ છેવટે લડતાં લડતાં શહીદ થઇ ગયાં

આ રીતે એક પછી એક તમામ સહાબીઓ કત્લ થઇ જતા બનિ હાશીમ અને નબીના ખાનદાનની વારી આવી. સૌથી પહેલાં આપના સાહબઝાદા અલી અકબર રણક્ષેત્રમાં આગળ આવ્યા અને શત્રુઓ ઉપર પ્રાણઘાતક હુમલો કર્યો. આ પ્રસગે તેઓ નીચેની પંકતિઓ લલકારતા હતા

"હું અલિ બિન હુસૈન બિન અલી છું કાબા શરીફના સોગંદથી કહુ છું કે અમે નબીના વધુ હકદાર સંબંધીઓ છીએ ખુદાની કસમ! જેના પિતા વિષે શંકા હોય એવો અયોગ્ય પુત્ર અમારા ઉપર કદી પણ હુકુમત કરી શકશે નહિ"

આ રીતે તેઓ ઉત્સાહપૂર્વક બહુજ વિરતાથી લડયા છેવટે મર્રહ બિન મનકઝુલ અબદીની તલવારથી શહીદ થઇ ગયા એક રાવીનું બયાન છે કે એક અતિ સ્વરૂપવાન સ્ત્રી તંબુની બહાર આવી અને હૃદય દ્રાવક કરૂણતાથી પોતાના ભાઇ અને ભત્રીજા માટે વિલાપ કરવા લાગી મેં પૂછયું "આ કોણ છે?" લોકોએ જવાબ આપ્યો. "એ ઝૈનબ બિન્તે ફાતેમહ બિન્તે રસુલુલ્લાહ સલઅમ છે" પરતુ હઝરત હુસૈને તેમનો હાથ પકડી લીધો અને ફરી તબુમા મૂકી આવ્યા અને અલી અકબરની લાશ ઉપાડી તંબુ આગળ મૂકી

અપૂર્ણ

# વિસ્તૃત્વ સત્તા

સંપાદકઃ—'તાજ'



[ ગતાંકથી ચાલુ ]

**શહાબુદ્દીન ઘોરીઃ**—મહમૂદના મરણ પછી લગભગ દોઢસો વર્ષ લગી કોઇ પરદેશી હિંદ ઉપર ચઢી આવ્યો નહિ. એ સમયમાં પંજાબ અને બીજો પ્રદેશ તેના વંશજોના હાથમાં હતો. પરંતુ તેના વંશજોને ઘોરી વંશના સરદારોએ પ્રથમ ગઝનીથી અને પછી પંજાબમાંથી હાંકી કાઢયા. આમ ગઝની વંશના બદલે ઘોરી વંશના સરદારો સત્તા ઉપર આવ્યા. ઘોરીઓમાં સૌથી મહાન બહાદુર બાદશાહ શહાબુદ્દીન ઘોરી હતો જેણે હિંદ ઉપર કેટલીયે વાર ચઢાઇઓ કરી. તેની ચઢાઇઓના મુખ્ય ત્રણ કારણો હતા.

(૧) તે ઇસ્માઇલીઓનો નાશ કરવા માટે જેઓ મુલ્તાન અને ઓછ ઉપર સત્તાધિશ હતા.

(૨) મહમૂદના વંશજોનો નાશ કરવા જેઓ લાહોરમાં પોતાની સત્તા જમાવી બેઠા હતા.

(૩) હિન્દુસ્તાનમાં પોતાની સત્તા સ્થાપવા માટે

સૌથી પ્રથમ એણે ઇ. સ. ૧૧૭૬–૭૮માં મુલ્તાન અને ઓછ ઉપર સવારી કરી અને એ બંને પ્રાંતો પોતાના કબજામાં લઇ લીધા. ગઝનીઓને પંજાબમાંથી હાંકી કાઢવા માટે એણે જમ્મુના હિન્દુ રાજાને પોતાના હાથમાં લીધો. આ રીતે ગઝની વંશના છેલ્લા બાદશાહ ખુસરૂ મલિકને હરાવી પોતાની સત્તા ઇ સ ૧૧૮૬મા પંજાબમાં જમાવી. પંજાબ અને સિંધ ઉપર પોતાની સત્તા કાયમ કરી. હવે તેણે પૂર્વ બાજુએ પ્રયાણ કર્યું. ઇ સ ૧૧૯૭માં ભંડુ જીતી લીધું. પરંતુ ત્રાવડી (પણીપત!) મુકામે પૃથ્વીરાજે તેને સખ્ત હાર આપી. આમ હારી જવાના કારણે ભંડુ છોડવું પડયું. આ હાર ઉપરથી એ સિધ્ધ થાય છે કે તેને ઘણોજ આઘાત પહોંચ્યો હશે એટલુંજ નહિ પરંતુ એ પણ પ્રચલિત છે કે જે લોકો યુધ્ધમાંથી નાસી ગયા હતા. તેમને ગધેડાઓની જેમ ટોપલાં બાંધી આખા શહેરમાં સરધસના રૂપમાં ફેરવ્યા.

બીજે વર્ષે પૂર્ણ તૈયારીઓની સાથે તે પાછો ચઢી આવ્યો પાણીપત મુકામે અને વચ્ચે ઘનઘોર યુધ્ધ જામ્યું. આ યુધ્ધમાં પૃથ્વીરાજ માર્યો ગયો આ રીતે દિલ્હી તેમજ અજમેરની સત્તા તેના હાથમાં આવી એ પછી તો એણે કનોજ, ગ્વાલીયર, અને બીયાના ઉપર સવારીઓ કરી. કુતબુદ્દીન એબક કે જે હિન્દમાં તેનો સરદાર હતા તેણે ગુજરાત ઉપર ચઢાઇ કરી ત્યાંના રાજાને હરાવ્યો તેમજ બખત્યાર ખીલજીએ પૂર્વમાં બિહાર અને બંગાળ જીતી લીધો. ઇ. સ. ૧૨૦૬માં તે એક બળવાને સમાવવા પાછો ફરતો હતો કે માર્ગમાં એક ઇસ્માઇલીએ તેનું ખૂન કર્યું.

મુહમ્મદ ઘોરી વિષે ડૉ. તારાચંદ લખે છે કેઃ—

"મુહમ્મદ ઘોરી મહમૂદ ગઝનવીની જેમ કેટલીક ખાસ વાતોનો માલિક હતો. તે આલિમોની કદર કરનારો, બક્ષિશ આપનારો અને ખુદા તરસ હતો.. જો કે તે યુધ્ધકળામાં મહમૂદ ગઝનવી કરતાં ચઢિયાતો ન હતો. પરંતુ તેના હુમલા ઘણાજ પધ્ધતિસરના હતા, અને એ પધ્ધતિ મોડી મોડી પણ અસરકારક થઇ. પરંતુ એ યાદ રાખવું જોઇએ કે મહમૂદની ઇચ્છા પશ્ચિમમાં એક રાજ્ય સ્થપવાની હતી. એજ કારણે તેણે હિન્દ ઉપર વધુ ચઢાઇઓ કરી હતી, કે જેનાથી તેની એ ઇચ્છા પુરી પાડવા માટે ધન દૌલત પ્રાપ્ત થય મહમૂદ અને મુહમ્મદ ઘોરી ધાર્મિક તરફેણ–છર્પાથી તદ્દન પાક હતા. જો કે તેઓએ દુશ્મનોને સખ્ત સજાઓ કરી પરંતુ કોઇનો

ધર્મભ્રષ્ઠ કરવા ઘાતકીપણું બતાવ્યું નથી. મહમૂદ અને તેના વંશજોની ફોજમાં કેટલાય હિન્દુ એફીસરો અને સિપાઈઓ હતા. જેઓ તેમના મુસલમાન દુશ્મનો વિરૂધ્ધ લડયા. મુહમ્મદ ઘોરીએ જમ્મુના હિન્દુ રાજાને પોતાની સાથે રાખી લહોરના ગઝનવી સરદારો ઉપર ચઢાઈ કરી બનેએ મળી મંદિરો લુંટ્યાં. તેઓ લડાઈની સમયમાંજ પોતાના દુશ્મનોના મંદિરોને લૂટતા હતા એ યુગમા લડાઈ અને છત બાદશાહ પ્રત્યેની ફરજોમાંની એક અગત્યની ફરજ ગણાતી હતી હિન્દુ રાજાઓ એ ફરજને 'દિગ વિજય'ના નામથી સંબોધતા હતા અને મુસલમાનો બીજાના દેશો પર કબજો મેળવીને. મુહમ્મદ ઘોરીની એ સવારીઓ પોતાની કિર્તિ વધારવા માટે હતી."

પૃષ્ઠ ૧૮ ઉપર એજ લેખક લખે છે કેઃ– "જો કે કનોજના રાજાએ મુહમ્મદ ઘોરીને હાર આપી હતી, પરંતુ જયચંદના વારસદારો અલ્તમશના યુગ સુધી સત્તા ઉપર હતા. તેઓ મુસલમાન શરીઓ પાસેથી એક જાતનો કર લેતા હતા. જેને તરશકા ડંડા (Turush ka Danda) કહેવામાં આવે છે."

●

ગુલામ વંશજોઃ મુહમ્મદ ઘોરીના મરણ પછી તેના તુર્ક સરદારોએ કુત્બુદ્દીન ઐબકને હિન્દુસ્તાનનો બાદશાહ ચૂટી કાઢયો. તે મુહમ્મદ ઘોરીનો ગુલામ હતો એટલુજ નહિ પરંતુ તે ગુલામવંશનો પાયો નાખનાર પણ હતો એ ખરૂં છુ કે એના પહેલા અલ્પતગીન અને સબક્તગીન પણ ગુલામ હતા. તેઓએ કદિ હિન્દમાં રાજ્ય કર્યું નથી. હિન્દુસ્તાનનો પ્રથમ સ્વતંત્ર રાજા કુત્બુદ્દીન ઐબક હતો જે ઈ સ ૧૨૦૬મા ગાદીએ આવ્યો. તે ચાર વર્ષ સત્તા ઉપર રહયો અને ઈ. સ ૧૨૧૦માં એક ઝરણુ બનાવવાના કારણે મરણ પામ્યો. તેનો મઝાર આજે પણ ખંડેર સ્થિતિમાં લાહોરમાં મોજૂદ છે.

પઠાણો અને તુર્કો જે હિન્દુસ્તાનમાં આવ્યા તેમનામાં બાદશાહી વંશપરંપરાનો હકક હતો. પણ જેવી રીતે હઝરત મુહમ્મદ (સલ)ની વફાત પછી સહાબાઓએ ખલીફાઓ ચૂંટી કાઢયા હતા. તેવીજ રીતે હિન્દુસ્તાનમાં પણ બાદશાહો ચૂંટવામાં આવતા હતા.

કુત્બુદ્દીન ઐબક પછી તેના પુત્ર આરામશાહે રાજા થવાના હકનો દાવો કર્યો પરંતુ ઉમરાવોએ આ હોદા માટે અલ્તમશની પસંદગી કરી. એ રીતે તે ઈ સ ૧૨૧૦માં ગાદીએ આવ્યો. તે એક મહાન યુદ્ધરસ, કાબિલ અને બુદ્ધિશાળી બાદશાહ હતો એના જમાનામાં મોગલો અને ધરાણીઓએ દેશમાં લૂંટફાટ અને ખૂનામરકી ચલાવવા માડી અલ્તમશે તેમનો સામનો કરી હિન્દુસ્તાનને એ મુસીબતથી બચાવ્યું. દિલ્હીની સત્તાના પાયાને મજબૂત બનાવ્યો. બગદાદના અબ્બાસી ખલીફાઓથી હિન્દુસ્તાનના બાદશાહનો ખિતાબ મેળવ્યો સને ૧૨૩૬માં મરણ પામ્યો ત્યારે તેના કબ્જામાં ઉત્તર હિન્દનો લગભગ આખો પ્રદેશ હતો. એના મરણ પછી લગભગ દસ વર્ષ સુધી અંધાધુધી ચાલી અને એક પછી એક કેટલાયે બાદશાહો થયા.

ઈ. સ. ૧૨૪૬માં ઉમરાવોએ નાસિરૂદ્દીન મહમૂદને ગાદીએ બેસાડયો તે એક દુર્વેશ બાદશાહ હતો સરકારી ખઝાનામાંથી એક પાઇનો પણ ખર્ચ કરતો નહિ. કુર્આન શરીફની નકલો લખી પોતાનું ગુજરાન ચલાવતો સલ્તનતનો કારભાર પોતાના વિદ્વાન વઝીર ગ્યાસુદ્દીન બલ્બનને સોંપ્યો હતો જે એના મરણ પછી ઈ સ ૧૨૬૬માં ગાદીએ આવ્યો

બલ્બન લગભગ આ ખાનદાનનો એક નામાંકિત બાદશાહ હતો. એના યુગમાં જે

વાતો ઘણી અગત્યની હતી. એક તો મોગલોના એક પછી એક હુમલાઓ અને બીજું દેશની અંદર યોગ્ય બંદોબસ્ત કરી રાજ્યને મજબૂત બનાવવાનું. આ બન્ને વાતો ઉપર પુરતું ધ્યાન આપી સૈન્યને વ્યવસ્થિતપણે તૈયાર કર્યું. દિલ્હી અને દોઆબ વચ્ચેના તેમજ આજુબાજુના ગીચ જંગલોને સાફ કરી નંખાવ્યા. જેમાં મોગલો અને ચોર, ડાકૂઓ સંતાઈને રહેતા હતા–સડકો બનાવી–સંદેશાવાહક ખાતાઓ ખોલ્યા. બલ્બને રાજ્ય વધારવાની જરાયે કોશિશ કરી નહિ. કારણ કે તે જાણતો હતો કે ખરી બાબત તો રાજ્યના પાયાને મજબૂત બનાવવાની છે. કેટલાક સરદારોએ તેને ગુજરાત અને માળવા ઉપર ચઢાઈ કરવા સલાહ આપી. પરંતુ તેણે સાફ શબ્દોમાં કહ્યું કે "હું એ નથી ચહાતો કે દિલ્હીની પણ તેજ સ્થિતિ થાય જેવી કે મોગલોના હાથે બગદાદની થઈ." તે દિલ્હીમાંજ રહ્યો. મોગલોને અટકાવવા માટે સરહદનો બંદોબસ્ત કરવા પોતાના વહાલા પુત્ર મુહમ્મદને મોકલ્યો હતો જે એ પ્રયત્નોમાં અંતે શહીદ થયો. જેનો દર્દનાક મરસીયો 'અમીર ખુશરૂ'એ લખ્યો છે.

તેના જમાનામાં મોગલોના ટોળેટોળાં હિન્દુસ્તાન આવતા રહ્યાં. પરંતુ જો તેમના ઘાતકી કૃત્યો વિષે વિચાર કરીએ કે જે તેઓ નિશાપુર અને બગદાદમાં કરી ચૂક્યા હતા પરંતુ ખુદાનો પાડમાનો કે એ શરૂઆતના મુસલમાન હાકિમોની સમય સૂચકતાથી હિન્દ એ કુદરતી કોપથી બચી જવા પામ્યું. અલ્બત્ત ધાર્મિક, ન્યાયી અને આનંદી બાદશાહ હતો. કયું ... ઉગરાવે એ ગરીબો ઉપર જુલ્મો કર્યા તેમને પર ... શિક્ષા ઓ કરી. બદયુંના એક જાગીરદારે ... ને સે ... ને કરને માર મારી મારી નાખ્યો. જ્યારે બલ્બ... ... બદાયુ ગયો તો મરહૂમની વિધવાએ ફરીયાદ કરી તો બલ્બને પણ જાગીરદારને એજ રીતે ફટકાઓ મરાવ્યા જે રીતે તેણે પોતાના નોકરને લગાવ્યા હતા. એટલુંજ નહિં પરંતુ ત્યાંના ખબરપત્રીએ ખબર ન આપી તેને પણ સખ્ત સજા કરી. એના ફરમાની એવી કેટલીયે વાતો છે. તે હમેશાં ઉચ્ચારતો કે જો મારા પુત્રો પણ આવી વર્તણુંક કરે તો તેમને પણ એવીજ સજા કરૂં.

બલ્બન ઈ. સ. ૧૨૮૬માં મરણ પામ્યો. એના પછી ગાદી માટે ઝઘડાઓ થવા લાગ્યા. તુર્ક અને ખિલજી કબીલાઓ વચ્ચે તકરારો થવા લાગી. છેવટે જલાલુદ્દીન ખિલજીએ ઈ. સ. ૧૨૯૦માં રાજ્યની લગામ પોતાના હાથમાં લીધી. આ રીતે ગુલામવંશનો અંત આવ્યો.

●

**આરંભની ઈસ્લામી સત્તા:** ગુલામ વંશના નાશ સમયે હિન્દમાં ઈસ્લામી સત્તા સંપૂર્ણપણે કાયમ થઈ ગઈ હતી. તુર્ક અને અફઘાન લોકોના હુમલાઓના મુકાબલામાં રજપુત રાજાઓ તદ્દન નિષ્ફળ અને અશક્ત સાબિત થઈ ગયા હતા. એનું કારણ ડૉ. તારાચંદ બતાવે છે કે:—"નવા ચઢી આવનારાઓની એકતા અને સંપનું શિસ્ત રજપુતો કરતાં ઘણું સારું હતું. તેમનો એ સંપ બરાબરી ઉપર કાયમ હતો અને તેના હેઠળના દરેક માણસને તેમના ગુણો પ્રમાણે યોગ્ય બદલો મળતો. પછી ભલે તે ગરીબ હોય કે અમીર–ઉચ્ચ હોય કે નીચ–એક ગુલામ પણ રાજ્યના માલિક બની શકતે. બીજું કારણ મુસલમાનો યુદ્ધકળામાં સર્વોપરિપણું ભોગવતા હતા. હિન્દુ લશ્કર હયદળ (હાથી સવાર) અને પાયદળમાં વહેંચાયેલું હતું. જે તુર્કોના સખ્ત અને ઝડપી હુમલાઓ સામે ટકી શકતું ન હતું. તુર્કો હાલમાં પણ તિરંદાઝી અને અશ્વ-

કળામાં (ઘોડે સવારી)માં આખી દુનિયામાં આગળ પડતા છે.

"એ ઉપરાંત એ પણ ખરૂં છે કે તુર્કો અને અફઘાનોમાં એક બીજા પ્રત્યે દુશ્મનાવટ અને મતભેદો હતા પરંતુ રજપુતોમાં તેમના કરતાં એ ગુણો વધુ પ્રમાણમાં હતા."

જે બનાવો અમે ટૂંકમાં રજુ કર્યા છે. તે ઉપરથી સમજી ગયા હશો કે હિન્દમાં તુર્કો અને અફઘાનોના હુમલાઓ ધર્મના પ્રચાર માટે ન હતા. જુદા ધર્મના કારણે હિન્દુઓ ઉપર કોઈ જુલ્મો કરવામાં આવ્યાં નથી. એ પુરાવા માટે અમે ડૉ. તારાચંદના વિચારો પણ રજૂ કરી ચૂક્યા છીએ કેમ્બ્રીજ હિસ્ટરીમાં પણ એના કેટલાક પુરાવા મૌજૂદ છે.

"મૂર્તિભંજક મહમૂદે હિન્દુ સરદારોની એક ફોજ રાખી હતી. તેના પુત્ર મસઊદે મુસલમાન ઓફિસરોને હિન્દુઓની યોગ્ય કદ્ર કરવા તાકીદ આપી હતી. એક હિન્દુ ઓફિસર જનરલ તિલકને મુસલમાન હાકિમ અહમદ ન્યાલ્તગીનને જીતવા મોકલ્યો હતો તે હિન્દુ સરદારે મુસલમાનોને સખ્ત સજાઓ આપી છતાં પણ મસઊદે એક શબ્દ પણ ઉચ્ચાર્યો નહિ. એટલુંજ નહિ પરંતુ તેને મુસલમાન સરદારો જેટલી સત્તા આપી. મુહમ્મદ ઘોરીએ જમ્મુના હિન્દુ રાજાને સાથે મળી લાહોરના મુસલમાન ગવર્નર ખુસરવમુલ્ક ઉપર ચઢાઈ કરી એટલુંજ નહિ પરંતુ પોતાના સિક્કા ઉપર હિન્દુ શબ્દો કોતરાવ્યા.

એ ઉપરાંત જ્યાં સુધી રાજ્યની વ્યવસ્થાનો સંબંધ છે ત્યાં સુધી દેશની પ્રજા ઉપર કોઈ જુલ્મો હદથી વધુ થયા નથી. ડૉ. તારાચંદ લખે છે કે:–

"મુસલમાનોની રાજ્ય વ્યવસ્થા હિન્દુઓની રાજ્ય વ્યવસ્થાથી કંઈ જુદી ન હતી" કેમ્બ્રીજ

## મને પુછો

વિરહ નિરાશાની અનેરી મઝા મને પૂછો,
મિલન, વચનને નયનની કથા મને પુછો.
જીવન હૃદયમાં નથી તો નથી જીવન વિશ્વે,
તડપતા દિલમાં થતી ઝંખના મને પુછો.
ન: પૂછો દર્દ વિહોણા હૃદયને મઝા પૂછો,
ધડકતા દિલમાં થતી વેદના મને પૂછો.
ન: છોડો મીઠું હૃદય કેરા ઉંડા ઝખ્મો પર,
તમાન શબ્દો તણી તિવ્રતા મને પૂછો.
ન: પૂછો પિંજરે પૂરેલ બુલબુલોને એ,
વિહંગ મુક્તની સ્વતંત્રતા મને પૂછો.
મિલન ન થાય તો પરવા નથી મને યારો!
ખુદીની મસ્તીમાં મળતી મઝા મને પૂછો.
થયું છે માટીથી સર્જન તો ગર્વ શું છાજે!
ગુમાનીઓની થતી અવદશા મને પૂછો.
શું સાકી જામ મને દીધો તેં ફકત એકજ,
પરંતુ એથી વધેલી તૃષા મને પૂછો.
નિ: સ્વાર્થ સ્નેહમાં શંકા કરે "અનામી" કાં?
વહમથી થાય છે એ ભિન્નતા મને પૂછો.

"અનામી" ધોરાજવી

હિસ્ટરીમાં પણ એ વિષે વિસ્તારપૂર્વક લખવામાં આવ્યું છે, કે "ફોજી સુબેદારો દેશમાં શાંતિ જાળવતા, જ્યાં દેશમાં ફોજી શકિતનો ઉપયોગ કરવો પડતો ત્યાં એવા સંજોગોમાં તેઓ મેહસુલ ઉઘરાવવાના પણ જોખમદાર હતા એટલું છતાંયે સામાન્ય રીતે દરેક સંજોગોમાં દેશનું અને પ્રજાનું તેમજ રીતરિવાજો ઉપર પુરતું ધ્યાન રાખવામાં આવતું. ઝમીનદારો અને ખેડુતોનો હિસાબ જેમાં મહેસુલ વગેરેની લેવડ-દેવડ હોય છે તે કારભાર હિન્દુ મુન્શીઓ

પાસે હતો. એ ગણોત મુશ્કેલી વિના સરળતાથી વસૂલ થઈ જતો અને એ હિન્દુ મુખીઓજ વસૂલ કરતા હતા. હિન્દુઓના ઝઘડા તકરાર વગેરે તેમના પંચો દ્વારાજ પતાવવામાં આવતા હતા. કેટલીય ઝમીન હિન્દુ રાજાઓ કે ઝમીનદારોના કબજામાં રહેતી. એ ઝમીન તેમને ગણોત કે લગાનના પ્રમાણમાં આપવામાં આવતી હતી જો મુખ્ય હુકૂમત શક્તિશાળી હોય તોજ એ ગણોત વસૂલ થતું અને જો અશક્ત હોય તો વસૂલ થતું નહિ"

કેમ્બ્રીજ હિસ્ટરીમાં બીજી એક જગ્યાએ લખવામાં આવ્યું છે કેઃ—

"એમાં તો કંઈ શંકા નથી કે ગણોત વસૂલ કરવાનું, સરકારી હિસાબ કિતાબ અને દીવાનીની તમામ સત્તા એ યુગમાં પણ હિન્દુઓના હાથમાં હતી. કેટલીયે સદી લગી એ સત્તા તેમના હાથમાં રહી. તઘલખનો બળવો સમાવ્યા પછી બાદશાહ પાછો ફર્યો તો જે હોદ્દેદારો તેને પ્રત્યેક જગ્યાએ સુસ્વાગત માટે મળ્યા તેમાં રઈસ, ચૌધરી વગેરે હતા. પ્રથમના બે ટોળામાં વિદ્વાન હિન્દુઓ, ઝમીનદારો અને હાકિમો હતા. ત્રીજા ટોળામાં તે હિન્દુ આગેવાનો હતા જે હાલમાં પણ એજ અરબી નામથી પુકારવામાં આવે છે." બધી વાતનું સંશોધન કર્યા પછી કર્નલ વેલેસ્લી હેગ એ પરિણામ ઉપર આવ્યા છે કે "એ વાતને ખરી માનવાનું કંઈ કારણ નથી કે હિન્દુ ખેડુતોની સ્થિતિ મુસલમાનો હેઠળ હિન્દુઓ કરતાં બહુ ખરાબ હતી."

દુન્યાના બાકીના દેશોથી હિન્દની સ્થિતિની સરખામણી કરતા તેઓ લખે છે કે—"એ માની લેવુ જોઈએ કે ગુલામવંશના યુગમાં હિન્દુઓની સાથે કેટલીક જગ્યાએ હદથી વધુ

## શા માટે?

ભુલી બેઠા આજ તમે મારા ઉપકારો શા માટે!
આવી ગયા ભુલ ઈ તમારા પ્રેમ કરારો શા માટે!

શાને ગઈ ભુલાઈ હૃદયથી વાત વીતેલા જીવનની!
ઝણી ઝણી ઉઠતાં'તા તમ ઉરના સર્વે તારો શા માટે!

એટલું દિલથી આજ વિચારો કોઈ ભાગે છે તમકાજે!
હાય તમારા બદલી ગયા એ સર્વે વિચારો શા માટે!

યાદ નથી એ યાદ નથી શું પ્રેમ ભરેલા જીવનની!
આજ તિરસ્કારોમાં બળેલા છે, ઉદગારો શા માટે!

જેનું સેવન દિલના દ્વારે સાંજ સવારે થાતું'તું!
આજ બળીને ખાક થયા એ પ્રેમ તુમારો શા માટે!

જોઈ પાપોની દુન્યાનાં પાપ ભરેલા જીવનને!
આજ થયા છે બંધ તમારા દિલનાં દ્વારો શા માટે!

ઠોકર એક એની ખાધી છે, ઉઠવાની તો આશ નથી!
'બેદાર' છતાં પણ હાય કરે છે પ્રેમ સત્કારો શા માટે!

"બેદાર" કુતિયાણવી

---

વાત બની અને બળવા, તકરાર વગેરેની સજાઓ ઘણી સખ્ત આપવામાં આવી. પરંતુ એ વંશનો રાજ્ય કારભાર ઈંગ્લાંડના નૉરમન બાદશાહોથી ઓછો અન્યાયી અને સ્વાધીન ન હતો અને સ્પેઈન અને હોલેન્ડના ફિલીપ બીજાની સત્તાથી કંઈ વધુ સ્વછંદી ઉપર કાયમ હતો.*

અપૂર્ણ

---

* કેમ્બ્રીજ હિસ્ટરી ભા ૩ પ ૭૫

# જીવન કોરવાં છે.

'અદીબ' કુરૈશી.



ઉફ્......એ શરાબી આંખડીઓ!

એમની નિગાહે મદીરા સુરાની એક મોજ બની; મારી ઉર્મિઓને વહવી લઇ ગઇ—ન જાણે કયાં? નજરોથી ટપકતી મસ્તીને નિજના યાકૂતી ઓષ્ટો વચ્ચે સમાવી લઈ એમણે મારી શ્રવણ- વાટિકાને શબ્દોની સુરીલી બુન્દો પીવાડી દીધી.

"તમેએ તમારી શાઇરીના તરંગ ગુચ્છમાં કયા ખુશ-નસીબનું 'ધ્યાન' પરોવી લીધુ છે?"

હું શું જવાબ આપી શકતે? એ-કે જેની વધતી જતી મહબ્બત મારા દિલ અને દિમાગ મારી ઉર્મિઓ અને અંતર-ભાવનાઓ પર છવાતી જતી હતી. જેના ખીલતા રૂપ અને યૌવને મારી ઉર્મિઓમાં ડોલન શક્તિ લાવી મૂકી હતી. કવિતામાં 'જલન અને દર્દ' પેદા કરી દીધા હતા.

હા; એજ હરતી હતી તો તેના સમીપ હું મારી ઉમંગો અને અંતર વાન્છનાઓને કેવી રીતે અને કયા શબ્દોમાં પ્રકટ કરી શકતે? એજ તો મારા 'ગહન-ભેદ'ની તળ઼ ફ઼ી છે! એ ગહન ભેદ; જે આજ પાંચ વર્ષની મુદ્દત વિતી ગયા પછી પણ પૂર્વવત્ એક નૂતન જોમ અને જોશથી મારા દિલની ધડકનોમાં ઉછાળા લઈ રહ્યો છે. મારા ગીતોની તાલબદ્ધ કિન્તુ ધીમી ધીમી રાગિણીઓમાં પોતાની આગ ભડકાવી રહ્યો છે!

એવા અમૂલ્ય આ અનત-ભેદને હું 'ભેદની હદ'માંજ રાખવા ચાહતો હતો.. પરંતુ પ્રેમ-દીવાનાઓ રૂપ વિયેગમાં જે આશાઓ ચાહે છે, તે ફળે છે કયારે?

"જવાબ આપો ને!!" ને ફરી વાર બોલી ઉઠી. અને મને લાગ્યું કે મારી શ્રવણે-ન્દ્રિયથી લઇને અંતઃકરણ સુધી વ્યાપી ભીની-ભીની રાત્રિનું એક ઊર્મિ-ગીત ઉતરતું ચાલ્યું ગયું; ચાલ્યું ગયું અને મદોન્મત-નિર્ભાન દિલને છેડતું ગયું!

મારી ચૂપકીદી અને તેમની જવાબ જાણવાની ઉત્કંઠાની ખેંચતાણો વચ્ચે 'ભેદ' થરથરી રહ્યો હતો. અચાનક મારા હોઠ ફરકી ઉઠ્યા; પરંતુ શબ્દો ન જાણે કયાં ગુમ થઇ ગયા હતા! દિલની હયરાન પરેશાન ઉમ્મીદોનાં આશ્રયે અતે મેં તેના પ્રશ્નનો ટૂંકો જવાબ પાઠવી દીધો હતો કે-

"તમેજ મારા સર્વસ્વ છો!"

\+ + +

પળવાર તો તે એક અજાણ અને આશ્ચર્ય જનક ધ્રૂજારી અનુભવી રહી તેણીએ મને જોયો, અને તેણીના નયનો ધીરે ધીરે નીચા થતા ગયા.

"તમારા સવલનો અસંભવિત જવાબ સાંભળીને ચુપ થઇ ગયા ને! એ માટેજ હું જવાબ આપતાં ડરતો હતો!" મેં કહ્યું.

"નહિ! તે ગમગીન થતી બોલી" તમારો પ્રેમ મારા જીવનને શું નુકસાન કરી શકે છે. મારી અડગતા તમારા તરંગો અને બેફામ ઉમગોના ગાંડપણ ને કદિ પણ નહિ સ્વીકારે. હું તમારા માટે કંઈ.નહિં તો 'પત્થર'જ બની જઇશ. અને પછી સવાલ એ છે કે કદાચ હું તમારા પર મહેરબાન થવા ચાહું તો પણ કેમ થઈ શકું છું? આજે મારૂં રૂપ મારી, જવાની, મારૂં સર્વસ્વ એક બીજા ઇન્સાનના હાથમાં સોંપી દેવામાં આવ્યા છે. મારા જુનવાણી વિચારના 'માત

પિતાએ મને એક ક્રૂર અને વૃદ્ધાવસ્થાને આંગણે ઉભેલા શખ્સના હવાલે કરી દીધી છે. અને તેમના આ અઘટિત પગલાએ મારી તમામ આશાઓ અને ઉમંગો પર કફન ઓઢાડી દીધું છે. મારી વિવાહિત ઝિંદગી જો કે નિષ્ફળ અને ઝેરીલી છે, છતાંપણ એ નિષ્ફળતા અને જીવનનાં ઝેર મારા સ્વામી પ્રત્યે બે વફા થવા મને કદિએ કોઇપણ ભૂલ કરવાને પ્રેરી શકશે નહિ. અને હું મારા સ્ત્રી ધર્મને લાંચ્છન લગાડે તેવું કોઈ પણ કાર્ય કરવાને તત્પર નથી. હવે હું એક "પૂર્વની સંસ્કારી સ્ત્રી" છું. અને મારા પતિની દાસી છું. તમારી સામે જોવાને હવે મારી કને સહાનુભૂતિની એક નિર્મળ નજર પણ નથી!" ને તેણી પોતાની આ લાંબી અને દર્દ પૂર્ણ તકરીર પૂરી કર્યા પછી ચુપકીદીમા ડુબી ગઇ.

"તમેએ નાહક આવા લાંબા પ્રવચનની તકલીફ ઉઠાવી. હું તમારા "ફિરદોસી આસતના" (સ્વર્ગીય-સ્થાન)પર કદિ પણ સહાનુભૂતિની ભીખ માગવા નથી આવ્યો; ન આવીશ અને મને ખાત્રી છે કે ન હવે કોઇ દિ મને આપની કૃપાદ્રષ્ટિની "જાહેર-જરૂરત" પડશે બેહતર હતું, કે હું 'હુઝૂર'ના સવાલને ઠુકરાવીને ફગાવી દે તો યાદ રાખજો, હું પ્રેમ કરું છું, પરતુ તેની સાથે સાથે "જરૂરતથી વધુ ખુદ્દાર" પણ છું. હવે જાઉં છું. કદાચ ફરી કદિ ન આવવાને માટે!

હું આ કહી અને અસ્વસ્થ ચિત્તે ઉઠયો થોડાક કદમ ઉપાડયા. પરંતુ મારા ખભાઓ પર અચાનક એક શરદ હાથની ધ્રુજતી ફરી વળી. અને મારા કદમ ત્યાંજ થંભી ગયા.

"શું ચાહો છો? જીવનથી હતાશ કરીને મોતથી ભેટવાની એક આશાને પણ તોડી પાડવા માંગો છો તમે?" મેં ઉગ્રસ્વરે કહ્યું.

## "કવિ કહેવાય છે."

પુષ્પ ઉગી ને ખીલી કરમાય છે:<br>
એજ વાતોમાં જીવન સમજાય છે!<br>
સત્યનું રહ્યું નથી આ જગ હવે;<br>
ન થવાનું તો બધું અહીં થાય છે!<br>
તું ખુદા દુન્યા બનાવ એવી હવે;<br>
ભેદ ભાવો જ્યાં બધા વિસરાય છે!<br>
સત્ય કેરા ભેદ જે સમજી શકે:<br>
એજ દુન્યામાં બધે પુજાય છે!<br>
આપ સાકી જામ તું જલ્દી હવે:<br>
જો હવે કાળી ઘટા દેખાય છે!<br>
ભાવ સારા જે ભરે ગઝલો મહીં;<br>
એજ દુન્યામાં કવિ કહેવાય છે!<br>
પુત્રને જોઇને માતનું હૃદય,<br>
પ્યારથી કેવું કહો મલકાય છે!<br>
ભાગ્યહીન તે છતાં ફૂલાય કાં?<br>
ફૂલભરી ડાળીજ ઝૂકી જાય છે!<br>
ચાર દિનની છે આ "ખુરશીદ" ઝિંદગી.<br>
કેમ માનવ તે પરે લલચાય છે.

ખુરશીદ પીરાજાવી.

તે ગર્દન ઝૂકાવી શૂન્ય મનસ્ક ઉભીજ રહી. અને પછી ત્રુટિત શબ્દાવલિમાં બોલી-

"મારી મજબૂરીઓ કૃપા દ્રષ્ટિને પાત્ર છે" એ સાંભળીને હું સમજી શક્યો કે, એક સ્ત્રી કેવા ઉચ્ચ અને ગહન આદર્શોના ચાહક હોય છે! તેને પોતાની ઉર્મીઓને દબાવવાની તાકાત બહુજ ઓછી હોય છે. તેના કહેવાનો ભાવાર્થ હું સમજી ગયો મેં મુખ પરે સ્મિત રેખને દોરતાં કહ્યું: "એટલે કે તમારા કથનમાં ફક્ત શબ્દોજ હતા-હૃદય ઊર્મીઓથી જોજન દૂર વહી જનારા શબ્દો!" મેં તેને છેડતાં વ્યંગમાં પૂછી લીધું.

"એ વાત તદ્દન જૂદી છે." તે બોલી "મારી હૃદય ઊર્મીઓ અને શબ્દોમાં લેષ પણ ફેરક નથી; નિર્દોષ શાયર! હા, પરંતુ હું એ નથી ચાહતી કે કોઇ મારી વર્તનિક અશકિત ઓથી નારાઝ થઇને ચર્ચો જાય."

"નહિ, હું નારાઝ કેમ થવા લાગ્યે?" હું તેણની વાત સમજતાં બોલ્યો. "હું જાઉં છું પરંતુ પુનઃ જરૂર આવીશ; ફકત તે માટે કે હું તમોને તે બતાવી શકુ કે તમારા જવાબથી મને કેઇ અફ્સોસ નથી થયો સમજ્યા"

"તો આવશોને પાછા?"

"જરૂર આવીશ!" મેં તેને ચેકસ વિશ્વાસ આપતાં કહ્યું અને ત્યાંથી ચાલતો નીકળ્યો.

× × ×

અને પછી હમેશ તેમની સેવામાં હાજર થઇ જતો; એક કવિતા લઇને મારી શાયરીમાં હવે એક અપૂર્વ ક્રાન્તિ આવી ગઇ. મારી વિચાર સૃષ્ટિને નિત નવા વિષયો મળવા લાગ્યા. મારા અશઆરમાં "દર્દ અને વેદના" વધી ગયા. અને થોડાજ વખતમાં હું એ જાણી શકયો કે 'તેઓ મારી કવિતા પ્રત્યે સંપૂર્ણ આકર્ષાય છે.

× + ×

એક દિ' મેં ઉચ્ચાર્યું:—

"ન ચાહું છું, કોઇ દ્રષ્ટિ; સુખી સૃષ્ટિ,
અમી વૃષ્ટિ,
ફકત હું બોલતો જાઉં, તમે તે સૂણતા જાઓ!"

અને તેઓ હસી પડયા અને મને અભિનંદન આપતાં તેઓ બોલ્યા, "મારા શાયર! 'પહેલીની કડિકાની વસ્તુ ખરેખર પારકી છે. તે પરે મારો અધિકાર નથી, અને એ તમે સમજી ગયા છો તે તમારી લાંબી દૃષ્ટિનું પરિણામ છે. હા, બીજી કડીકા બરાબર છે. હું પણ એજ ચાહું છું કે "તમે કૈં બોલતા જાઓ ને હું સૂણ્યા કરું નિશદિન!" ફરી મારી કલ્પના-દિવડીમાં જ્યોત પ્રગટી

"તમે છો પારકા, હું પારકો યે નથી શકતો!
નહિ દેહ પર તો શબ્દો પર તો અધિકાર છે મુજનો!"

અને તેઓ સ્મિત ફરકાવતાં બોલ્યાં.

"ચોકકસ! મારા શબ્દો સાથે તમો રમત કરી શકો છો, તમે કવિ છો, તમને કદચ તેમાંથી પણ કાંઇ મળી જાય"

અને જુદા જુદા પ્રસંગે હું ગાતોજ રહ્યો—

"તમે ચાહો કે ના ચાહો મને મતલબ નથી તેથી,
દિવાનો છુ; દિવાનાને સમજ કાંઇ નથી હોતી!"

અને અંતે એક દિ' તો ખરેખર સળગી ઉઠયો, અને સાથે સાથે મારી કવિતા પણ ભડકી ઉઠી—

"કદિ પણ રંગ લાવી રહેશે આ 'પ્રેમ-રાખોડી
તમારું નામ લઇને ચેતશે તેમાંથી અંગારા!"

અને એક દિ' મેં પ્રાર્થના કરીને પણ જોઈ લીધું;

"હું ચાહું છું; મને તારી, તને મ્હારી હંમેશા
યદ હો દિલમાં!
નહિં તારી, નહીં મારી, અંકિત એક મૂર્તિ
આબાદ હો દિલમાં!

પરંતુ તેઓએ આ વાતને હસી કાઢી અને મારી પ્રેરણા વિયોગ-વેદનામાં સળગી સળગી અને ઓગળી ગઇ.

"ગઝબ કેવો ખુદાનો છે! હું મૂકિત માંય
પરવશ છું!
સમીપ તેઓ છે ને હું તેમને ભેટી નથી
શકતો!"

અને આમ સમય પસાર થતો ગયો મારી કવિતાને મ્હેલાવતો-તેમના જઝબાતોને વિકસાવતો!

પછી એ કાળમૂખો દિવસ પણ આવી લાગ્યો, જ્યારે હું તેમનાથી દૂર જિંદગીની એક નવીજ અનોખી રાહ પર જનારો હતો– મને રૂખ્સત કરતા તે બોલી હતી:

"મને તમારી શાઈરીથી મહબ્બત છે!"

મેં એ સાંભળ્યું અને ગાતો ગાતો ચાલ્યો ગયો.

●

વખત ના પસાર થવાની સાથે સાથે મારી ઉર-સદનમાં ફરી એક ક્રાન્તિ જન્મ લઈ રહી હતી અને કૌમની અવનતિની ગર્તામાં સબડતી હાલત મને અને મારી શાઇરીને સાદ પાડી રહી હતી અને સમજાવી રહી હતી "કે મારી શાઇરીને હું દેશ અને કૌમ ઉપર ન્યોચ્છાવર કરી દઉં હું શૌર્યગીતો રચું-લલકારું અને બુઝદિલ થઇ બેઠેલા દેશ-બંધુઓના શરીરમાં શૂરાતનની એક અપૂર્વ ચિન્ગારી ચેતવી દઉં. અને હવે તો મને પણ એમ લાગવા માંડ્યું હતું કે "એ મારી ફરજ છે."

પરંતુ, જુઓ... સાંભળો ભૂતકાળના ઉજળેલા 'પ્રેમ ઘૂમ્મટ'માંથી આવાઝ આવી રહ્યો છે. "મને તમારી શાઈરીથી મહબ્બત છે...મને તમારી શાઇરીથી અનહદ મહબ્બત છે!!"

આ તેનોજ આવાઝ છે. અને હાય, મારી શાઇરી જ્યારે "રૂમાની હદ"ને ઓળંગી અને કૌમની ઉન્નતિ-દર્શક "ક્રાંતિની હદ"માં પ્રવેશ કરશે, ત્યારે તેમની ઉમ્મીદો ખાકમાં મળી જશે. મારી મહબ્બતમાં તેમના માટે કોઇ ઝલક, મારી શાઇરીમાં તેમની કાવ્ય ભૂખી નઝર માટે કોઈ ચમક ન રહેશે, હું શું કરૂં? હે દિલ!

હવે હું તેમનાથી દૂર સુદૂર છું, મજબૂર છું દૂર થવાને! મારી શાઇરી હવે તેમના માટે નથી, મજબૂર છે તે તેની ન થવા માટે! તેઓ ત્યાં મારા પ્રેમ-ગીતો માટે તડપતા હશે. દિલમાં એક ન થઇ શક્યા લહેનો કાશ, તેમને કોઈ પૂછી લે: "કે તમેજ બતાવો, તમારો મજબૂર શાઇર શું કરે?"

બે રસ્તાઓ વચ્ચે ઉભો છું,–કઇ તરફ જાઉં, મારા ખુદા! (સુચિત)

# મને પૂછો.

પ્રણયમાં કેવી મળે છે વ્યથા મને પૂછો.
વ્યથામાં કેવી ઝરે છે મઝા મને પૂછો.
પ્રણયની હસ્તી નિભાવાને હું જગે કેવી,
સહી રહ્યો છુ વફા પર જફા મને પૂછો.

વમળથી રમતા કિનારાને શું ખબર એની?
વિરહમાં જાય છે કેવી નિશા મને પૂછો.
ખબર શું વૈદ તને અગના વિકારીની?
પ્રણયના રોગની શું છે દવા મને પૂછો.

લણે છે ભાઇ ગળા ભાઇના જગે આજે.
થઈ છે હિંદની કેવી દશા મને પૂછો.
જરૂર શી છે મને સહચરો કયામતની,
સનમ કરે છે કયામત બપા મને પૂછો.

બધુ મેં એગાના ચરણો ઉપર ધરી દીધું.
નયનના અશ્રુની શું છે બહા મને પૂછો.
બનો ન મુશ્કુશો 'અર્વિષ્ટ' બહાર જોઇને.
બગીચે પાનખર કેરી સજા મને પૂછો.

અનુભવે છે હજુ સ્વાદ તુ જગે એની,
કરી'તી સ્વર્ગમાં કોણે ખતા મને પૂછો.
'શમીમ' કોના વિયોગે રડે છે કકળીને
પ્રેણયમાં કોના થઇ અવદશા મને પૂછો.

"શમીમ" ધોરાજવી.

# પરિચીત સાદ!

'મુરાદ' કુરેશાની.

તેના કર્ણોએ એક અવાજ સાંભળ્યો માત્ર એક વરસો પૂરાણો જાણીતો સાદ! તે અવાજ, જેને તેણે પંદર વર્ષ સુધી સાંભળ્યો હતો. તે અવાજ, જેનું ગૂંજન સૌથી પ્રથમ તેના કર્ણોમાં થયુ હતું. અને જે તેના કર્ણોમાં અદ્યાપિ ગૂંજી રહયું છે. આજ પૂન. તેણે એ અવાજ સાંભળ્યો એનું હૃદય ધડકવા લાગ્યુ. તેનું શરીર ઠંડુગાર થઈ ગયુ

જગતની તમામ વસ્તુઓ તેના સમક્ષ નૃત્ય કરવા લાગી, અને શ્વાસ જાણે રૂંધાવા લાગ્યો. સવારે ઉઠતાં વેંત 'મોહનલાલે' તેને કહયું હતું કે એક 'મોટી ચકલી' જાળમાં ફસાઇ હતી: અને તેની મુલાકાત માટે તેણીએ તૈયાર થવાનું હતુ ઘણો 'માલ' મળવાની આશ હતી. હુકમ સાંભળી ને બની ઠનીને તૈયાર થઈ ગઇ હતી. તેણીએ પોતાના કેશકલાપને સુંદર રીતે ઓળ્યા હતા, અને પોતાની ઉમ્દા સાડી ધારણ કરી હતી અને પછી જ્યારે તે આરીસા સમક્ષ ખડી રહી હતી ત્યારે તેણી પોતાના સૌંદર્ય પર દિંગ થઇ ગઈ હતી. અને જ્યારે મોહન-લાલે તે સોનેરી ચકલીની આગમનની ખબર આપતાં તેણીને કહયું 'આજે તો બિલ્કુલ કયામત ભાસી રહી છો, બિલ્કુલ ઘાયલ કરી દેશો બિચારાને'. તો તેણીનો ચહેરો લાલાશથી તમતમી ઉઠયો હતો, અને તેણીએ હાસ્ય વેર્યું હતું. મોહનલાલ, તેના નવા ગ્રાહકના સ્વાગત માટે બહાર ગયો હતો અને તેણી પોતાના પૂરા ઠાઠ સાથે 'ગ્રાહક'ની પ્રતિક્ષા કરી રહી હતી પરંતુ અચાનક તેણીએ તે પરિચિત અવાજ સાંભળ્યો હતો, તેણીનું અંગ અંગ જાણે જલી ઉઠયું હતું તેનું દિલ ચહતું હતું કે કાશ! જમીન માર્ગ આપે અને તેણી તેમાં સમાઈ જાય છત આવી પડે અને તેણી તેમાં દબાઈ જાય. તેણીનો પોશાક તેને આગ જેવો લાગતો હતો, જે તેણીના આત્મા અને શરીરને જલાવી રહયો હતે. તેણીની કેશ-લટો, જે ખાસ પ્રકારથી બનાવવામાં આવી હતી અને જે તેની છાતી પર રમી રહી હતી, તેને સર્પ સમ ભાસવા લાગી. તેનું પ્રતિબિંબ જે સામેના આરીસામાં દેખાતું હતું, તેને તે ચૂડેલની તસ્વીર ભાસવા લાગી, તે કાંપવા લાગી, તેના શરીરમાં થરથરાટ હતો

એકજ ક્ષણમાં તેણી સમક્ષ ભૂતકાળ તરવરી રહ્યો. તે દિવસો જ્યારે તે પોતાના માત-પિતા અને ભાઇ સાથે જીવન-સુખ માણી રહી હતી, અને તે દિવસો જ્યારે તે અને તેનો ભાઇ સાથે ખેલતા હતા. તે દિવસો જ્યારે તેણીએ યુવાનીને આંગણે પગલા માંડયા હતા, અને તે કાળો દિવસ, જ્યારે એક પુરૂષે તેના જીવનમાં ડોકીયું કર્યું હતું, જેની યાદ હજીય તેણીની સ્મૃતિઓને સાથ હતી. તે દિવસ, જ્યારે તેણીએ તે પરાયા પુરૂષ પર વિશ્વાસ કર્યો હતો અને ગૃહત્યાગની પરાકાષ્ટાએ પ્રણય પહોંચ્યો હતો, અને એક એવા દુન્યાની લાલચે, જે એણે સ્વપ્નમાં જ નિહાળી હતી તે ભાગી છૂટી હતી. પરંતુ. તેનું એ સ્વપ્ન તૂટી ગયું હતું. તે દિવસ, જ્યારે તેણીનું સબકુછ લૂંટાઇ ચૂકયું હતું. અને તે એક હાર્યા જૂગારીની જેમ, શહેરની ગલીએ ગલીએ ભટકી ભીખ માંગી રહી હતી. એક રોટલી માત્ર એક રોટલી માટે તે ઘર ઘર ભટકી રહી હતી. અને તેના સાથીએ વાસના તૃપ્ત બની તેનો ત્યાગ કર્યો હતો. અને તે દિવસ જ્યારે તેણીએ 'વિપવા-આશ્રમ'ના દ્વારો ખખડાવ્યા હતા અને તેને પતિતા ગણી ધૂત્કારવામાં આવી હતી. દુન્યાએ તેને દોષિત ગણી હતી, તે એ લાયક ન હતી કે

તેણી પ્રતિ જગત ભાગ્યેજ દ'ષ્ટિએ નિહાળે. અને તે ખરેજ દોષિત હતી. આખર તેણે શીદ પ્રેમ કર્યો, એક પુરૂષને પોતાનો માલિક ગણી લીધો હૃદયના ઉંડાણમાં તેણીએ એક પર પુરૂષને શા માટે સ્થાન દીધું ? કેમ તેણીએ સમાજના કાનૂનોના વિરૂધ્ધ કાર્ય કર્યું ? એણે તરણાનો સહારો લીધો હતો. તેણીએ સ્વપ્ન સૃષ્ટિ રચી હતી અને તે સૃષ્ટિનો વિનાશ થઇ ગયો. તેણીએ પ્રણયને દૌલત સમજી તે દ્વારા દુનિયાના મોજ શોખના સાધનો ખરીદવા માંડયા પરંતુ દુનિયાએ પ્રણયના આ 'સીક્કા'ઓને ખોટા બતાવ્યા હતા

ભૂતકાળની કિતાબનું પ્રત્યેક પત્ર તેણી સમક્ષ હતું તે દ્રશ્ય પણ તેણીએ જોયું, જ્યારે તેણીએ નોકરી મેળવવા પ્રત્યેક દ્વારો ખટખટાવી મૂક્યાં, અને પ્રત્યેક દ્વિ'દષ્ટિ ધરાવતી શેઠાણીએ તેણીના સૌંદર્યને ભયકર સમજી ધૂત્કારી કાઢી હતી. પુનઃ તે વિવશ તેઓની નિગાહો સમક્ષ હતો જ્યારે તે ભીખ માંગવા માટે સડક પર ખડી હતી અને દુનિયાના 'ન્યાયી' સદ્ગૃહસ્થોએ તેને ભીખ આપવા મન્જૂર કર્યું હતું એક પૈસો નહિ .. એક રૂપિયો નહિ... પરંતુ દશ દશ રૂપિયા, એ શરત સાથે કે તેણી પોતાનું શરીર તેમને સોંપી દે. અને તે દિવસે જ્યારે 'મોહનલાલ' દલાલે તેને કહ્યું હતું કે આ દુનિયામાં તેણી માટે અન્ય સ્થાન નથી જ્યારે એની જિંદગી આમ વેડફી નાખવામાં આવે છે તો શા માટે તેણી પોતાના પેટ પૂરતું મેળવી લેવા પ્રયત્નો ન કરે તેણીનો આત્મા બરબાદ થઇ ચૂક્યો હતો, તેનું દિલ વિરાન થઇ ચૂક્યું હતું. તો પછી તેના 'શરીર'ની સંભાળથી શો ફાયદો ? અને આ તદ્દન એવુંજ હતું કે જાણે કોઇ મોતી ફેંકી દે અને છીપ રહેવા દે. અને પછી તેણી તેના સાથે જવા તૈયાર થઇ હતી...; અંતે તેણીને એક પ્રકારની શાંતિ મળી શકી હતી અને જ્યારે તેણી સેંકડોને ધુત્કારતી. અનેકને પોતાની ખુશામદ કરતાં જોતી, અને પગમાં આળોટતા જોતી ત્યારે તે વિજયી બની હાસ્ય કરતી. તે સમાજની તે બદલો લઇ રહી છે. ગાનતાથી, સમાજથી, ધર્મથી અને ખુદ પોતાથી જ્યારે પણ તેણીને આ જીવન ઉપર કંટાળો આવતો, તો તે અણગમાને તે મદિરામાં ગુમ કરી દેતી

પરંતુ આજ...આજ એની જિંદગીમાં પુનઃ પરિવર્તન આવ્યું હતું. તેનું દિલ, દિમાગ અને ખાનદાની પુનઃ જાગૃત થઇ ચૂક્યાં હતાં. એનું શરીર એના કાબૂમાં ન હતું. તેણી ખડી હતી, થરથરી રહી હતી, ખડખડી રહી હતી જાણે સૂકા વૃક્ષના સૂકાં પાંદડાઓ અને તે અવાજ તેને સંભળાયો, વહી પરિચીત અવાજ, થોડાક કદમ દૂરથી ! તેણીએ ચાહ્યું કે દ્વારો બંધ કરી દે. એણે વિચાર્યું કે તે બીજા કમરામાં ચાલી જાય પરંતુ તેના કદમો જાણે જમીનમાં ખૂંપી રહ્યા હતાં તેનો નવો 'ગ્રાહક' કાળની જેમ તેની નજદીક આવી રહ્યો હતો, એટલો નજદીક કે તેનો અવાજ સ્પષ્ટ સંભળાઇ રહ્યો હતો તે તે અવાજ ભૂલી શકી નહિ એવું લાગ્યું કે તે તેણી સમક્ષ આવ્યો અને તેના કદમ અટકી ગયા તેના મૂખથી માત્ર એટલાં શબ્દો સર્યા 'સ...રે...લા' તે અવાજ કેટલો આશ્ચર્ય, કેટલી દર્દ લાગણી, ભિન્ન હતો અને પછી એક ધબાકો થયો. આ ધબાકાએ તેને ચોંકાવી દીધો તે ચીસ પાડી ઉઠી એ ચીસમાં બન્ને-પ્રેમની લાગણી હતી નીચે દરેક તે પોતાના બન્નેના મૃત્યુ શરીર પર ઝૂકેલી હતી... " (ઉર્દૂ ઉપરથી)




મૌલાના અહમદ અશરફ નદ્દેરી

સવાલ અમો દુકાનમા પાચ માણસો કામ કરીએ છીએ તેમા ૨ મુસલમાન ત્યા ત્રણ બરમા છે અમારો શેઠ મુસલમાન છે ત્રણ બરમા શરાબ પીએ છે તેમ હાજત પર જતાં પાણીના બદલે કાગળ લીએ છે તે તેના મઝહબમા છે તેઓ ત્રણે અમારા સાથે ખાય છે, તેમ એકજ હંડીમાથી પાણી પીએ છે તે જોઇ મારૂ દિલ ઘણુજ દુખાય છે આ બાબતમા શરીઅત શુ ફરમાવે છે?

જવાબ પૂછેલી સુરતમા જ્યા સુધી તેઓના હાથ નાપાક હેવાનુ યકીન ન હોય ત્યા સુધી શરીઅત મુજબ સાથે ખાવમા કઇ વાંધો નથી છતા મુસલમાનને પોતાની તબીઅત અને સફાઇની રૂએ નફરત થાય છે માટે બેહતર તો એજ છે કે મુસલમાન પોતાનુ ખાના પીનુ અલગ રાખે પરતુ એ કામ યુકતિથી કરે આ પાણી દિની નફરત અને સફાઇ તેઓ સાથે ખટકરાર દુશ્મની અને ઝઘડાનું કારણ ન બને

સવાલ—અમારા ઘરમા બાલ બચ્ચાને સભાળવા બે બરમીઝ ઔરતે કામ કરે છે તેમ ખાવાનું પણ પકવે છે જો કે બહારથી છે છતા પણ દરેક ખાના—પીના ની ચીજોમા હાથ નાખ્યા કરે છે પાક નાપાકને સમજતી નથી તેમના હાથનું ખાવુ કેમ?

જવાબ—જાહેરી રીતે ગૈર મુસલમાન હાથ પર જ્યા સુધી નજાસત કે નાપાકી લાગેલી ન હોય કુલ વસ્તુ નાપાક થતી નથી પરતુ બનતા સુધી મુસલમાનના હાથનુ પકાવેલુ ખાના પીનામાં આવે તે ઘણું બેહતર છે અને એમાજ બરકતો અને એહતિયાત (સાવચેતી) છે

સવાલ—પોતાની ઔરત પાસે કુર્આન શરીફ પઢી શકાય કે નહિ?

જવાબ—ઔરત પોતાના ધણીને કુર્આન શરીફ શીખવી પઢાવી શકે છે

સવાલ પાચમાત મુસલમાન વસ્તીવાળા ગામમા જુમ્માની નમાઝ દસ પંદર વરસ થયા થાતુ હતી એક મૌલવીએ કહ્યું કે તમો નમાઝ પઢાવી શકતા નથી અરબીનો પુરો ઇલ્મ જાણો તથા તારેકુરદુન્યા જે હેય તેજ હકદાર છે, તમો દુન્યાદાર પઢાવશો તો મુફલિસ થઇ જશો જેથી જુમ્મા બધ થઇ ગયા

જવાબ—એવી નાની વસ્તીમાં હનફી મઝહબ પ્રમાણે જુમ્મા પઢવી ન જોઇએ જુમ્મા બદલે ઝોહરની નમાઝ પડે એવીજ રીતે હનફી મઝહબની માતબર કિતાબોમા મૌજૂદ છે આ જુમ્માની નમાઝ દુરસ્ત ન થવાનું કારણ કોઇના કહેવા પ્રમાણે સવાલમાં લખ્યુ છે તે બાબત ખોટી છે

સવાલ—મસ્જિદની મારેકાની જુની વસ્તુઓ વેચી મસ્જિદના ઉપયોગમા લઇ શકાય કે કેમ?

જવાબ—મસ્જિદની જે વસ્તુ ખપ વગરની હો તે વેચવી જાઇઝ છે અને તેના નાણા તેજ મસ્જિદમા વાપરવામાં આવે બીજા કોઇ ઉપયોગમા લઇ શકાય નહી

સવાલ—મસ્જિદની રોકડ રકમ બેંક ખાતે જમા છે અથવા બેંકના શેર ખરીદ્યા છે એનું મળેલું ડીવીડન્ડ મસ્જિદના ઉપયોગમા લઇ શકાય નહિ

જવાબ—બેંકના શેર ખરીદવા ન જોઇએ કારણ કે તેમા કોઇ પ્રકારનો વેપાર થતો નથી બલ્કે વ્યાજનો ધધો થાય છે મજબૂરીની હાલતમા મસ્જિદના નાણાની સભાળ માટે

બેંકમાં રકમ રાખવામાં આવે એમાં કંઇ વાંધો નથી, વ્યાજ લેવાની નિય્યતથી ન રાખવી જોઇએ તેઓ પોતાના કાયદા અનુસાર આપે તો તે રકમ મસ્જિદની સંડાસ કે ભંગીના પગારમાં વાપરી નાંખવામાં આવે

સવાલઃ-ખરીદનાર અને વેચનાર જે કમીશન આપે છે તેને લેવું જાઇઝ છે?

જવાબઃ-જ્યારે કમીશન દેવાનો રીવાજ હોય તો લેવામાં વાંધો નથી જાઇઝ છે હકીકતમાં એ મહેનતાણું છે.

સવાલઃ-તોલ કરનાર માણસને ખુશ કરવો કે જેથી માલ કંઇક સારો આવે છે અને તોલ પણ સારૂ કરી આપે છે તો તે લાવવો જાઇઝ છે કે નહી?

જવાબઃ-તોલ કરનાર તેમજ મજુરોને ખુશ કરી તોલથી વધારે માલ લાવવો જાઇઝ નથી, વધારેનો માલ હરામ ગણાશે. એ નિય્યતથી તોલ કરનાર મજુરો તેમજ મહેતાજીને કંઇ આપવું જાઇઝ નથી એ તો રૂશ્વત છે.

સવાલઃ એક નાનું ગામડુ છે અને તેમા પાંચ યા સાત મુસલમાનોના ઘર છે મૌલવી અથવા મુલ્લાનુ ઘર નથી અને કમ વસ્તીના કારણે મૌલ્વી યા મુલ્લાને રાખી શકે એટલી શકિત પણ નથી. વસ્તી ગરીબ છે અને વસ્તીમાં વધારે પઢેલા એલમતરા સુધી યા તો એનાથી પણ કમ છે તો એ એમાથી કોણ પઢાવે કે નમાઝ સહીહ થશે.

જવાબઃ-મજકુર વસ્તીમાં જે પાંચ સાત મુસલમાનો મૌજૂદ છે ને એમાંથી જે વધુ પઢેલો હોય અને મસાએલ જાણતો હોય તે ઇમામ બની નમાઝ પઢાવે અને ઝરૂરી મસઅલા આલીમોને પૂછી અથવા ગુજરાતીમાં મસાએલની કિતાબો વાંચી વાકેફ થાય.

સવાલઃ-કરાચીમાં એક મીલ બંધાય છે તેમાં રૂા. ૧૦૦)નો એક શેર નંગ ૧) ભરેલો છે તો મીલના શેર ભરવા જાઇઝ છે કે નહીં અને તે રકમમાં નફાનું ડીવીડન્ડ મળે તે પણ જાઇઝ છે?

જવાબઃ-મિલ્સ, કારખાનાઓ, કંપનીઓના શેર ખરીદવા જાઇઝ છે અને તેના નફાની રકમનું ડીવીડન્ડ મળે તે પણ જાઇઝ છે.

સવાલઃ-એક હાફિઝ સાહેબ આસરે ઉમર ૫૦ વરસનો છે. સહી પઢનાર છે. જરૂરી મસઅલા વગેરે પણ જાણે છે. બાજો એક મૌલવી છે હાફિઝ નથી પણ નાઝિરા છે ઉમર વરસ ૪૦-૪૫ની છે આ બેમાથી ઈદની નમાઝ માટે કોને ઇમામ બનાવવો જોઇએ?

જવાબઃ-નમાઝ પઢાવવા માટે આલિમ, અફઝલ છે કારણ કે આલિમ વધુ મસાએલ જાણે છે. અને હાફિઝે કુર્આન કે જે જરૂરી મસાએલથી વાકેફ હોય તે પણ નમાઝ પઢાવી શકે છે ફિસાદ અને ફિત્નો ન થવો જોઇએ સૌવેથી વધુએ જરૂરી છે

સવાલઃ-મસ્જિદમાં જમાતખાનામાં દીવેલ અથવા ઘાસતેલ એ બંનેમાંથી કંઇ વસ્તુની બત્તી બાળવી બહેતર છે.

જવાબઃ-હાબેલ મસ્જિદમાં ઘાસતેલ બાળવું મકરૂહ તાહરીમી છે માટે બચવું જોઇએ.

સવાલઃ-વગર કારણે રમઝાન શરીફનો રોઝો છોડી મૂકવાથી ફકત કઝા છે યા કફ્ફારો યા બન્ને છે?

જવાબઃ-વગર કારણે રમઝાન શરીફનો રોઝો છોડી દેવાથી ફકત કઝા લાઝીમ આવશે કફ્ફારો નહીં પરંતુ વગર કારણે છોડી દેવાથી ગુનેહગાર થશે. પણ રોઝો રાખીને તોડી નાંખ્યો તો કફ્ફારો લાઝીમ આવશે.

# કેટલીક રસપ્રદ વાતો

અનુ: અનિરૂદ્ધ-બીન-પે

(ગતાંકથી ચાલુ)

## આપણે કેમ લખીએ છીએ?

આપણામાંના ઘણા એવા છે, કે જેઓ લખે છે, એ લખવા પાછળ તેમના કોઈ ન કોઈ હેતુ અને આદર્શ તો હોયજ છે, તથાપિ ઘણાઓ હજી સુધી એ નથી સમજ્યા કે તેઓ શા માટે લખે છે? એકવાર પંડિત જવાહરલાલ નેહરૂને પૂછવામાં આવ્યું હતું, કે: "તમે કેમ લખો છો?"

એના જવાબમાં તેમણે કહેલું કે: "એનો જવાબ એ પણ હોઈ શકે છે, કે પૈસા કમાવા માટે" કેટલાકોના સંબંધમાં એ સાચું પણ છે કારણ કે તેઓ કમાવાના આશયથી જેવા પ્રકારના પત્રો હોય, તેવા પ્રકારના પત્રો માટે તેમના તંત્રીઓ અને વાચકોની માંગણી અનુસાર લેખનો લખે છે. કેટલાક લોકો દિલ બહેલાવવા માટે, સમય પસાર કરવા માટે અથવા દુઃખ ભૂલવા માટે લખે છે.

આ જવાબ એક હદ સુધી સાચો છે, પણ સંપૂર્ણપણે તો સાચો નથીજ. એવું સાહિત્ય ટૂંકજીવી હોય છે. કેટલાક માણસો એવા પણ છે, કે જેઓ ચોક્કસ પ્રકારના આદર્શો સેવે છે, ભાવનાઓ રાખે છે. તેમના ચોક્કસ પ્રકારની વિચારસરણીઓ અને સિદ્ધાંતો ધરાવે છે એ પ્રકારે તેઓ જગતનું ઘડતર કરવા માગતા હોય છે. આવા પ્રકારના માણસો સરસ સાહિત્યકાર બની શકે છે, આવો સાહિત્યકાર રાજકારણમાં અટવાઈ નહિ જાય તો તે જગત વ્યવસ્થા અને તેના ઘડતર અંગે ઘણી રચનાત્મક અને સર્જનાત્મક વિચાર-કણિકાઓ રજૂ કરે છે. એવા માણસો, એવા સાહિત્યકારો લખવા માગતા ન હોય છતાં તેમની કલ્પનાઓ તેમને લખવા માટે મજબૂર કરે છે આવા લોકો પોતાનીજ ધૂનમાં મસ્ત હોય છે. લોકો શું માંગે છે? તેની મુદ્દલ પરવાહ કરતા નથી.

ગમે એવી દુષ્કરતાઓ, વિકટતાઓ અને મુશ્કેલીઓ વચ્ચે તેઓ સાહિત્ય સર્જન કરતા હોય છે. આ સાહિત્યજ ચિરંજીવ રહે છે. એવાં સાહિત્યકારોજ સાચા અર્થોમાં સાહિત્યકારો હોય છે

અક્ષર વિજ્ઞાનના નિષ્ણાતો માને છે, કે માણસના હસ્તાક્ષરો પરથી લખનારના વ્યક્તિત્વ, ચારિત્ર્ય, અને ગુણો જાણી શકાય છે.

તમારા હસ્તો ઠંડા હશે, તો તમારું લેખન ગીચ હશે, ને તમે નાના અક્ષરો લખશો

તમે થાકેલા હશો, તો મોટા મોટા અક્ષરો લખશો. તમે આકુળ વ્યાકુળ અને વ્યગ્ર હશો, તો તમારા અક્ષરો ગમે તેવા ગુંચવાયેલા હશે.

તમને સંપૂર્ણ માનસિક શાન્તિ હશે, તો લેખનમાં સ્વચ્છતા અને શૈલિમાં ઝમક હશે. અસ્થિર માનસના હશો, તો અક્ષરોમાં મેળ હશે નહિ ઉમંગી અને ઉત્સાહિ હશો, તો અક્ષરોના શણગારની મુદ્દલે પરવાહ કરશો નહિ.

સંગીત પ્રિય હશો, તો વિરામ ચિહ્નો માટે ખાસ તકેદારી રાખતા હશો.

ચિત્રકળાના ઉપાસક હશો, તો વિરામ ચિહ્નોમાં ચોકસ પ્રકારની સંભાળ રાખતા હશો.

તમારા હાથમાં જુંબિશ હશે, તો તમારા સ્વભાવમાં ચંચળતા અને રમૂજ વૃત્તિ હશે.

જો તમે ગણિત શાસ્ત્રી હશો, તો તેની ઝનક તમારા હસ્તાક્ષરમાં પણ હશે. અક્ષરો પણ ગણી ગણીને અને વિરામ ચિહ્નો ચોકસાઈ પૂર્વક કાઢશો.

ઉભાકા અને મોટા અક્ષરો વાળાઓ ઉદાર દિલ, મિલનસાર, અને પ્રેમાળ હોય છે.

જો તમે મેહનતુ, જિદ્દી, અરસિક અને ઓછા બોલા હશો, તો તમારા હસ્તાક્ષરો ભિંચાયલા અને તંગ હશે.

ગોળ અને ઉભાકા હસ્તાક્ષરો વાળો માણસ લાગણી અને ભાવના પ્રધાન હશે.

(વધુ માટે જુઓ પાનું ૪૦ મું)

# ઈસ્લામી પુસ્તકાલયો

ગુજ. ભાષાંતરકાર :--સાહેદ-અલ બકીરી.

( ગતાંકથી ચાલુ )

કાહિરહ અને કર્તૂબહના પુસ્તકાલયો પણ ધીમે ધીમે આવાજ મરણ ડચકાં લેતાં લેતાં નેસ્ત નાબૂદ થઇ ગયા. ખલીફહ અલ-હકમ ફાતિમીની વફાત સમયે કાહિરહના કુતુબખાનાઓની હાલત હજુ સારી હતી. એના ઉત્તરાધિકારીના વઝીર અબૂલ કાસિમ અલી બિન અહમદ અલ-જરજાઇએ હિ. સ. ૪૩૫ (ઇ. સ. ૧૦૪૩)માં એનું નવું લીસ્ટ તૈયાર કરાવ્યુ જિલ્દો (પુઠા)ની મરંમ્મત અને સુધારણા પણ કરાવી. ૧૩૪ પરંતુ ધીમે ધીમે આ પુસ્તકાલય પણ પડતી પ્રત્યે ઘસડાતુ ગયું. ખલીફહ અલ- મુસ્તનસિર (હિ. સ. ૪૨૬-૪૮૮=ઇ સ ૧૦૩૫-૧૦૯૪)ના શાસન સમયમાં કાહિરહમાં એક મોટો બળવો થયો. એટલે તેના લશ્કરના હબશી સૈનિકો મિસરી સિપાહ સાલાર નાસિરુદ્દૌલહ બિન હમદાનની સરદારીમાં તુર્કી સૈનિકો સાથે લડી પડયા. છેવટે મોટી મેહનતે નાસિરુદ્દૌલહએ હિ. સ. ૪૬૧ (ઇ સ. ૧૦૬૮)માં બંડખોરોને હરાવ્યા અને પોતને માટે તથા પોતાના સૈનિકો માટે ઘણો મોટો બદલો ખલીફહ પાસે માંગ્યો. એના સાથીઓમાં વઝીર અબૂફરજ મુહમ્મદ બિન જઅફર અલ-મગરિબી પણ હતો. તેણે પોતાની મહેનતના બદલામાં એટલી કિતાબો મેળવી જે ૨૫ ઊંટો ઉપર લાદવામાં આવી. જોકે તેની માંગણી માત્ર પાંચ હઝાર દીનારની હતી. પરંતુ જે કિતાબો તેણે પોતાને માટે ચુંટી લીધી તેની કીંમત એક લાખ દીનાર કરતાં પણ વધારે હતી ૧૩૫ .

એજ વર્ષે તુર્કી સૈન્યો-જે મોટી સંખ્યામાં હતા. ક્રોધે ભરાયા હતા અને ઝબરદસ્ત તાકતને પોતાના હાથમાં લઇ ચૂક્યા હતા-નાસિરુદ્દૌલહ અને તેના સાથીઓને કાહિરહમાંથી કાઢી મૂકયા અને કેટલાએ મકાનોને લૂંટવા ને નાશ કરવા માંડયા. તેમાં શાહી મહાલયનું પુસ્તકાલય પણ હતું. તે એમની વિનાશલીલામાંથી બચી શકયુ નહિ પરંતુ મહેલની અંદરનુ પુસ્તકાલય (ખઝાઇનુલ કુતુબ દાખિલહ)માં જે કિતાબો હતી તે એ કારણે બચી ગઈ કે એ પુસ્તકાલયમાં જવાનો એક છુપો માર્ગ હતો. ૧૩૬ બાકી કિતાબો ઇસ્કંદરિયહના એક ગવર્નરના હાથમાં આવી ગઇ. તેનું નામ જાણી શકાયું નથી. જ્યારે આ કિતાબો ફરી કાહિરહ મોકલવામાં આવી ત્યારે હબશી ગુલામોએ લુંટી લીધી ચંપલ બનાવવાને માટે તેની (ચામડાની) જિલ્દો ફાડી નાખી અને પાનાઓ બળી નાખ્યા. એનુ કારણ એવું બતાવવામાં આવ્યું કે આ કિતાબો કસરે સુલ્તાની (શાહી મહેલ)માંથી આવી હતી અને તે મઝહબી દ્રષ્ટિએ તેમના અકાઇદ વિરૂદ્ધ હતી. ૧૩૮ બાકીની કિતાબો ફેંકી

૧૩૪ તારીખુલ હુકમા, અલ-કિફ્તી: પા. ૪૪૦

૧૩૫ મિકરેયઝી: જિ-૧, પા ૪૦૮-૪૦૯

૧૩૬ " "

૧૩૮ બધાય જાણે છે કે ફાતિમી ખુલફા બધા શિયહ હતા. પરંતુ મિસ્રના ઘણા લોકો સુન્ની મઝહબના હતા હબશી ગુલામો પણ સુન્ની હતા.

દેવામાં આવી ને તેના ભાગો છિન્ન ભિન્ન કરીને ઉડાવી દેવામા આવ્યા. જે ભાગ બાળી શકાયો ન હતો તે માટીમાં ભળીને એક મોટો ટેકરો થઇ ગયો હતો તે તલ્લાતુલ કુતુબ (ગ્રંથ ઢગ)ના નામથી પ્રખ્યાત ટેકરાઓની પાસે આજે પણ મૌજૂદ છે. ૧૩૯

ફાતમી ખુલ્ફાના પુસ્તકાલયોના વિનાશની દાસ્તાન અત્રેજ પૂરી થઇ જતી નથી, બલ્કે હિ. સ. ૫૬૭ (ઇ. સ. ૧૧૭૧)માં જ્યારે સુલ્તાન સલાહુદ્દીને મિસ્રને ફતહ કર્યું છે, ત્યારે તેણે પણ તેની બરબાદીમાં ભાગ લીધો છે જેવું કે ઉપર વર્ણન થઇ ચૂકયુ છે, તેણે પોતાના વઝીર કાઝી અલ-ફાઝિલ અબ્દુર્રહીમ બિન અલીને એક લાખ કિતાબો આપી દીધી અને બાકીની નીલામ કરાવી નખી. આ નીલામ અઠવાડિયામાં બે વાર થતું હતુ અને એક વર્ષ સુધી થતું રહ્યું કેમકે હિ સ ૫૭૨ (ઇ સ ૧૧૭૬)મા સલાહુદ્દીનના કાતિબ (સેક્રેટરી) મુવર્રિખ ઇમાદુદ્દીન ઇસ્ફહાની પણ આ કિતાબોને ખરીદનારાઓમાં હતા જોકે સલાહુદ્દીનના હુકમથી કિતાબોની કીંમત તેમની પાસેથી લેવાતી ન હતી. ૧૪૦

કર્તુબહના પુસ્તકાલયનું પણ આવુજ દર્દનાક પરિણામ આવ્યું બલ્કિ ખલીફહ હિશ્શામ (બીજા)ના સમયમાં-જ્યારે કે બધી સત્તા વઝીર મન્સૂર બિન આમિરના હાથમા હતી એણે ફિલસોફી, ઇલ્મે કલામ વગયરહની તમામ કિતાબો કઢાવીને કંઇક બાળી મૂકી અને કંઇક શાહી મહેલના કૂવામાં ફેંકાવી દીધી. ૧૪૧ અને તેના ઉપર ધૂળ પત્થરા નાખીને પૂરાવી દેવામાં આવ્યું. ૧૪૨ થોડા વર્ષ પછી જ્યારે પાંચમી સદીમાં કર્તૂબહ ઉપર બર્બરી સૈન્યે આક્રમણ કર્યું. વઝીર અલ-વાઝિહ (મન્સૂરના પાલક) એ આ બાકી રહેલા પુસ્તકાલયનો એક ભાગ વેચી નાખ્યો અને શેષ રહેલો બાજો ભાગ વિજેતાઓએ તબાહ અને બરબાદ કરી નાખ્યો.૧૪૩ એ પછી પણ કેટલીક કિતાબો રહી ગઇ હતી, તે તલીતલહ (ટાલેડો) લાવવામાં આવી અને ઘણું કરીને બનૂઝૂન્નુનના સુંદર પુસ્તકાલયનો શણગાર બની. આ તે સમય હતો, જ્યારે કે ખલીફહ હિશ્શામ (ત્રીજા)ની વફાત સમયે સ્પેઇન નાના નાના રજવાડાઓમાં વહેંચાઈ ગયું હતુ ૧૪૪

સાતમી સદી હિજરી ખિલાફતની આઝાદી માટે વિનાશકારી નિવડી, તેવીજ રીતે તે અરબી તમદ્દુન અને ઇસ્લામી પુસ્તકાલયો

---

૧૩૯ "તલ્લાતુલ કુતુબ" શબ્દ ઉપરથી જણાય છે કે તે પાપીરસ (કાઘીર)નો ઢગલો હતો જે અરબી કિતાબોના પાના નહિ, બલ્કે પ્રાચીન મિસ્રી કાઘીર હતા. તેમાં આજે પણ સંશોધકો માટે દિલચસ્પી છે.

૧૪૦ મિકરીઝી: જિ.-૧, પા.-૪૦૯. ઇબ્ને ખલ્દૂન: જિ.-૪, પા-૮ આ બયાન વિરૂદ્ધ અબૂશામહ (રવઝતયનના કર્તા) લખે છે કે સલાહુદ્દીને કાઝી અલ-ફાઝિલને કિતાબોની ચુટણી અને વેચાણના કામ ઉપર દેખરેખ રાખવાનું સોપ્યું હતું. તે કીંમતી કિતાબોની જિલ્દો કાઢીને એક ખાડામાં ભેગી કરતા હતા કે કિતાબો પૂરી થયા પછી તેને મામૂલી કીંમતે વેચી નાખે, જે તદ્દન બેકાર અને ખરાબ હતી.

૧૪૧ રવઝતયન: પા.-૨૨૮,

૧૪૨ તબકાતુલ ઉમમ: પા.-૧૬૬.

૧૪૩ ઇબ્ને ખલ્દૂન: જિ.-૪, પા.-૧૪૬. મુકરી: જિ.-૧, પા.-૧૮૦ (લીડન મુદ્રિત: જિ.-૧, પા.-૨૪૯-૨૫૦)

૧૪૪ રીબેરાની કૃતિ.

માટે પણ કંઇ ઓછી વિનાશકારી ન હતી. ધીમે ધીમે આ વિશાળ ઇસ્લામી સામ્રાજ્ય ઉપર-જે રાજ્યકર્તાઓની ચાલુ ખાના જંગીઓને કારણે ઘણું નિર્બળ થઇ ગયું હતું. અને પડતી પ્રત્યે ઘસડાઈ રહ્યું હતું બે કોમો એટલે તાતારી અને પશ્ચિમના ઇસાઇ સૈન્યોએ આક્રમણ કર્યું. જો કે તેઓ ધર્મ અને સંસ્કૃતિમાં એકનાથી તદ્દન ભિન્ન હતા, છતાં પણ તે આ તમામ વસ્તુઓનો નાશ કરવાને ઉત્સુક હતા, જે તેમના હરીફોને ઘણી પ્રિય હતી. પરંતુ જ્યારે કે સ્પેઇનના ઇસાઈ એક તરફ મુસલમાનોને કાઢી મૂકીને "અરબી તમદ્દુન"ને બદલે પોતાની સંસ્કૃતિ કાયમ કરવા ઇચ્છતા હતા (જો કે તેઓ મોટે અંશે અરબી તમદ્દુનથી આકર્ષાયા હતા) ત્યારે બીજી તરફ મુગલો (તાતારીઓ)એ-જેઓ ઘણાજ ઓછા સંસ્કૃતિશાળી હતા ઇસ્લામી ધર્મ સ્વીકારી લીધો અને ધીમે ધીમે આ નવ મુસ્લિમોમાં પણ ઇસ્લામ ધર્મે પુસ્તકોનો શોક ઉત્પન્ન કરી દીધો[૧૪૫] હિન્દુસ્તાનમાં કાયમ થએલા મોગલ વંશે સૌથી પ્રથમ દિમાગી ખુરાકની આવશ્યકતાને સ્વીકારી. બધી વિદ્યાકળાને ઉત્તેજન આપ્યું અને તેની રક્ષા કરી. એમના શાસન સમયમાં પુસ્તકાલયો સ્થાપ્યા, જેમાં અરબોના મહાનતર તમદ્દુની વારસાનું બાકી સાકી ભેગું કરવામાં આવ્યું હતુ એમના પછી ઉસ્માની તુર્કોએ પણ પોતાના પાટનગર ઇસ્તમ્બુલમાં, ખાસ કરીને સોળમી અને સત્તરમી સદીમાં મોટા મોટા પુસ્તકાલયો કાયમ કર્યા. તેમાંથી ઘણા મસ્જિદો સાથે સંકળાયલા હતા. સૌથી કીમતી અને દુર્લભ પુસ્તકાલય ખૂદ તુર્કી સુલ્તાનોની વંશપરંપરા ઇમલાકમાંથી તૈયાર થયું હતું. વિશેષતર ઓગણીસમી અને વીસમી સદીમાં

મોગલ કોમોમાં દેશપ્રેમ, આઝાદી અને પોતાની સંસ્કૃતિને સભ્યતાના પવિત્ર વારસાની રક્ષાનો જુસ્સો ઉત્પન્ન થઈ ગયો. આજ જુસ્સાએ પૂર્વ ઇસ્લામિસ્તાનને પણ ગફલતની નિંદ્રામાંથી જાગૃત કરી દીધું છે. યૂરપના અનુકરણમાં સંસ્કૃતિ અને સભ્યતાની તમામ વસ્તુઓને જિન્દા અને કાઇમ કરવામાં આવી છે. એની સાથેજ પુસ્તકાલયોને પણ નવજીવન મળ્યું છે. ઇસ્લામી-જગતમાં હાલમાં જે પુસ્તકાલયો મોજૂદ છે. તે જો કે તેમના શાનદાર ભવિષ્યની સરખામણીમાં બિલકુલ મામૂલી કોશીશ છે. છતાં તેનાથી ઇસ્લામી તહઝીબને નવજીવન આપવાની અને પોતાના ખઝાનાઓને વ્યવસ્થિત કરવાની લાગણી સ્પષ્ટ જણાઇ આવે છે મિસ્ર જે યૂરપની પાસેનો સંબંધ ધરાવે છે-સૌથી પ્રથમ યૂરોપીયન ઢબના પુસ્તકાલયો સ્થાપવાની જરૂરતને પીછાણી. આદિઆનું "ખદીવિયલ" પુસ્તકાલય, જે હવે "અલ-શોગિરયલ" કુતુબખાનું બની ગયું છે. તેને સૌથી પ્રથમ જર્મન વિદ્વાન ઇસ્ટપયાએ, રોલઝર અને સોરટીએ વ્યવસ્થિત કર્યું છે. આ પુસ્તકાલયમાં કેટલાએ કીમતી હસ્તલિખિત ગ્રંથો છે. જે આ પહેલા મિસ્રની ભિન્ન ભિન્ન મસ્જિદોમાં પ્રસરેલ હતા. તેને હવે વર્તમાન ઢબ પ્રમાણે ગોઠવવામાં આવ્યા છે જેનાથી બધી કોમો લાભ લઇ શકે છે.

મઝકૂર પુસ્તકાલયના પહેલા વ્યવસ્થાપક ઇસ્ટપયાના સમયથી આ કુતુબખાનામાં શિક્ષીત કાતિઓનો એક ખાસ સ્ટાફ મોજૂદ હતો. જે વિદ્વાનો અને સંશોધકોની ઇચ્છા પ્રમાણે તેમને માટે એમાંની કૃતિઓની ખરી નકલો

---

[૧૪૫] શુક્ર છે કે મિસ ફિન્ટોએ કિતાબોનો શોક ઉત્પન્ન કરનાર ઇસ્લામને સ્વીકારી લીધો.

કરી આપતા હતા. હાલમાં આ પુસ્તકાલયમાં ફોટોગ્રાફી વડે કિતાબોની નકલો લેવાનો તરીકો પ્રચલિત કરવામાં આવ્યો છે.

આ પુસ્તકાલય સિવાય મિસ્ર તે ખાનગી પુસ્તકાલયોના અસ્તિત્વ માટે પણ ગર્વ કરી શકે છે, જેમાં અમૂલ્ય હસ્ત લિખીત ગ્રંથો મોજૂદ છે. એમાંથી "તૈમુરિય્યહ" પુસ્તકાલય મોટું મહત્વ ધરાવે છે. એના માલિક અમીર અહમદ તૈમૂર પાશા મિસ્રના મહાન વિદ્વાનો-માંથી છે. ૧૪૬ ઇસ્તમ્બુલ પણ આ વિષયમાં પાછળ રહ્યું નથી. ઉપર વર્ણવ્યા પ્રમાણે આ શહેરમાં સોળમી અને સતરમી સદીમાં કેટલાએ પુસ્તકાલયો હતા. તેમાંના પુસ્તકો અનેક મદ્રેસા અને મસ્જિદોમાં વેર વિખેર થઈ ગયે છે. આ તમામ પુસ્તકોની એક ફિહરિસ્ત આલીમ જિલ્દોમાં તૈયાર કરવામાં આવી છે. જો કે આ ફિહરિસ્તમાં હજુ ઘણો સુધારો વધારો કરવાને અવકાશ છે. વિદ્યાર્થીઓ માટે કાર્યાલયો, યની-ર્વાસિઅ, તોપ કપોસરાઇ, હમિદીય્યહ વગયરહ પુસ્તકાલયો પુસ્તકોના અમૂલ્ય ભંડારો છે. એમાંથી કોઇ કોઇ અત્યંત અગત્યની અને દુર્લભ કિતાબ મળી આવે છે. આ વાત ચકીની છે કે પ્રજા સત્તાક તુર્કી આ ખઝાનાઓનું રક્ષણ કરવું પોતાની ફર્ઝ સમજશે અને પહેલાં કરતાં વિશેષ યૂરોપના વિદ્યાર્થીઓને એનો લાભ લેવા દેશે.

પાછલા કેટલાક વર્ષોમાં સિરિયામાં પશ્ચિમન આચાર વિચાર વધી ગ્યા છે. બયરતમાં અન્ય પુસ્તકાલયો ઉપરાંત 'આબા' અલ-યસૂઇન'ના નેક પ્રયત્નોએ-જેઓ સેન્ટ જોસેફ યુનીવર્સિટીને ચલાવી રહ્યા છે કલમી કિતાબોનો એક અગ-ત્યનો અને અમૂલ્ય સંગ્રહ મેળવી શકયો છે એવીજ રીતે દમિશ્કમાં, જૂનાના દૂરન્દેશ ઉચ્ચ વિચારો વાળા ગવર્નર મદહત પાશાએ લગભગ ઇ. સ ૧૮૭૦માં સૌથી પહેલાં આ ચળવળને ઉત્તેજન આપ્યું હતું. ત્યાં કેટલાએ પુસ્તકાલયો અસ્તિત્વમાં આવી ગયા છે.

મ્રગકના પાયતખ્ત અને પ્રાચીન દારૂલ ખિલાફત બગદાદના પુસ્તકાલયો પણ પચ્છલા પચાસ વર્ષોથી ઘણીજ અફસોસનાક પસ્તી અને કંગાલીવતમાં આવી પડયા છે. જેનો આરંભ સોળમી અને સતરમી સદીમાં થઇ ચૂકયો હતો. જળપ્રલયો, બીમારીઓ અને છેવટે યુરોપીયનોને કલમી કિતાબો વેચી નાખવાને કારણે તમામ કીમતી કલમી કિતાબો આમ તેમ વેરવિખેર થઇ ગઇ છે. ઈ. સ. ૧૯૦૯ સુધી મસ્જિદો સાથે કુતુબખાનાઓનું અસ્તિત્વ પણ જણાતું ન હતું. તેમાં સૌથી ખાસ પુસ્તકાલય હ. શેખ અબ્દુલ કાદર જીલાની (રહ.)નું હતું. હાલમાં વિદ્વાન કર્મલી અલાબ અનિસ્તાસના પ્રયત્નોએ અને તેમની દેખરેખ હેઠળ બગદાદમાં એક અત્યંત અગ-ત્યની ઇલ્મી ચળવળ શરૂ થઇ ગઇ છે. વિદ્વાન મૌસૂફ અરબી ભાષાનો મહાન આલિમ અને

૧૪૬ જુઓ ઇસ્કંદર મઅલૂફનો લેખ "અલ-ખઝાનતુલ તૈમુરિય્યહ". "અલ-મજ-મિઉલ ઇલ્મી" અરબી માસિક. જિ-૩, પા. ૨૨૫ (અહમદ તૈમૂર પાશા મોટી ઉદારતા પૂર્વક વિદ્યાર્થીઓને પોતાનો અજોડ પુસ્તકા-લયનો લાભ લેવાની પરવાનગી આપે છે. બલ્કે તેઓ કેમેરા વડે પુસ્તકોના ફોટા પણ લેવા દે છે. આવાજ પ્રકારનું એક બીજું પુસ્તકાલય વગયરહમાં અહમદ ઝકી પાશાનું છે. તે ઇસ્તમ્બુલના પુસ્તકાલયોમાંથી આવેલી દુર્લભ કલમી કિતાબોની ફોટા નકલોથી ભરપૂર છે. એનો ઉદાર માલિક પણ પોતાના આ કીમતી ખઝાનાના ઉપયોગની આમ ઇજાઝત આપે છે.)

કલમી દુર્લભ કિતાબોનો માલિક છે.૧૪૭ અરબ દ્વીપકલ્પના અંદરના ભાગમાં મોટા શહેરો, જેવા કે મક્કહ અને મદીનહના પુસ્તકાલયો મશહૂર નથી.૧૪૮ પરંતુ ખાત્રીપૂર્વક તેમાં ઘણી કીમતી અને દુર્લભ કલમી કિતાબો મૌજૂદ છે. જેવું કે ફાઝિલ અલ્લામહ ખરી 'અરશની કયતી વગયરહ હતા. તે નુસ્ખાઓ ઉપરથી જણાય છે, જે તેમણે કાઉન્ટ લેલીન્ડબર્ગને માટે ત્યાંથી નકલ કર્યા-હતા.

બીજો ગ્રંથભંડાર યમનમાં મૌજૂદ છે, ખાસ કરીને શહેર સન્આમાં, જ્યાં લોમ્બાર્ડીના વેપારી કેપરોટી (Caproti)એ ધીમે ધીમે યમનની કલમી કિતાબોની એક મોટી સંખ્યા મેળવી લીધી છે, જે એક મોટા ભંડારના રૂપમાં મિલાન (ઇટલી)ના પુસ્તકાલય એમ્બ્રોસાનિયા (શાહી)માં રક્ષિત છે. પ્રોફેસર ગ્રીફિનીએ તેની એક ફિહરિસ્ત તૈયાર કરી હતી પરંતુ તેના અકાળ મૃત્યુને કારણે તે અપૂર્ણ રહી ગઇ યમનથી આવેલા બીજા નાના નાના સંગ્રહો બર્લીન અને બ્રિટિશ મ્યુઝીયમ (લંડન)ના પુસ્તકાલયોમાં મૌજૂદ છે યમન અને ઇટલીના સારા સંબંધોને લઇ આશા બંધાય છે કે તે દિવસ દૂર નથી જ્યારે અરબી દુન્યાનો આ દૂરનો ભાગ પણ કલમી હયસીયતે ચાળવી નાખવામાં આવે. (આ આશા ફળી જણાતી નથી)

ફ્રાન્સની હકૂમતનાં આશ્રયમાં ટ્યુનિસ અલ્જીરિયા અને મોરોક્કોમાં પણ પુસ્તકાલયો કાયમ થઇ ચૂક્યા છે. જ્યાં રોઝ રોઝ નવી નવી કિતાબો આવેજ જાય છે. આ વખતે નીચે મુજબના પુસ્તકાલયો પોતાના કીમતી સંગ્રહોને કારણે મશ્હૂર છે.

(૧) ટ્યુનિસમાં "જામેઅ ઝયતૂનિય્યહ" પુસ્તકાલય,

(૨) મદ્રિસાહ તલમસાનું પુસ્તકાલય.

(૩) રબાત મોરોક્કોનું પુસ્તકાલય.

ફેઝના પુસ્તકાલયની એક ફિહરિસ્ત હાલમાંજ પ્રગટ થઇ છે.

હિન્દુસ્તાને પણ તે અસંખ્ય કલમી સંગ્રહોની સાથે, જે તેના મોટા મોટા શેહરો મદ્રાસ, મુંબઇ, બંગાળ અને પંજાબમાં મૌજૂદ છે, બ્રિટનની મદદથી અલબત ગર્વ પૂર્વક આ તમદ્દુની ચળવળને આગુ રાખી છે. જેનો આરંભ મોગલ વંશે સોળમી અને સત્તરમી સદીમાં કર્યો હતો. ૧૪૯

---

૧૪૭ ફાધર કર્મલી અરબી લુગત (ભાષા) અદબ (સાહિત્ય)નો મહાન જ્ઞાતા છે "લુગતુલ અરબ" માસિક એનાજ તંત્રી પણા હેઠળ બગદાદથી પ્રગટ થાય છે. બગદાદ એની ભાષા અને સાહિત્યની શોધખોળનું પ્રચાર કેન્દ્ર છે.

૧૪૮ જુઓ અલ્લામહ સૈયદ સુલેમાન નદવીનો લેખ "હિજાઝના કુતુબખાના" "મુઆરિફ" માસિક, ઓક્ટોબર, નવેમ્બર, ડીસેમ્બર ૧૯૨૯–અ.

૧૪૯ લેખકે હિન્દુસ્તાનના આમ પુસ્તકાલયોમાં અરબી લખાણોના ભંડાર વિષે સવિસ્તાર લખ્યું નથી હિન્દુસ્તાનમાં એવા દુર્લભ ખઝાના છે, જેની શોધ પશ્ચિમના પુસ્તકાલયોમાં કરવી નિર્થક છે. જો કે સુભાગ્યે ધીમે ધીમે વ્યવસ્થિત ફિહરિસ્તોની પ્રસિદ્ધીને લઇ વિદ્વાનો આ ખઝાનાઓથી જાણીતા થતા જાય છે છતાં પણ હજુ કેટલાએ ખઝાના હમણા સુધી ન જણાયલા પડયા છે. ઇન્ડીયા ઓફીસના પુસ્તકાલયમાં તે ત્રણ હજાર અરબી લખાણો પડેલા છે, જે કયારેક દિલ્લીના શાહી પુસ્તકાલયોનો એક ભાગ હતો એમનું લીસ્ટ હજુ સુધી બનાવવામાં આવ્યું નથી. એરીજ રીતે બર્લીન અને બ્રિટિશ મ્યુઝીયમના પુસ્તકાલયમાં અસંખ્ય કૃતિઓના અતિ અગત્યના વધારા થયા છે આમાંથી એક હજાર કિતાબોનું લીસ્ટ તૈયાર થઇ ગયું છે. K

પરંતુ હમણા સુધી પૂર્વમાં કલમી કિતાબોના રક્ષણ માટે જે કંઇ કરવામાં આવ્યું છે, તે કોઇ પણ રીતે પુરતુ નથી હમણા પણ અસંખ્ય જવાહિરો દરેક ખુણામાં વેરવિખેર પડયા છે તેમાથી કેટલાક તો ખાનગી લોકોના હાથમા છે જેઓ ખુદ તેની કીંમતથી અંજાણ છે કઇકતો નાના નાના મદ્રેસાઓ અને મસ્જિદોમાં સગ્રાહયલી છે. તે એવી રીતે દફન છે કે કોઇને કંઇ પણ ખબર થતી નથી. માત્ર તેમને અંધકારમાંથી કાઢીને રક્ષવાની જરૂરત છે, નહિ કે મોટા મોટા ભંડારોમાં દાખિલ કરી દેવાની, બલ્કે તેની રીતસરની ઇલ્મી સિધ્ધાતો મુજબ સિહત સાથે ફિહરિસ્તો તૈયાર કરવાની અને જરૂરત સમયે ફોટોગ્રાફી વડે તેની નકલો લેવાની જરૂરત છે, કે દુન્યાના બીજા ભાગોમાં પણ લોકો તેના અભ્યાસથી લાભ ઉઠાવે. આ મકસદને માટે પશ્ચિમના વિદ્વાનો અને પૂર્વના ઉલમાને જોઇએ કે તેઓ આપસમાં સહમત થઇને મળીને કામ કરે પશ્ચિમના વિદ્વાનો પોતાના ઇલ્મી તરીકા (સાઇન્ટીફીક) એ કામ કરે અને પૂર્વના આલિમો પોતાના દેશની તમદ્દુની રિવાયત વિષે સબંધ ધરાવતી પોતાની માહિતીઓ અને અરબી ભાષાની ખરી ઇલ્મીયતને એમાં ખપાવે; તો અરબી તહઝીબ અને તમદ્દુનનો અભ્યાસ, જે ભૂતકાળમાં ઘણો પ્રગતિકારક નજરે પડે છે, તે અત્યંત સફળતા અને જુસ્સા પૂર્વક જારી રહી શકે છે.

સંપૂર્ણ.

# ઝિન્દગી મ્હારી

તમારા આવતાં આવી જરી પાછી ખુસી મ્હારી;
ઉમંગો ને તમન્નાઓ ભરી છે ઝિંદગી મ્હારી.
હૃદય બેચેન છે, આંખોમાં આંસુ છે, ને છું બેહાલ,
સુણાવું શું? તમોને હું, કહાની દુઃખ ભરી મ્હારી.
તમારા તો જવા સાથે જવાની ગઇ, બહારો ગઇ,
અને હું જોઈ ન શકયો ગઇ કયાં ઝિન્દગી મ્હારી.
તમારા તો સહારે મેં કિનારો છોડયો પ્યારા;
બચાવી લો તમે આવી ને નૈયા ડુબતી મ્હારી.
ગણીને રાત્રે તારા ગુઝારી વિરહની ઘડીઓ;
તરસતી એક દર્શન ને રહી ગઇ આંખડી મ્હારી.
હસું છું હું જગત સાથે હૃદય-રૂદન છુપાવીને;
ન જાણે કઇ જગાએ છે જગે દીવાનગી મ્હારી.
હૃદયની વાત છાની રાખવામાં લાભ છે લાખો;
ઘણાં તૂફાનો, આંધીઓ ભરી છે ખામોશી મ્હારી.
જગતમાં મ્હારી મંઝિલ શોધતાં થાકી ગયો અંતે;
પડીને પ્રેમ-પથે મેં ગુમાવી ઝિન્દગી મ્હારી.
"કમર" હું ફૂલ તો શું. રાહમાં આંખો બિછાવી દઉં;
લૂંટાવી દઉં એ ઘરમાં આવે તો હું ચાંદની મ્હારી.

"કમર" કુતિયાનવી.

# આઝાદીનું હાસ્ય!

લેખક:–"ખામોશ" કુતિયાણવી

ઉષાનું આગમન થયું; સર્વત્ર પથરાએલો અંધકાર, પોતાનો શ્યામ ઓળો લપેટી લેવા માંડ્યો; ભળભાંખળાનો તેજસ્વી પ્રકાશ ચારો તરફ પ્રસરી જવા લાગ્યો; તિમિરતાના ઘનઘોર વાદળીઓ વિખેરાઈ જવા પામ્યા અને સ્થિર બનેલા જળ-તરંગો ફરી ઉછળવા કૂદવા માટે તલપાપડ થવા લાગ્યા કોઈ અલૌકિક વિજયના સત્કાર અર્થે!

વન અને વગડાના" હિંસક પ્રાણીઓની ગર્જના સંભળાવા લાગી; ઉપવનના પક્ષીઓનો કિલકિલાટ શરૂ થવા લાગ્યો; બુલબુલોના મધુર સાદો ગૂંજવા લાગ્યા; કોયલનો મીઠો ટહુકાર, બાગના સુરભિમય વાતાવરણમાં અથડાવા લાગ્યે; પુષ્પની વિકસિત કળીઓ તૂષાર વડે સ્નાન કરવા લાગી અને પમરાટની મધ ઝરતી લહેરો વચ્ચે આમ તેમ ફરતા ભમરો પરસ્પર સંદેશા આપવા લાગ્યા. સુવર્ણ આઝાદીની મુબારકબાદીના!

વૃક્ષ–ડાળે બેસીને પક્ષીઓ જાત જાતના ધ્વનિઓ કાઢી રહ્યાં હતાં; રણ–ક્ષેત્રે ભટકતા પશુઓ બૂમરાણો પાડી રહ્યા હતા; પુષ્પ–કળિએ ઉડતા ભમરો પ્રેમ–ચેષ્ટા કરી રહ્યા હતા; સમુદ્રના ઊંડાણે વસ્તા જળચર પ્રાણીઓ અહીં તહીં દોડી રહ્યા હતા અને સરિતા–વદનની માછલીઓ પાણીની બહાર મોઢું કાઢીને આતુરતા પૂર્વક તડપી રહી હતી આઝાદી ઉત્સવને જોવા કાજે!!

મનુષ્યના હૃદયમાં ઊર્મિઓ વળ ખાઈ ચૂકી હતી; ઉલ્લાસની રેખાઓ તેના મુખ ઉપર અંકિત થઈ ચૂકેલી હતી; ઉમંગોનો ઘોષ તેના દિલ વાટે બહાર નિકળી ચૂક્યો હતો; આશાનો હર્ષ તેના ચક્ષુઓમાં લપાએલો હતો; ખુશીના જોમ–તરંગો તેની દૃષ્ટિ તળે નાચી રહ્યાં હતાં; વળી, જીવનનો ઉન્માદ તેના મસ્તકે નૃત્ય કરી રહ્યો હતો અને તે ખુદ આનંદિત લાગણીઓ વડે ઓતપ્રોત બનીને મખ્મૂર થઈ ચૂક્યો હતો આઝાદીની વિજયી પ્રસંગોમાં!!

સ્ત્રી અને પુરૂષોના હૈયે તરંગવહાર જાગી રહ્યો હતો. બાળકો અને વૃદ્ધોના દિલમાં પ્રસન્નતા સળવળી રહી હતી. નાના અને મોટા બધા આનંદ મગ્નતામાં રાચી રહ્યા હતા; પ્રત્યેકના હૃદયમાં ઉલ્લાસમય ઊર્મિઓ આળસ મરડી રહી હતી; આજના દિવસે પ્રકૃતિએ પણ કાંઈક ઉત્સવ મનાવવાનો દૃઢ નિશ્ચય કરી લીધો હતો; રૂપેરી યુગના આઝાદીનો સૂરજ પોતાની કિરણોને પૃથ્વી ઉપર ધીમી ગતિએ પાથરી રહ્યો હતો અને લીગનો હિલાલી પરચમ આકાશ ભણી ફરફરી રહ્યો હતો. સ્વતંત્રતાનો સાદ બુલંદ કરવા માટે!

ગુલામીનું રૂદન પ્રતિ ક્ષણે વધી રહ્યું હતું, અને આઝાદીની હાસ્ય હરપળે વિકસી રહ્યું હતું. વિજયી પળોમાં હર્ષોન્મત્ત બનવા થા!!

ચારે તરફ શાંતી છવાઈ ગઈ અને વાતાવરણમાં અલ્લાહહુ અકબરના આ શબ્દો ગૂંજવા લાગ્યા કે:–

"સબક ફિર પઢ સદાકતકા, અદાલતકા,
શુજાઅતકા;
લીયા જાએગા તુજસે કામ દુન્યાકી
ઇમામતકા !!"

(તમ્મત.)

---

[સંધાણ પાનું ૩૩ થી ચાલુ]

જે આઝાદ અને બે પરવા માણસ હશે, તે પોતાના હસ્તાક્ષરોમાં વિરામ ચિહ્નો અને કાનો માત્ર કે હ્રસ્વ કે દીર્ઘ ઈની ઝાઝી પરવાહ કરશે નહિ.

ખુદદાર અને ખુદ પસન્દ લોકો ઉભા અક્ષરો લાંબા લખશે જે માણસો પોતાના દસ્તખત પછી તેની નીચે લીટી ખેંચે છે તે અદ્‌ભૂત વ્યક્તિત્વના માલિક હોવા ઉપરાંત પોતાનામાં આત્મ વિશ્વાસ રાખનારાઓ હોય છે અનુભવે જણાયું છે, કે મંતવ્ય સાચું છે.

સંપૂર્ણ

# સાચો દેશ ભક્ત

અનુ:-મુન્શી ગુલામહુસૈન મલેક

O

રાત્રિએ કરવટ બદલાંતજ તારાઓએ આંખ મિચોલી કરવા માંડી અરૂણે પોતાની ખુની નજરથી પૂર્વ દિશાને લાલચોળ બનાવી પોતાનો પ્રેમ પ્રકટ્યો અનિલ વાયુની લહેરાથી મનુષ્ય શરીરમાં અનેરી સ્ફૂર્તિ પેદા થઈ. પંખીઓએ પોતાના મીઠા રાગથી ખાલિકના (પોતાના પેદા કરનાર)નાં ગીત ગાવા માંડયા. તે સાથે ગાફિલ દુન્યાને ભાન થયુ અને જાગવા લાગી

સલીમ પથારીમાંથી ઉઠયો. અને પોતાની જરૂરિઆતોથી પરવારી ખુદાની ઈબાદતમાં લીન થયો (નમાઝ) પછી ઘણીજ દીનતાપણીમાં માથુ નમાવી. (સજદાહમાં પડી) અરજ કરતો હાય, એમ કહેવા લગ્યો,

અય સર્વ વ્યાપક ખુદા તુ મને સાચો દેશ ભક્ત બનાવવા બધી શક્તિઓ અર્પણ કર. મારા દરેક કાર્યમાં મને અચળ શ્રધ્ધા આપ, કે જેની સંગીનતા પહાડોનો મુકાબલો કરી શકે, વળી મને એવી નમ્રતા આપ, કે જે મને કદી અભિમાની ન બનાવી શકે જીવનની અંતિમ ઘડી સુધી હુ મારો ધર્મ સમજી દુન્યાના તમામ દુઃખો વહોરી મારા માર્ગે પહોંચી શકુ. મને સમુદ્ર જેવું વિશાળ દિલ આપ, કે જેથી હું મારા વિરોધીઓના ઝુલ્મો સહન કરી શકુ. મારા શરીરમાં કારી ઘા લાગે અવયવોનાં ટૂકડા થાય પણ મેદાનમાં પીઠ દેખાડી પાછી પાની ન કરૂં અને પુરી હિંમતથી વિરોધીઓનો મુકાબલો કરતો રહું

વિરોધીઓનો ગંદો પ્રચાર વાયુથી મારૂં હૃદય કાયર કરમાઇ ન જાય, ધ્યેયને પુરે ન કરવો એ અમઘાણુ ગુન્હો ન કહેવાય!

સંકટોથી ડરી જઇ ધર્મ ભૂલી જવુ. એ મારા દેશ ભક્તને બટ્ટો લગાડનારૂં છે, વિરોધીઓથી ડરી જવું. એ સત્યાગ્રહીને ન શોભે, આવા સમયે કે જ્યારે દેશમાં ઇન્કિલાબનો દાવાનળ પ્રગટી ઉઠયો હોય, અનાજ અને કાપડ જેવી જીવનની જરૂરી વસ્તુઓથી મનુષ્ય માત્ર મુંઝાતો હોય તેવાં સમયે પોતાના દેશ અને કોમની સેવા ન કરવી એ ખરેખર ગદ્દારીજ કહેવાય.

માટે યા ખુદા તું મને એવી તાકત બક્ષ કે હુ મારા માદરે વતન માટે સર્વસ્વ કુરબાન કરૂ લાઠીઓની માર મારા માટે તરી અમિ વૃષ્ટી હેય પિસ્તોલની ગોળીઓ અને તોપોના બોમ્બ મારા માટે અમૃત સમાન હોય, યા ખુદા તારો ખાકી બંદો આજ તારી પાસે એ બીના માગે છે. ખુદાની મહોબ્બતમાં ગરકાર થઇ ગયો હોય એમ સલીમ મદહોશ થઇ ગયો થોડી વાર પછી તેને ગૈબી નિદ્રા આવી. અય બંદા તારી દુઆ મકબૂલ થઇ. આ અવાઝથી સલીમમાં ચેતન આવ્યુ ચેતન આવતાજ પોતાની પ્યારી અમ્મા કે જેમનુ નામ શહીદાબાનુ હતુ પાસે ઉભેલાં જોયાં માએ પોતાના વહાલા પુત્રને ઇબાદતથી ફારિગ થતો જોઇ પુછયું 'બેટા આજ તમે એ નમાઝમાં ઘણી વાર લગાડી શું તમો સત્યાગ્રહ માટે જવાના નથી?" "અમ્માજાન હુ વાર લાગી નથી તૈયાર થઇ જાઉ છું માએ પોતાના લાડીલા પુત્રને ખરી દુઆઓ આપી

સલીમ સ્વયંસેવકની વર્દી પહેરી ગૈબી ગૌરવ સાથે ગરદન ઉઠાવી સત્યાગ્રહ માટે ઘેરથી નીકળ્યો, આજે એની મુખાકૃતિ પરથી એનાં અચળ વિચારો, અને શરીરમાં અનેરો ઉત્સાહ, દિલમાં ઉમંગો હોઠો પર મંદમંદ હાસ્ય, આંખોમા ચમકતી વિગેરેથી સાફ જણાય આવતું હતું કે આજ સલીમમાં અજબ પરિવર્તન થયું છે.

આજ પહેલાં સ્વયંસેવકોને કોઇ ખાસ પ્રસંગનો સામનો કરવાની તક મળી ન હતી. તેઓ બધાં વખતસર છાવણીઓમાં પહોંચી જઇ પાછા પોત પોતાના ઘેર આવતાં. પરંતુ આજે શહેરના પ્રખ્યાત પરદેશી કાપડના વેપારીની દુકાને પીકેટીંગ કરવાની હતી, આ વેપારીની સરકારમાં સારી જેવી લાગવગ ચાલતી હતી, અને હોય છે. જેથી તેણે તરતજ પોલીસ સ્ટેશન ઉપર ફોન કર્યો. આજે અમારી દુકાને મામલો ગંભીર છે. કદાચ કંઇ નુકસાન ન થઇ જાય, માટે તમારી મદદની આશા રાખું છું. આ ખબર મળતાંજ પોલીસની એક ટુકડી પોતાના વડા અધિકારી સાથે તરતજ આવી પહોંચી.

પોલીસ અધિકારીએ સ્વયંસેવકોને છુટા પડી જવા હુકમ કર્યો પણ સ્વયંસેવકો "આંખ આડા કાન કરી" પોતાની જગ્યા પર બેસી રહયા. આથી પોલીસ અધિકારીએ આંખો લાલપીળી કરી ગુસ્સાથી કહ્યું. શું તમો મારો હુકમ ન માનશો?

સલીમે મક્કમતાથી પણ નમ્ર સ્વભાવથી જવાબ આપ્યો. અમે બિલકુલ શાંતપણે અમારા લીડરોનાં હુકમ બજાવીએ છીએ. ઉલ્ટું આપ સાહેબ નાહક દરમ્યાનગીરી કરી વાતાવરણને ઉગ્ર બનાવી રહયા છો. એ સાંભળતાં સાહેબે મૂછો ઉપર આમળા ચઢાવી રોફમાં કહયું કે "તમો કાનૂન ભંગની શી સજા છે એ જાણો છો? "સલીમે દ્રઢતા પૂર્વક પણ શાંતપણે જવાબ આપ્યો" સાહેબ અમે બધું જાણીએ અને સમજી છીએ. અમારા લીડરોના હુકમ સિવાય એક ઇંચ પણ હઠવાનાં નથી" આ જવાબ સાંભળતાંજ પોલીસ અધિકારી સાહેબના આખાયે શરીરમાં જાણે આગ લાગી હોય તેમ એકદમ આંખો લાલપીળી કરી જોરથી બુમો પાડી અને સિપાહીઓને કડક હુકમ આપ્યો. કે મારો...આ બદમાશોને મારો મારો...જ બસ મારો...જ.

આ હુકમ મળતાંજ સિપાહીઓએ જે મળી પગ્ગુથી લાઠીઓ અને દંડાઓથી આ શાંત અને નિર્દોષ સ્વંસેવકોને મારવા માંડયા. તેમના શરીરમાંથી લોહી વહેવા લાગ્યું. પોતાના અધિકારીને ખૂશ કરવાની ખાતર દયા ન આવી તે નજ આવી અને ફટકા લગાવ્યાજ કર્યાં. આ જુલ્મ જોઇ ઘણાં માણસો ત્યાં એકઠાં થઇ ગયા, તેમની આંખોમાં પણ આ સ્વયંસેવકોની નિસ્વાર્થ સેવા માટે જાણે દાદ આપતાં હોય તેમ દર્દના આંસુ સરી પડયાં, અને પોલીસના આ ઘાતકી કૃત્ય માટે પોત પોતાનાં મનમાં બળ ખાવા માંડયાં પરંતુ પોલીસનો બદલો વાળવાનું કોઇને પણ ન સુઝયુ. સ્વંયસેવકોએ ઘણાં શાંત ચીત્તે દ્રઢતાથી કામ કર્યું. આટલી સખ્તીઓ હોવાં છતાં પોતાની જગ્યાએથી જરા પણ ખસ્યા નહીં. તેમજ કોઇએ કાંઇ પણ જાતની ફરયાદ કરી નહિ અને શાંત બેસી રહયા. આથી લોકોના મુખમાંથી શાબાશ આફરીન વીગેરેની બૂમો ચોતરફથી પડવા લાગી આ શાંત અને નિસ્વાર્થમય સેવાથી લોકોના હ્રદય પર એવી તો અસર થઇ કે તેમણે મુકકંઠે ઉપરોકત શબ્દો ઉચ્ચાર્યાં. આથી પેલા વેપારી ભાઇનું મન પણ પીગળ્યું અને પોતાની ગંભીર ભૂલથી પોતે શરમાવવા લાગ્યો. ત્યારે તો બધા સ્વંયસેવકો બેશુદ્ધ થઇ બેભાને બેઠયા હતા. પોલીસનો માર પણ ત્યારેજ પૂરો થયો પછી સ્વયસેવકોને હોસ્પીટાલમાં પહોંચાડી પોલીસો પોતાને સ્થને ગયા.

સલીમને માર ઘણો લાગ્યો હતો તેને કારી ઘા થયા હતા જેથી હોસ્પીટલના ડૉકટરે તેને ઘેર પહોંચાડી દીધો હતો. લીડરોની સારી

કાંઈ છુટ્યો સલીમનો ઇલાજ કરવા માટે બહુજ સારો બંદોબસ્ત કરયો હતો ઘણા સમયે કોને આરામ થવાથી તેઓ પાછા પોતાની ફરજે લાગી ગયા હતા વકીલ ભાનું બહુજ ખૂશ હતા પોતાનો વહાલસોયા પુત્ર કોમ અને દેશની ખાતર ઘાયલ થયો છે અને પોતાની ફરજ બરાબર સમજ્યો છે એમા એ ગૌરવ માનતા હતા, બલ્કે તેના દિલની કરમાએલી કળી આજે એકદમ ખીલી ઊઠી હતી કારણ કે કૌમી ગૌરવમા રંગાએલી અને વતન તથા કોમના માટે પોતાના એકના પુત્રને આમ કુરબાન થતો જોઈ એક માની મુજાહિદા માટે આથી વધારે બીજુ શુ હોઈ શકે? તેમણે સલીમના કપડા બદલી આરામથી પલંગ ઉપર સુવડાવી દીધો ડોક્ટરના ઉપચારથી તેના ઘા રૂઝવા લાગ્યા અને થોડા દિવસોમા એ સારો થઈ ગયો પરંતુ એનામા પહેલા જેવો જોશ અને ઉમંગ બાકી ન રહ્યા હતા એનો પ્રફુલ્લ ચહેરો આમ એકાએક કરમાઈ ગયો હતો અને પોતે ઉદાસીન રહેતો હતો

સલીમની ઉદાસીનતા સહેજે સમજી શકાય એમ ન હતી જેથી શહીદાબાનુ સલીમની સ્થિતિ વિષે હમેશા ઉપચારમય રહેતા હતા, સલીમ પણ પોતાની અમ્માને પોતાની મુંઝવણ ન કહેતો પરંતુ શહીદાબાનુ આમ પોતાના વહાલા પુત્રને નાહિંમત થએલા જોઈ પોતે પણ ઉદાસ રહેતા અંગની જીગરમાં તેટલી ગંધી હતી કે જાણે પાણી વિનાની માછલી તડપે છે તેમ તેઓ વ્યાકુળ રહેતા

આજે સવારે નમાઝથી ફારેગ થઈ બંને માબેટા પોતાના મકાનની અગાસી ઉપર તડકામા બેઠા હતા અમ્માએ સલીમના ચહેરા તરફ ફરી પુછ્યુ બેટા, એક વાત પુછુ બતાવશે? સવાલ-કેમ નહિ? સલીમે પ્રેમથી જવાબ આપ્યો અમ્માએ સ્ત્રીસ્વભાવે મમતથી કહ્યું: બેટા, પહેલા તમો ઘણીજ હોંશથી કૌમ વતનની સેવા કરતા હતા, જેથી મારૂ બહુજ ખુશ રહેતુ હતુ અને હું ગર્વથી ઉચુ કરી બહાર નીકળતી હતી, કે મને અભિમાન હતું કે, મારો પુત્ર પોતાનો ધરમ બરાબર સમજે છે પણ ક્યારે ન જાણે કયો વિચાર તમારા મનમા શમી ગયો જ્યારથી તમો જખ્મી થઈ આવ્યા ત્યારથી તમારો ઉમંગ ઠંડો પડી ગયો છે. અને બીકણ અને બાયલાઓની પેઠે "ઘર બની" બહાર નીકળતા નથી બેટા! શુ મે આટલા ખાતરજ જન્મ આપ્યો તમો આ કૌમની માચી મુજાહિદાના લજવો શુ તમો તમારા બાપ દાદાને બટ્ટા લગાડવા ચહો છો? શુ તમો નથી કે તમારા બાપ દાદાએ વતન માટે કેવા દુખો સહન કર્યા અને કૌમી સેવામા પોતાના જીવન સુધ્ધા પણ આપી દીધુ બેટા જવાબ આપો. મારૂ હૃદય શરમથી વલોવાય છે સલીમે ખીસીયાણા પણાથી જવાબ આ એક વિચાર છે કે જેણે મન આમ નિરુત્સાહ અને હીંચકારો બનાવ્યો છે જેથી મારૂ શરીર અને મન ઉપર આવી અસર થઈ અમ્માજાન આપ વૃધ્ધ અને કમજોર ગયા છો. મારા વિના આપની દેખરેખ રાખનાર બીજો કોઈ નથી, જો દેશ સેવામા મારો જાઉ તો આપનુ શુ? એજ માત્ર છે અમ્માજાન.

અમ્માએ કહ્યુ બેટા, તમોએ પહેલા કહ્યુ હોત તો આનો પણ ઉપાય થયો હો

રાત્રીના અંધારામાં અમ્મા પોતાના પલંગ પર કરવટો બદલી રહી હતી પણ આજે ઉ

તેમનાથી મર્યાદા દૂર હતી. કેટલીએ યોજના તેમના મનમાં આવી અને ગઈ. પછી ઉંઘ આવતાંજ એક ભયાનક સ્વપ્નું જોયું માદરે વતન જાણે જન્જીરોથી જકડાઇ ગઇ હોય તેમ રૂદન કરતી. પોતાના વાળ વીખેરી નાંખી કરૂણતાથી પોતાની કથની કહી રહી હતી. એક તરફ સલીમ અમ્માને પૂછી રહ્યો હતો. અમ્મા હું જાઉં? આપ મને રજા આપશો? આપને અલ્લાહના ભરોસે છોડીને જાઉં છું. અને મારું ઋણ પુરું કરું છું એકાએક અમ્મા ચોંકી ઉઠયા. કંઇક વિચાર કર્યા પછી પલંગ પરથી નીચેની ઓરડીમાં જઇ. પોતાના અફીણની દાબડીમાંથી રોજના નિયમ કરતાં વધુ પ્રમાણમાં અફીણ ખાઇ લીધું પછી કાગળમાં કાંઇ લખી ને પત્રને પોતાના ઓશિકા નીચે મૂકી સૂઇ ગયા. અફીણનું ઝેર ધીમે ધીમે ચડવા લગ્યું. થોડી વાર પછી પલંગ પરથી તેઓ જમીન પર સાહ્ડી પયગી હતી ત્યા સૂઇ ગયાં પછી થોડીજ વારમાં તેમને આત્મિક આનંદ થયો હોય એમ તેમનો પ્રાણ આ પીંજર મૂકી ચાલી ગયો.

સવારનો સમય થવાથી થઇ અજવાળુ ગયું હતુ. સલીમની ઉંઘ પણ પૂરી થઇ હતી. તેથી આંખો ચોળતો ઉઠયો અને આટલુ મોડું હોવા છતા અમ્માએ આજે મને કેમ જગાડયો નહી. એમ વિચાર કરતો એ અમ્માના ઓરડામાં ગયો. ત્યાં તેણે પોતાની માને હજી સુતેલા જોઇ નવાઇ લાગી. પાસે જઇને બૂમો પાડી, શરીર પકડી હલાવ્યું, પણ તેઓ કાંઇ ઉત્તર ન આપી શકયાં. આ સમયે સલીમની સ્થિતિ વાંચનાર પોતે બહુ સારી રીતે કલ્પી શકશે.-પોતાની માને આમ એકાએક મરણ હાલતમાં જોઇ સલીમની સબર સીમા તૂટી ગઇ અને તે ચોધાર આંસુએ રોવા લાગ્યો. સલીમના આમ અચાનક રૂદનનો અવાજ સાંભળી તરતજ આસપાસના લોકો દોડી આવ્યા. થોડી વાર પછી સલીમ શાંત થયો. તેની નજર ઓશિકા નીચે મૂકેલાં પત્ર પર પડી લોકો ન જુએ એવી રીતે તેણે તે પત્ર ઉઠાવી દૂર જઇ વાંચ્યો.

"બેટા, જ્યારે તમો સવારમાં ઉઠશો ત્યારે તમારી પ્યારી અમ્માને મરણ પથારી જોશો તમોને આમ એકાએક મારા મરણથી ઘણુંએ વિચારો આવશે અને તમો બહુજ વિમાસણમાં પડી જશો. પરંતુ તમારી વિટંબણાઓ દૂર કરવા માટેજ મરતાં પહેલાં આ પત્ર મેં લખી રાખ્યો છે દીકરા! માદરે વતનની ખાતર મેં આ મારા ગંદા દેહનો અંત આણ્યો છે. હવે તમો આઝાદ છો. તમને કાંઇ ચિંતા નથી ઝેરની ઝડપી અસરથી આગળ હવે લખી શકતું નથી. મારી અંતિમ ઘડીના આશિર્વાદ છે. બેટા તમો ખુશીથી તમારા કાર્યમાં સફળ થાઓ."

ત્રણ દિવસ પછી આજે સલીમ અજબ હુલ્લડમાં પીકેટીંગ માટે ઘેરથી નીકળ્યો. આજ એનો ચહેરો ઘણો પ્રફુલ્લ હતો. પોલીસ આવી. લાઠીઓની ઝડી વરસવા લાગી સલીમે મક્કમતાથી બે ફટકા ખાધાં. ઉફ કર્યા વિના શાંત ચિત્તે પોતાની જગ્યાએજ ઉભો રહ્યો અને બેશુદ્ધ પણ થયો. જ્યારે લાઠી ચાર્જ પૂરો થયો અને પોલીસ જખ્મીઓને હોસ્પીટલમાં લઇ જવા લાગી, ત્યારે બીજા સ્વંસેવકોએ જોયું કે સલીમની સ્થિતિ બહુજ ગંભીર છે. સલીમનું શરીર લોહી વહી જવાથી ઠંડુ પડી ગયું હતુ તેમણે બહુજ તીવ્ર દવા સલીમને પીવાડી. આથી સલીમમાં જરા ભાન આવ્યું તેણે પોતાની અર્ધ મીંચેલ આંખો ખોલી

સ્વંયસેવકોને સંબાળી કહ્યું કે હે. મારા પ્રાણ પ્રિય બંધુઓ તમો નારાજ ન થાઓ. બલ્કે ઘણીજ કુશળતા અને ધૈર્યથી આપણી ફરજને શોભાવશો, એટલું બોલતાં સલીમ આ ફાની દુન્યા છોડી ચાલ્યો ગયો.

કેવુ સારૂં થાત, માદરેવતન ગુલામીની કેદથી આઝાદ થઇ જાય, વહેવાદો મારા ગાલ પરથી લોહીની નહેરો. માદરેવતનની તૃષ્ણા ભૂમિપર વહેવા દો. એવામાં એકાએક વાદળ ચઢી આવ્યાં પવન જોરથી ફૂંકાવા લાગ્યો અને ગડગડાટ થતા વીજળીના ઝબકારા થતાંજ એક ગેબી અવાજ આવ્યો પરમ સચ્ચો દેશ ભક્ત તારી ઉપર આજ કુદરત પણ પોતાની બક્ષિસ કરવા તૈયાર છે. તેજ સમયે સ્વયંસેવકોની દ્રષ્ટિએ કોઈ નૂરાની ફરીસ્તો આવતો હોય તેમ એક માણસ આવી સલીમની લાશ ઉઠાવી ગયો.

વાંચકો આ નૂરાની ફરિસ્તો તે સલીમની પ્યારી અમ્મા શહીદા બાનુ હતાં કે જેઓ પોતાનો પ્યારા દીકરાને માદરેવતન પર કુરબાન થએલો જોઈ પોતાની સાથે લઇ ગયાં.

# અ ન વ ર

લેખક : શબ્બા

એની ગણત્રી દુન્યાના વિખ્યાત ધનવાનોમાં થતી. એનું નામ જગતનાં માલદારોમાં આગળ આવતું. એના પૈસાનો ઉદ્યોગ હરેક દેશમાં દીપી ઉઠતો અને પૂરજોશથી ચાલતો. એવા અનવરની દુઃખદાયક પણ બોધદાયક વાર્તા અહિં રજુ કરૂં છું.

એના ઘરમાં સોના અને ચાંદીના વાસણોનો વપરાશ હતો. કોઈ ખાસ બ્હીકના કારણે એણે પોતાનું સર્વ ધન. સોના રૂપાનાં વાસણો અને બીજી વસ્તુઓને જમીનમાં દાટ્યાં. તે પોતાને જરૂર પડતો ધન કાઢતો અને બાકી જમીનમાં રાખી મેલતો. એની ખાસીયત અને એનો સ્વભાવ પણ એને એમજ કહેતા. પોતાનું ધન સહીસલામત તથા એક કુદરતી તીજોરીમાં પડ્યું છે એવી લાલસા અને ભ્રમણાથી તે એ ધન પ્રત્યે બિલકુલ ચિંતા રાખતો નહિ.

સમય અને સંજોગો પલટાતા રહે છે. કાળ પણ પોતાની ચાલે ચાલતો રહે છે. જમીનમાં પણ કુદરતી ભૂમિકાએ અનેક ફેરફારો થતાં રહે છે. અનવર એ સર્વેની દરકાર કર્યા વગર પોતાની અગમ્યમાં મશગૂલ રહેતો. બપોરનો ખરેખરો અકળાવી નખે એવો તડકો પડી રહ્યો છે. એવામાં એ જમીનમાંથી જ્યાં અનવરનું સર્વે ધન દાટ્યું હતું, ત્યાં ખળખળાટ કરતો એકદમ અવાજ અનવરનાં કાન પર અથડાયો. તે તરતજ અધીરો બની પોતાના ધનની રક્ષા માટે પોતાનું ધન દાટ્યું છે તે તરફ દોડે છે, ત્યાં જુએ છે તો પોતાનું પ્રાણ પ્યારૂં ધન જમીનમાં ઉંડે કોઇક ગેબી શક્તિથી ખેંચાઇ રહ્યું છે, થોડી વારમા તેમાનું ઘણું ખરૂં ધન પોતાની નજરથી અદ્રષ્ય થતુ જણાયું. અનવર પોતાની શક્તિથી એ ધનને જમીનમાં ઉંડે ઉતરતું અટકાવવા મથતો, તેના હાથમાં એક સોનાની થાળી પકડાઇ. તે તેને પોતાની તરફ ખેંચવા લાગ્યો. એમ કરવાથી થાળીનું એક બટકું થાળીથી જુદું પડી ગયું, અને એ બટકું પોતાના હાથમાં આવ્યું તથા થાળીનો બાકીનો ભાગ જમીનમાં ઉંડે ઉતરી ગયો. સઘળોય એટલી વારમાં તો પોતાનુ સર્વે ધન નજર સામેથી ચાલી ગયું. ફક્ત રહી ગયું એ સોનાની થાળીનું એક બટકું.

અનવર પોતાના સર્વે ધનની થયેલી બરબાદીથી, તથા તેની મૂર્ખતાથી અફસોસમાં મૂકાઇ ગયો. પોતાના ધનની થયેલી બરબાદીથી

તે વિલાપ કરતો, હવે તે તદ્દન નિર્ધનતામાં મૂકાઈ ગયો હતો. તેણે વિચાર કર્યો કે પરદેશમાં જઈ પોતાનું ગુજરાન કોઈ પણ કાર્ય કરીને ગુજારવું પોતાના ધનને જમીનમાં રાખવાથી થયેલી તારાજીથી પશ્ચાત્તાપ તો હતું જ. પણ સમય અને સંજોગોને અનુસરીને તે પરદેશ જવા ઉપડ્યો. તે પોતાનું આ રીતે સમય વ્યતિત કરતો, તથા વિચારોની દુન્યામાં ગરકાવ થતો દૂર દૂર ચાલ્યો જતો હતો. એવામાં તે એક નાનકડા ગામ આગળ આવી પહોંચ્યો.

આ ગામમાં એક સોદાગરની પૂત્રી પરણતી હોવાથી આખા ગામમાં ધૂમાડાબંધ ધામ હતી. તેમાં તે પણ જમવા ગયો. ત્યાં સર્વે લોકોને સોનાની થાળીમા જમણ પીરસવામાં આવતું હતું. આ પ્રમાણે ત્યાં અનવરને પણ એક ભાગેલી થાળીમાં જમણ આપવામાં આવ્યું. આ ભાંગેલી થાળી જોઈને તેણે વિચાર્યું કે, જ્યારે મારૂં ધન જમીનમાં ઉતરતુ હતું ત્યારે મારા હાથમા જે થાળી આવી, અને વધારે ખેંચવાથી ભાંગી ગઈ તે આજ થાળી છે, તરતજ તેણે પોતાના ખીસામાં રહેલ ભાંગેલી થાળીનું બટકું કાઢ્યું અને એ થાળીમા ચોટાડયું તો એ બટકુ થાળીને બરોબર જોઈન્ટ તથા ફીટ થઈ ગયુ આ તો અજબ ! તે આશ્ચર્યચકિત થઈ બોલ્યો. આ વિના કોઈને કહ્યા વગર તે જમવનુ શરૂ કર્યું. જમ્યા પછી તે ત્યાંજ બેઠો રહ્યો. જમવાનું પતી ગયા બાદ લોકોએ તેને ત્યાંજ બેસી રહેવાનું કારણ પૂછ્યુ તથા બધી થાળીઓ એકઠી કરતા તેની પાસેથા પણ થાળી માગી.

થાળી માંગવા આવેલ માણસને પોતાની પાસે બેસાડી પોતા પર વીતેલી સર્વે હકીકત નિર્દોષતાથી આંખમાં મોતીના બીંદુ સમા અશ્રુઓ સહીત કહી સંભળાવી. એ માણસ પણ તેની નવાઈ જેવી વાત સાંભળી અજાયબ પામ્યો, અને મનમાં તેણે ધાર્યું કે આ તો સાંઠો હું વેરો જોઇએ. નહિતર આવી બાબત બનવા જોગ છે કે. બને ! એ માણસે સર્વે બીના સોદાગરને કહેવાનું કર્યું તથા જણાવ્યુ કે એ બાબતથી પોતે બીલકુલ અજાણ છે.

અનવરે સોદાગરને એ થાળી કયાંથી આવી ? એવો પ્રશ્ન કર્યો. સોદાગરે અનવરને નિર્ધનતામાં જોઇ તથા હરકટ માણસ ગણી અનવરના એ પ્રશ્નને તુચ્છકારી કાઢ્યો અને કંઇ જવાબ આપ્યો નહિ. અનવર આથી નિરાશ કે નિરુત્સાહી ન થયો પણ ફરી એજ પ્રશ્નને વધારે ભાર દઇને પૂછ્યું. આખરે સોદાગરે આ બાબત પૂછવાનું કારણ માંગ્યુ એના જવાબમાં અનવરે પોતાની સર્વે દુઃખ દાયક બીના સોદાગરને કહી. આ સમય અનવરના મોઢા પર સ્પષ્ટ નિર્દોષતા, મન પરની પૂર્ણ આસ્થા, મોઢા પર કરુણતા, અનુત્તમ સહિષ્ણુતા જોસ, તથા સચ્ચાઇની વાતો સાંભળી સોદાગર સ્તબ્ધ થઈ ગયો.

અનવરની પાસે તેના બચાવનુ અદર્શ સાધન, તથા તેની સચ્ચાઈની પ્રતીતિનું અજોડ હથીયાર એ તેની પાસે રહેલું થાળીનું બટકું હતુ. થોડા વિચારને અંતે સોદાગરે નિવેદીત કર્યું કે કુદરતી રીતે જમીનનાં ફેરફારોથી પોતાને એ સર્વે ધન વરસાળ પાસેની જમીનમાંથી મળી આવ્યું છે ! છેવટે સ્પષ્ટ થયું કે સર્વ ધન સોદાગરને ત્યાં ખેંચાઇ આવ્યું છે. સોદાગરે પણ એ વાત કબુલ કરી અને અનવરને પોતાની સાથે રાખ્યો.

આ બધું પરિવર્તન અને ધમાલ જમીનનાં ભૌગોલિક દ્રષ્ટિએ થતાં ફેરફારોથી બની હતી.

(સમાપ્ત.)

# જાદુગર!

[સુરતમાં દર શનિવારે કિલ્લાના મેદાનમાં શનિવારનો હાટ ભરાય છે. તેમાં ખાસ કરીને કાઠિયાવાડી હરિજન બંધુઓ જુનો સામાન, ડબ્બા સુતર, પરચુરણ સામાન આને આવે છે. વાઘરીઓ જુના કપડા પણ વેચવા આવે છે. એવા એક શનિવારે ઓફિસમાંથી છુટી એકાદ કોટ લેવા દોડયો સારો કોટ ન મળવાથી એક બાજુએ ડુગડુગી વાગતી સાંભળી. તે તરફ ઝપાટા બંધ દોડયો. જઈને જોઉં તો એક જાદૂગર અને એક બાળક વચ્ચે વાત ચીત થતી હતી. તે સાંભળી હું નવાઈ પામ્યો કે એક સાધારણ બાળક આ દગાબાઝ જાદૂગરોને કેવી રીતે ઉલ્લુ બનાવી જાય છે. તે આ ઉપરથી સમજાશે]

(મદારી ડુગડુગી વગાડે છે.)

મદારી-ભાઈઓ! હું હવે તમને પાનાની એવાર રમતો એવી બતાવું છું કે જે જોઇ તમે દિગજ થઇ જશો, તમે ઘણી રમતો જોઇ હશે પરંતુ હું હાથ ચાલાકીના એવા દાવ બતાવીશ કે બીજો કોઇ તમને કદી પણ બતાવી શકશે નહિ. (ફરી ડુગડુગી વગાડે છે) ઠીક, તમે જરા એક કદમ પાછળ ખસી જાઓ. સાથે પોતાના ગજવા પાકીટ પણ સંભાળશો નહિ તો કહેશો કે જાદૂગરે તફડાવી લીધા છે. બજાઓ અચ્છા તાળી. છે કોઇ હુસ્યાર છોકરો કે જે મારી સાથે રમતમાં ભાગ લે. તું આવ. એ કાલી ટોપીવાળો ભાઈ! ઠીક, તારૂં નામ શું છે?

"બુદ્ધુ"

"ખરેખર અક્કલના બુધ્ધુજ છે. એમ તારા ચેહરા ઉપરથી સાફ જણાઇ આવે છે બુધ્ધુમિયાં શું કામ કરો છો?"

"કામ કેવું ને વાત કેવી, હમણાં તો ગુજરાતી ચોથા ધોરણમેં ભણું છું. "વાહ ત્યારે તો તું ઘણોજ હુસ્યાર છે એમ લાગે છે. બોલ મારા હાથમાં શું છે?"

"પાનાની કેટ."

"પાનાને તું ઓળખે છે?"

"કેમ ન ઓળખું? હું ચાર વર્ષનો હતો ત્યારથી આના વડે રમતો હતો."

"ઠીક, બોલ ત્યારે ,ચકલીકા ગુલામ દેખા હૈ?"

"હા, તું પોતેજ મારી સામે ઉભો છે."

(જોનારા બધા હસી પડે છે.)

"બહુ ચાલાક છે. હમણાં ખબર પડી જશે. આમાંથી એક પાનું કાઢી લે?"

"માફ કરજો મારી પાસે ઘણા પાના છે. મને બીજા પાનાની જરૂરજ નથી."

"ઓ, ઉલ્લુ કે સરદાર, મારૂં એમ કહેવું છે કે આમાંથી એક કાઢી તે જોઇ ફરી મૂકી દે."

"ઉલ્લૂ તારો બાપ, અહિં કોને કહે છે."

"ઠીક, મારો બાપ, ઉલ્લુ, આમાંથી એક પાનું કાઢી લે."

"એમ કરવાથી શો ફાયદો, એ પણ કોઇ બહાદુરીની વાત છે."

"કેમ નહિં, હું કહું તેટલું કર પછી જો મજા હું તરતજ બતાવી દઇશ કે તારૂં પત્તું કયું છે."

"ઠીક, તારી મરજી, પરંતુ એ તો કહે કે કયા રંગનું પત્તું કાઢું."

(ડુગડુગી વગાડે છે.) જે તારી ઇચ્છામાં હોય તે."

"ચોકટનો બાદશાહ લઉં કે લાલની રાણી?"

"જે તને ગમે તે લે, મારાથી પૂછવાની જરૂર નથી.

"ઠીક, એ કેટ જરા મને આપ. મારે કાળીનો એક્કો પસંદ છે. ત્રણ પાનાની રમતમાં સૌથી પ્રથમ એની ચાલ હોય છે."

"પછી ભુલ, મારૂ એમ કહેવુ છે કે પાનું સંતાડી એવી રીતે કાઢ કે હું તે જોઈ ન શકું."

"ઠીક તું આંખ બંધ કરી લે, હું પાનું કાઢી મૂકી દઇશ."

"એ વાત મજાની, બહુ ચાલાક છે ને! એકજ પાનું કાઢજે બુધ્ધુમિયાં સમજ્યો"

(બુધ્ધુ તે પ્રમાણે કરે છે.)

"ઠીક બુધ્ધુમિયાં બંને હાથ પહેળા કરી કહો કે મારૂં પાનું આવ, જલ્દી આવ."

"એ પછી કહીશ, પાનાં પીસી લે, કારણ પીસ્યા વગર બતાવુ એનો સહેલું છે. મારૂં પાનુ સૌથી ઉપર છે."

"અરે રે રે, એ અક્કલના કોથમીર મેં તો વચમાં કહ્યુ હતુ.

"ઠીક બીજી વાર" (કેટલાક લોકો ચાલવા માંડે છે)

"ભાઇઓ થોભો, આ છોકરાએ તો મારા ખેલનું નખ્ખોદ વાળ્યુ છે

નહિં તો એવી રમતો બતાઉ કે તમે દિંગજ થઇ જાઓ (ડુગડુગી વગાડે છે.) લો મિયા બુધ્ધુ! વાર ન કર, જલ્દી એક પત્તુ કાઢી લે"

આંખો બંધ કર ઠીક-એક દો તીન ખોલી લે હવે આંખો"

હાથ લાંબા કરી જોરથી પોતાના "પત્તાને બૂમ પાડ."

"આ જા મારી ચોકટની રાણી આ જા" (લોકો હસે છે)

" કેવો છોકરો છે આ ઉલ્લુ કે બચ્ચે નામ દઇ ક્યાં બૂમ પડે છે."

"તેં તો મને કહ્યું કે તારા પત્તને બોલાવ નામ વગર કેવી રીતે બૂમ પાડું."

"અરે આમ કહે આ જા." (લોકો ચાલવા માંડે છે.) "ભાઇ જરા થોભો."

"તું કહે છે તે પ્રમાણે કરીશ."

"લે જલ્દી કર, હવે ભૂલ ન કરજે, ખરા સાથે પાનું પડવું છે."

"એમાં શું જેવો તું. તેવોજ હું" (લોકો હસે છે)

"બસ કર, મેહું બંધ કર."

"આંખો બંધ કરી લે, એક-દો-તીન, બસ ખોલી લે તારી આંખો" (ડુગડુગી વગાડે છે) જુઓ, ભાઇઓ, મારી આંખો બંધ હતી, કયુ પાનું કહ્યું તેની મને ખબર નથી તો પણ.

"ઓહ, માફ કરજે, તારી જલ્દીથી હું એટલો ગભરાયો કે પાનું 'મૂકવાનુંજ ભૂલી ગયો. પાનું મારા હાથમાં છે."

"તારી તો એવી તેવી, હવે જલ્દી મૂકી દે. અને હું કહું ત્યારે પત્તાનું નામ કહેવું."

"પત્તાનું નામ, કેવી વાત, મેં તો જોયા વિનાજ મૂકી દીધું છે, શુ બતાવું નામ."

(લોકો એક પછી એક ચાલવા માંડી પડે છે)

"ભાઇઓ થોભો, એક મિનિટ."

(ઉદાસ થઇ) નથી ઉભો રહેતા, તમારી મરજી. હવે તું કેમ ઉભો ઉલ્લુના સરદાર, દૂર થા મારી નજરથી સારો રંગ જામ્યો હતો, 'પૈસા પણ સારા મળતે ઓહ, બુધ્ધુના બચ્ચા હવે હું શુ ખાઇશ તારૂં માંસ."

"ભાઇ, ગુનોહ તારો છે ભલા આ રમત તે કઇ રમત છે. મારી વાત માનો તો ઠીક આ ધંધો કરતા બદર નચાવો બંદર. બહુ મજાની, આ કામ મેં ઘણા વર્ષ લગી કર્યુ છે. મને પણ તારો સાથી બનાવી લે—

"કુછ સાથ દોનોં પેટ ભરે માંગ ખાયે હમ;

તુમ ડુગડુગી બજાનો તો બંદર નચાયે હમ."